"ગુજરાતી પંચ"ની ૧૯૦૭ ની
બીજી ભેટ

# અલક્ષ્યજ્યોતિ

અથવા

## આધુનિક જનસમાજનું ચિત્ર.

રચનાર,

સુમિત્ર, (બન્ધુસમાજ.)

અમદાવાદ.

" ભૂતદયા છે ધર્મ બધાના મૂળમાં.
" સઘળાએ સન્તોનો એ ઉપદેશ જો ! "

પ્રકાશક,

સોમાલાલ મંગળદાસ શાહ.

તરફથી—"ગુજરાતી પંચ"

પ્રથમાવૃત્તિ.

 મૂલ્ય રૂ. ૧-૮-૦

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ

" એક પિતા પરમેશ્વર જાણો આપણો:
નિકટ સગાંઓ સમજો ભાઇ બ્હેન જો !
નીકો ન્હાની મોટી જે જીવો તણી:
વહતું તેમાં એક અખંડિત વહેન જો !

" હસનારાંઓ સાથે હસવાનું ઘટે:
રડનારાંની સાથે રડવું તેમ જો !
એક બીજાનાં આંસુડાંઓ લુછતાં:
ઉંચાં ચ્હડશો સ્ત્રીપુરૂષો સૌ એમ જો !"

રા. મણિશંકર.



शेठ चिनुभाइ माधवलाल सि. आइ. इ.

( જન્મ ઈ સ. ૧૮૬૪. )



# અર્પણ પત્રિકા.



સદ્‌ગુણસંપન્ન શેઠ ચિનુભાઇ માધવલાલ

સી. આઇ. ઈ.

અમદાવાદ.

આપના પરમપૂજ્ય પિતામહ મર્હુમ ઓનરેબલ રા. બા. રણછોડલાલ છોટાલાલ તથા પિતાશ્રી માધવલાલના સદ્‌ગુણો આપનામાં સર્વાંશે ઉતર્યા છે, વિદ્યા, નીતિ તથા ધર્મ પાલન કરવા આપ હમેશાં ઉત્સુક છો, ધન સંપત્તિ પુષ્કળ હોવા છતાં નિરભિમાની છો, પરોપકાર કરવામાં પ્રવૃત્ત છો, આશ્રિતને ઉત્તેજન આપો છો, કેળવણીના સાહાય્યક છો, મિલ ઉદ્યોગમાં મહાન્ અનુભવ ધરાવો છો, સ્વદેશ સેવામાં તત્પર છો, રાજ્યભક્તિમાં દ્રઢ છો; ઈત્યાદિ આપના સદ્‌ગુણોને લીધે નામદાર શહેનશાહે આ વર્ષમાં આપને સી. આઈ. ઈ. ( કમ્પેનિયન ઑફ ધી ઇન્ડિયન એમ્પાયર ) નું માનપ્રદ પદ બક્ષિસ કરી આપની સેવાઓનો સ્વીકાર કર્યો છે તે શુભ પ્રસંગે વિવિધ સ્થલ અને સંસ્થાઓ તરફથી આપના ઉપર અભિનંદનની આનંદ જનક વૃષ્ટિ થઈ રહી છે તે માંગલિક સમયે હું મારા તરફના અભિનંદનના ચિન્હ રૂપે આપને આ પુસ્તક અર્પણ કરવાની રજા લઉં છું.

અમદાવાદ,<br>
તા. ૧ માહે સપ્ટેમ્બર<br>
સન ૧૯૦૭.

લી. સેવક<br>
સોમાલાલ મંગળદાસ<br>
માલીક અને અધિપતિ<br>
“ગુજરાતી પંચ”.

# રા. શેઠ ચિનુભાઈ માધવલાલ સી. આઈ. ઈ.



રા. શેઠ ચિનુભાઇ માધવલાલ અમદાવાદના સુપ્રસિદ્ધ નર રત્ન મર્હુમ ઓન. રા. બા. રણછોડલાલ છોટાલાલના પૌત્ર થાય છે. તેમના સ્વર્ગસ્થ પિતા મર્હુમ રા. શેઠ માધવલાલભાઈ, મર્હુમ ઓન. રા. બા. રણછોડલાલભાઇના એકના એક પુત્ર હતા. રા. શેઠ ચિનુભાઇ પણ તેમના એકના એકજ પુત્ર છે. રા. શેઠ ચિનુભાઇનો જન્મ સન ૧૮૬૪ માં થયો હતો. તેઓ પોતાના પિતામહ તથા પિતાશ્રીના સંસર્ગમાં વિશેષ રહેલા હોવાથી તેમને તેમના હાથ નીચે ગુજરાતી, ઇંગ્રેજી તથા સંસ્કૃત ભાષાનું સંગીન જ્ઞાન મળેલું છે. તેની સાથે તેમને મિલ ઉદ્યોગના ધંધાનો પણ ઘણો સારો અનુભવ મળેલો છે. તેમના પિતામહે પોતાની હમેશની દીર્ઘ દ્રષ્ટિ અનુસાર તેમને શાળામાંથી ઉઠયા પછી તુરત પોતાના સ્વતંત્ર ધંધામાં જોડયા હતા, અને પોતાની શાહપુરની મિલ ઉપર તેઓ જોઇતી દેખરેખ જો કે રાખતા હતા તો પણ તેની વ્યવસ્થા રા. શેઠ ચિનુભાઇને જ સોંપેલી હતી. તેમણે પોતાના પિતાશ્રી તથા પિતામહની હયાતિમાં પોતાનો ધંધો સ્વતંત્રતાથી ચલાવેલો હોવાથી તેમના સ્વર્ગગમન પછી પણ તે ધંધો ખીલાવી મૂકયો છે અને પોતાની શાહપુરમાંની બે તથા સારંગપુરમાંની એક મળી એકંદર ત્રણ મિલોની સંભાળ તેમણે પોતે એકલાએ લેવાની છે છતાં પણ તે મિલોનો વહીવટ તેઓ ઘણી સંતોષકારક રીતે ચલાવે છે.

રા. શેઠ ચિનુભાઇના પિતામહ ઓન. રા. બા. રણછોડલાલભાઇનાં સત્કાર્યો જગ જાહેર છે. એ શ્રીમંત શેઠ મનુષ્ય પંક્તિમાં જન્મ્યા છતાં એક દેવાંશી પુરૂષ થઇ ગયા છે એમ તેમનાં સત્કાર્યો ઉપરથી કહીએ તો તેમાં યત્કિંચિત પણ અતિશયોક્તિ નથી. તેમના ગુણો તેમના પુત્ર રા. શેઠ માધવલાલ ધરાવતા હતા. અને પિતાશ્રી તથા પિતામહે પોતાના પૌત્રને બીજો જેમ ઘણો વારસો આપેલો છે તેવીજ રીતે પોતાના સદ્દગુણોનો વારસો પણ બક્ષેલો છે, અને તે વારસો રા. શેઠ ચિનુભાઇ અત્યાર સુધી તેને કાંઇ પણ ખલેલ પહોચાડયા વિના જાળવી રહ્યા છે. મર્હુમ ઓન. રા. બા. રણછોડલાલભાઇની હયાતીમાં

તેમનું કામ તેમની, રા. શેઠ માધવલાલભાઇની અને રા. શેઠ ચિનુભાઇની વચ્ચે વહેંચાઇને ચાલતું હતું પરંતુ મર્હુમ ઓન. રા. બા. રણછોડલાલ ભાઇ અને રા. શેઠ માધવલાલભાઇનો થોડાજ વર્ષના અન્તરમાં સ્વર્ગવાસ થયાથી અને રા. શેઠ ચિનુભાઇનાં ધર્મ સ્વરૂપ માતુશ્રી રેવાબાઇ પણ એજ અવસરમાં સ્વર્ગવાસ પામેલાં હોવાથી રા. શેઠ ચિનુભાઇ ઉપર પોતાના ધંધાનો તેમજ સંસાર વ્યવહારનો ભાર એકાએક આવી પડ્યો, છતાં પણ તેમણે એકલે હાથે ઘણાં સારાં કાર્યો કર્યાં છે.

મર્હુમ ઓન. રા. બા. રણછોડલાલભાઇએ જે જે સત્કાર્યો કરવા માંડેલાં તેમાંનાં કેટલાંક કાર્યો, તેમની જીવનદોરી અચાનક તુટી ગયાથી તથા તેમની પાછળ તેમના પુત્ર રા. શેઠ માધવલાલભાઇનો સ્વર્ગવાસ જલદી થયાથી, રા. શેઠ ચિનુભાઇને પુરાં કરવાનાં રહેલાં છે તે કાર્યો તેઓ અનુક્રમે કરે જાય છે. તેમણે પોતાના ધંધાને સારી રીતે ખીલાવ્યો છે એટલુંજ નહીં પરંતુ પોતાના પુણ્યશાળી વડીલોની ઇચ્છાઓ પરીપૂર્ણ કરવાને તેઓ હમેશાં ઉત્સુક રહેલા છે. જ્યુબિલી હોસ્પિટલને લગતો રેવાબાઇ વોર્ડ બાંધી તેમાં સુવાવડી સ્ત્રીઓની સંભાળ લેવાની ઘણી રૂડી સગવડ તેમણે કરી આપી પોતાનાં માતુઃ શ્રીનું નામ અમર રાખ્યું છે. અમદાવાદની સરકારી હાઇસ્કુલનું મકાન ઘણું નાનું પડતું હોવાથી તેમાં થોડીક પોતાની અને થોડીક સરકારી મદદ વડે શહેરને લાયક એક નિશાળ મકાન બનાવવાની ઇચ્છા મર્હુમ ઓન. રા. બા. રણછોડલાલભાઇએ રાખી હતી. તે અનુસાર રા. શેઠ ચિનુભાઇએ શાહપુરમાં હાઇસ્કુલનું એક નમુનેદાર મકાન બંધાવરાવ્યું છે અને તેને ના. સરકારે "રણછોડલાલ હાઇસ્કુલ" એવું નામ આપ્યું છે. રા. શેઠ ચિનુભાઇના પિતા મર્હુમ રા. શેઠ માધવલાલભાઇએ આ શહેરમાં એક ટેકનીકલ શાળા કાઢવા માટે ઘણી મોટી રકમ ના. સરકારને સ્વાધીન કરેલી છે અને તે શાળા જલદી નીકળે તેમ કરવા રા. શેઠ ચિનુભાઇ યત્ન ચલાવી રહ્યા છે. વળી સ્ત્રીઓની હોસ્પિટલની જોડાજોડ "માધવ બાગ" નામનો એક મનોહર અને સુશોભિત બાગ પોતાના પિતાશ્રી રા. શેઠ માધવલાલ ભાઇના સ્મરણાર્થે બનાવવાની હરેક તૈયારી કરવા માંડી છે.

રા. શેઠ ચિનુભાઇ આ પ્રમાણે પોતાના પિતામહ તથા પિતાશ્રીની ઇચ્છાઓજ અમલમાં મૂકે છે એમ નથી. પોતાને ધન સંપત્તિ પુષ્કળ હોવા છતાં ધર્મ, નીતિ અને સાહિત્ય દેવીના તેઓ એક મહાન

ઉપાસક છે. સનાતન ધર્મ ઉપર તેઓ ઘણો ભાવ ધરાવતા રહેલા છે. અને દયાએ તેમનામાં વાસ કરેલો છે. તેમના આવા આવા સદ્દગુણોને લીધે ૪૩ વર્ષની તેમની ભર યુવાવસ્થામાં મહા પ્રતાપી ના. શહેનશાહે પ્રસન્ન થઇ તેમને સી. આઇ. ઈ. ( કમ્પેનિયન ઑફ ધી ઇન્ડિયન એમ્પાયર )નો માનવંતો ખીતાબ આ વર્ષમાં પોતાની જન્મતિથિની ખુશાલીમાં આપ્યો છે. એમ કહેવાય છે કે ના. સરકાર તરફથી આટલી નાની ઉમ્મરે આવું મહાન્ પદ પામનાર આખા હિન્દુસ્થાનમાં રા. શેઠ ચિનુભાઇ પ્રથમ જ છે.

રા. શેઠ ચિનુભાઇનું લગ્ન પ્રથમ અ. સૌ. દેવલક્ષ્મી સાથે થયું હતું. પરંતુ તેમનો તરૂણાવસ્થામાં સ્વર્ગવાસ થવાથી અ. સૌ. સુલોચના તેમનાં બીજીવારનાં પત્નિ છે. તે દ્વારા તેમને એક પુત્ર અને ચાર પુત્રીઓ છે. પુત્રીઓનાં નામઃ—૧. બ્હેન જીવન્તિકા ઉ. વ. ૧૩, ૨. બ્હેન મનોરમા ઉ. વ. ૯, ૩. બ્હેન ઇન્દુમતિ ઉ. વ. ૭, અને ૪. બ્હેન સુમતિ ઉ. વ. ૪ નાં છે. પુત્રનું નામ ગિરિજાપ્રસાદ ઉ. વ. ૧૧ છે. આમાંથી જ્યેષ્ઠ પુત્રી બ્હેન જીવન્તિકાનું લગ્ન ચાલુ વર્ષમાં થયું છે.

આવા પરોપકારી પુરૂષ સહ કુટુંબ સુખી રહો અને તેમના વંશની વૃદ્ધિ થાઓ એજ ઇશ્વર પ્રત્યે પ્રાર્થના !!!

# અનુક્રમણિકા.





# પ્રસ્તાવના.

ઇશ્વિરનું અસ્તિત્વ માનવાની, તેના નિયમો સ્હમજવાની, અને તે પાળવાની દરેક સ્ત્રી અને પુરૂષની ફરજ છે. તેનું ભાન કરાવવાને અનાદિ કાળથી મહાન્ પુરૂષો દરેક કોમમાં યત્ન કરતા આવ્યા છે, અને તેઓ ધર્મગુરૂ તરીકે મનાયા છે. તે ધર્મગુરૂઓ તરફ ઘણા જ માનથી તેમના ભકતજનો જુએ છે, અને યથાશકિત અર્પણ કરી પોતાને કૃતકૃત્ય માને છે. સંસારમાં કાર્યમાં ગુંથાયલાં, ત્રિવિધતાપથી પીડાયલાં મનુષ્યો એવા ધર્મગુરૂ દ્વારા પરમાત્માનાં ચરણ કમળ સેવવા યત્ન કરે છે.

ગુર્જર પ્રજામાં આ ભાવના વિશેષ છે. કંઇક નવીનતા એમને નજરે પડે છે કે તે અંજાઇ જાય છે. નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોતાં એ એમની શ્રદ્ધા સૂચવે છે. પણ ગુજરાતના કેળવાયલા ગૃહસ્થોની ફરજ છે કે એ શ્રદ્ધાનો દુરૂપયોગ થતાં અટકાવવો. મનુષ્ય ઇશ્વર હોઇ શકતો નથી. જે મનુષ્યો પોતાને ઇશ્વર ગણાવે છે, તેઓ પોતે તેનો અપરાધ કરે છે.

ઘણેક સ્થળે ધર્માદા અપાયલા દ્રવ્યનો દુરૂપયોગ થાય છે. એક તરફ અનેક ગરીબ મનુષ્યો ચપટી અન્ન વગર ટળવળતાં મરી જાય છે, ત્યારે બીજી તરફ ધર્મને બ્હાને આળસ, અને દુરાચાર વધે છે. આ અટકાવવાને આપણા ગુજરાતમાં પ્રતિષ્ઠિત ગૃહસ્થોની કમીટી નીમાવાની જરૂર છે. એ કમીટીએ એવા ધર્માદા અપાયલા દ્રવ્યનો વહીવટ હાથમાં લઇ, તેમાંથી લુલાં, પાંગળાં, અપંગ મનુષ્યોને પાળવામાં તેનો ઉપયોગ કરવો જોઇએ.

એવા પણ દાખલા સાંભળવામાં આવ્યા છે કે દેવમંદિરના વહીવટ કરનાર પૂજારીઓ કાલે જતે મંદીરમાં સમર્પણ થયેલી જમીન, અગર દ્રવ્યના ધણી થઇ પડયા છે. અને એ દ્રવ્યમાંથી દેવ મંદીર નિમિત્તે દશાંશ પણ ખરચ નથી કરતા. આ પ્રમાણે થવાથી દાન આપનાર ગૃહસ્થોનો હેતુ ફળીભૂત નથી થતો. આજ કાલ કેળવણી આપણા દેશમાં વૃદ્ધિ પામતી જાય છે. તો કેળવાયલા ગૃહસ્થોની ફરજ છે કે પોતાના દેશમાં અપાયલા દાનનો દુરૂપયોગ ન થવા દેવો જોઇએ. એક તરફ ધર્મ તરફ અત્યન્ત અભાવ માલુમ પડે

છે, ત્યારે બીજી તરફ અંધશ્રદ્ધા વધતી જાય છે. તે બન્નેનો અટકાવ થવો જોઇએ. તોજ જનસમાજનો ઉત્કર્ષ છે. ધર્મ રૂપી બળ નષ્ટ થતાં, સત્ય, પવિત્રતા વિગેરે પણ મનુષ્યમાંથી શિથિલ થઇ જાય છે. મનની અને પાણીની ગતિ સરખી છે, તે નીચે જવાજ યત્ન કરશે. પણ જળ યંત્રથી જેમ જળને ગમે તેટલે ઉંચે લઇ જવામાં આવે છે, તેમ ધાર્મિક વૃત્તિથી મનને પણ ઉન્નત બનાવવામાં આવે છે. માટે સત્ય ધર્મ આવશ્યક છે.

બીજી ખાસ લક્ષમાં રાખવા લાયક બાબત સ્ત્રી કેળવણી છે. જ્યારે સ્ત્રીઓ ખરેખર કેળવાયલી થશે, ત્યારે પાખંડ ધર્મ એની મેળે નાશ પામશે; અંદરના કલહ, કુસંપ પણ ઓછા થશે. જેટલી પુરૂષ સમાજની જરૂર છે, તેથી પણ વિશેષ સ્ત્રીસમાજની આવશ્યકતા છે.

આવી જાતના વિષયનું વાર્તારૂપે વિવેચન આ લઘુ પુસ્તકમાં કરાયલું છે. સ્થળ સંકોચને લીધે અંદરના વિષયો ઉપર પૂરી ચર્ચા થઇ શકી નથી. તો તેને માટે વાચકવૃંદ ક્ષમા કરશે.

રા. સોમાલાલે જ્યારે આ પુસ્તક પ્રકટ કરવા ઇચ્છા દર્શાવેલી, ત્યારે આ લેખકને સ્વપ્ને પણ ખ્યાલ નહતો કે તેના હાથથી લખાયલું પુસ્તક અમદાવાદના સુપ્રસિદ્ધ દાનવીર રા. ચિનુભાઇ માધવલાલ સી. આઇ. ઇ ને અર્પણ થશે. લેખકને આનંદ એટલોજ થાય છે કે જ્યારે દાન, પરોપકારાદિ આ વાર્તાનું બીજ છે, ત્યારે તેનું સમર્પણ તેવાજ પરોપકારી ગૃહસ્થને થાય છે. અને વિશેષ આનંદ લેખકને એ થાય છે કે એક નાગરના હાથથી લખાયલું પુસ્તક નાગરરત્નને અર્પણ થાય છે.

બંધુસમાજના પ્રિયમિત્રોનો લેખક જેટલો ઉપકાર માને તેટલો થોડો છે. કારણ તેમના સત્સમાગમ વગર, તેમની સહાય વગર, લેખક આ પ્રયાસ ભાગ્યે કરી શકત.

છેવટમાં સ્વદેશભકત નરરત્ન દાદાભાઇ નવરોજજી, જેમના જન્મ દિવસે (તા. ૪ સપ્ટેંબરે) આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે, તેમનો દીર્ઘાયુષ્ય થાઓ, એવી સર્વેની ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

અમદાવાદ.<br>
"સુંદરીસુબોધ" મંદિર.<br>
તા૦ ૪—૯—૧૭ } **સુમિત્ર.**

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

वार्षिक लवा-
जम सवा
रूपीओ.

# सुन्दरीसुबोध.

टपाल खर्च
साहित.

( सचल त्रण फोर्म—म्होटां चोवीस पानानुं. )

गुजरात-काठियावाडमां स्त्रीओने माटे प्रकट थतुं एकज मासिक.

संपादक,

बन्धुसमाज, अमदावाद.

स्त्रीओनी सांसारिक, मानसिक, नैतिक, धार्मिक, अने शारीरिक उन्नति करवी ए आ पत्रनो महान् हेतु छे.

दरवर्षे ग्राहकोने एक सुन्दर भेट अपाय छे.

पहेला वर्षनी भेट.

योगिनी—कि. १-१२-० सुंदरीसुबोधना नवा ग्राहकने ०-६-० ट. ख. जूदुं.

बीजा वर्षनी भेट.

गीतमाळा—कि. ०-६-० सुंदरीसुबोधना नवा थनार ग्राहकने ०-४-० ट. ख. जूदुं.

त्रीजा वर्षनी भेट.

कपिंजला—कि. ०-६-० सुंदरीसुबोधना नवा थनार ग्राहकने ०-४-० ट. ख. जूदुं.

चोथा वर्षनी भेट.

मृदुला—कींमत ०-८-०

सर्वे मळवानुं ठेकाणुं—

मंत्री, बन्धुसमाज,

"सुन्दरीसुबोध" ओफीस.

अमदावाद.

# અલક્ષ્યજ્યોતિ.

## પ્રકરણ ૧.

### યોગીન્દ્ર.

दिविभूमौ तथा काशेवाहिरन्तश्चमे विभुः ।
योविभात्यव भासात्मा तस्मै सत्यात्मने नमः ॥
योगवासिष्ठ.

I found Him in the shining stars,
I marked Him in the flowering of His fields,
But in His ways with men I find Him not.

*  *  *  *  *

Oh me! for why is all around us here
As if some lesser God had made the world,
But had not force to shape it as he would,
Till the High God behold it from beyond
And enter it and make it beautiful?

Tennyson.

" જય સચ્ચિદાનન્દ પ્રભો! દીનબન્ધો! ભકતવત્સલ અનન્ત કોટી બ્રહ્માંડાધીશ! તારી અકળિત લીલા જોઈ મારૂં હૃદય દ્રવે છે. સૃષ્ટિ સૌન્દર્ય તરફ નિહાળતાં મારી નજર કહ્યું નથી કરતી. આકાશમાં ઉગતા તારા અને તત્સંબંધી વિચારમાં મારી મંદ અક્કલ ચાલી શકતી નથી. દરેક ઋતુમાં બદલાતી સૃષ્ટિની શોભા, ગમે તેવા નાસ્તિક મગજને પણ આસ્તિક બનાવે છે. મને તો એમજ થાય છે ઇશ્વરનાં દર્શન કરવાને તથા તેની ભાવના ઉત્પન્ન કરાવાને મંદીરો બાંધવાની શી જરૂર છે! સૃષ્ટિ સૌન્દર્ય એજ પરમેશ્વરનું મન્દિર છે.

પ્રાતઃકાળમાં ઉગતા સૂર્યની ખુબી, મધ્યાન્હે પડતો તેનો પૂર્ણ પ્રકાશ, અને સન્ધ્યાકાળે તે અસ્ત થતાં કુદરતની લીલાને શાન્ત દૃષ્ટિથી નીહાળનાર મનુષ્ય કદિ પણ નાસ્તિક રહે ? રાત્રીએ ખીલતી ચન્દ્રિકા રૂપી રૂપેરી ચાદર ઓઢી પૃથ્વી રૂપી સુન્દરીને નિહાળનાર પ્રાણી, તેના સરજનહાર પ્રભુ તરફ કેટલા ઉચ્ચભાવથી જુએ ! વર્ષાઋતુમાં વાદળાં વીજળી, અને પવન સાથે પડતા વર્ષાદની પ્રચણ્ડ શકિતને જોઇ ભલ ભલા મનુષ્યો શાન્ત થઇ જઇ, હાથ જોડી પ્રભુ સત્તાને નમસ્કાર કરે છે. તે શકિતને સર્વદા હું વન્દન કરૂં છું.

[1]यस्याः प्रभावमतुलं भगवानन्तो
ब्रह्माहरश्च नाहिवक्तुमलंबलंच ।

જે પ્રચણ્ડ શક્તિ, વૃક્ષોને સમુદ્રજળોને અને તેમાં ફરતાં મ્હોટાં ઝાઝોને તૃણની માફક ઉડાવી દે છે તેને હું નમસ્કાર કરૂં છે.

આ ઇચ્છાશકિત આગળ માનવબાળ બિચારૂં કોણ હિસાબમાં છે ! આધિ વ્યાધિ અને ઉપાધિથી ગ્રસ્ત મનુષ્ય તે ઇશ્વરી શક્તિ ન માની, સ્હામા સિદ્ધાન્તો ચલાવી કેટલી બધી ધૃષ્ટતા બતાવે છે. કેટલું બધું અભિમાન રાખે છે. પ્રભુ ઇચ્છા વગર એક શ્વાસ લેવાને સમર્થ નથી, એક વિચાર બહાર પાડવાને પણ શક્તિમાન નથી, એવું નિર્બળ મનુષ્ય તે વળી તેની સત્તા સ્હામે બાથ ભીડવાને હામ ધરાવે ! કેટલી બધી નીચતા ! ક્ષુલ્લુકતા ! પ્રભો ! પ્રભો ! મને એવા દુષ્ટ સમાગમોથી દૂર રાખ્ય. પ્રભો ! મને તારા ચરણકમળમાંજ રાખ્ય ! જેણે તારા પ્રેમ સુધારસનું પાન કર્યું છે ! તે તો કદી પણ તારાં ચરણકમળ મુકી અન્યનો આશ્રય કરનાર નથી. સંસારની સ્વાર્થવૃત્તિ, કાવાદાવા, અને મલિનતાથી હું કંટાળી ગયો છું. મનુષ્યો સ્વાર્થ સાધવાને કેટલી બધી ધૃષ્ટતા કરે છે ! કેટલું બધું અસત્ય બોલે છે ! વ્હાલા પરમેશ્વર ! મારી ચિત્તવૃત્તિ તારા ચરણકમળમાં રાખ્ય !" આ પ્રમાણે ઘુંટણીએ પડી એકાગ્રતાથી પ્રાર્થના કરતો એક પચીસ વર્ષનો યોગી આબુ પર્વતમાં આવેલા ગુરૂશિખરની પાસેની ખીણમાં બેઠો હતો. શરીરે તે મજબૂત અને પ્રચણ્ડ હતો. માથા ઉપર જટા બાંધેલી હતી. ભગવાં વસ્ત્ર પહેર્યાં હતાં. આંખો

---

૧ સપ્તશતિ

મ્હોટી ચળકતી અને શાન્ત હતી. મુખ ઉપર આનન્દ છવાઈ રહ્યો હતો. એનામાં આકર્ષક શક્તિ ( magnetic power ) એટલી બધી હતી કે એના જોવા માત્રથી મનુષ્ય તો શું પણ વાઘ અને સિંહ જેવાં, ક્રૂર પ્રાણીઓ નરમ ગાય જેવાં બની જતાં. એના આશ્રમ પાસે વાઘ સિંહ ફરતા, બેસતા, પણ તેમની મગદૂર નહતી કે ત્યાં પોતાનું ક્રૂરત્વ બતાવી શકે. આશ્રમ પાસે એક પાણીનો ઝરો ખળખળ વહ્યા કરતો હતો. તેનીજ પાસે એક ધુનીમાં લાકડાં બળ્યાં કરતાં હતાં. પાસેના આમ્ર અને આસોપલવાદિક વૃક્ષોમાં કોકિલા, મયૂર વિગેરે પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં. ભમરાઓ ગુંજારવ કરતા ક્વચિત સંભળાતા, ઉંચે સ્વચ્છ આકાશ અને આસપાસ પર્વત શિવાય તથા પશુ પક્ષિ વગર કોઇ પણ આ યોગી પાસે બીજુ નહતું. આવા નિર્જન સ્થાનમાં આવો દિવ્યયોગી એકલો મદોન્મત્ત ગજરાજની માફક પડ્યો હતો. “ હું અને મારો પરમેશ્વર ” એ શિવાય બીજો કોઇ પણ વિચાર આ મહાત્માના મનમાં નહતો. જીવાત્માને પરમાત્મ સ્વરૂપ બનાવવાની જે રિતિ તે યોગ. અને આવાં સ્થળ જ્યાં પરમાત્માની અનન્ત લીલા ડગલે ડગલે અને પળે પળે માલુમ પડે છે, ત્યાંજ યોગ સાધી શકાય છે.

આ યોગીનો જન્મ અયોધ્યામાં થયો હતો. એનાં માબાપ કુલીન અને શ્રીમાન હતાં, વૃદ્ધાવસ્થામાં આધારરૂપ તે એમનો એકનો એક પુત્ર હતો. તેનું નામ જ્યોતીન્દ્ર પાડ્યું હતું. એણે પોતાની માતૃભાષા શિખવા ઉપરાંત ઇંગ્લીશ અને સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. જ્યોતીન્દ્રની ઉંમર ચૌદ વર્ષની થઈ કે એનાં માત પિતા મૃત્યુ પામ્યાં. આથી કરીને તે ન્હાનપણુથીજ સ્વતંત્ર થયો. તેની જોડે એની વૃત્તિમાં એકદમ ફેરફાર થયો. એની ઇચ્છા પૃથ્વીના દેશ જોવાની થઈ. તદનુસાર તે પોતાના દ્રવ્યની વ્યવસ્થા એક દૂરના સગા અને પિતાના પરમમિત્ર અમરેન્દ્રને સોંપી, એક અંગત નોકર લેઇ પ્રથમ હિંદુસ્થાનના દરેક ભાગમાં ફર્યો. અને લગભગ પાંચે વર્ષે તે અયોધ્યામાં આવ્યો. આ વખતે એની ઉંમર ઓગણીશ વર્ષની થઈ હતી. શરીરે તે બરાબર સ્હાડા છ ફુટ ઉંચો થયો હતો, અને વર્ણે ગૌર હોવાને લીધે, તે કામદેવને પણ શરમાવે એવી સુન્દર કાન્તિવાળો થયો હતો. હિંદુસ્થાનની યાત્રા કરી આવ્યો તે વખતે એનાં લગ્નને માટે માગાં ઉપર માગાં અમરેન્દ્ર પાસે આવ્યાં હતાં. પણ

જ્યોતીંદ્રની ઇચ્છા લગ્ન કરવા તરફ બીલકુલ નહતી. એને તો પૃ· થ્વી પર્યટનની લત લાગી હતી. હિંદુસ્થાનની મુસાફરી પૂર્ણ થયાને છ મહિના થયા, ત્યાં એણે ઇંગ્લંડ, અમેરીકા, ઓસ્ટ્રેલીઆ વિગેરે સ્થળે જવા વૃત્તિ બતાવી. અમરેન્દ્રે બહુ સમજાવ્યો કે પ્રથમ લગ્ન કરી, જીવન સ્થિર કરી પછી મુસાફરી કરવી. પણ જ્યોતીન્દ્રને તે પસંદ પડયું નહીં. તેણે તો પશ્ચિમ સમુદ્રનો પ્રવાસ શરૂ કર્યો, અને યુરોપના તમામ પ્રદેશમાં ફર્યો. ઇંગ્લંડના મહેલો, નાટક શાળાઓ, આનન્દાશ્રમો જોયા. ફ્રાન્સની રાજ્યધાનીનું શહેર પેરીસ જોયું અને દ્રાક્ષના વેલાથી ભરપુર પ્રદેશ જોયા, મશાલાના ટાપુઓ નીહાળ્યા. તે આવાં સુન્દર સ્થળોમાં ફર્યો, મ્હાલ્યો. એને ઘણાક મિત્રો થયા. પત્ર વ્યવહારનાં વચનો અપાયાં, પણ જ્યોતીંદ્ર કંઇક જુદીજ પ્રકૃતિનો હતો. જેમ જેમ તેને મનુષ્યોનો અનુભવ થતો ગયો, તેમ તેમ તે· મના તરફ બહુજ કડક થવા લાગ્યો. અને કેટલાકને તો એમજ લાગ્યું કે આ હિંદનિવાસી ગૃહસ્થ માથાનો ફરેલો, અને મગજનો ગયેલો છે. તટસ્થ રીતે જ્યોતીન્દ્ર આ બધું જોતો, અને મુછમાંજ હસતો.

આખર પાંચ વર્ષને અન્તે એનું પૃથ્વી પર્યટન પુરૂં થયું. તેની લગભગ ચોવીશ વર્ષની ઊંમરે તે પાછો અયોધ્યા આવ્યો. આ વખ· તે અમરેન્દ્ર વૃદ્ધ થયો હતો. પોતાના પુત્રતુલ્ય મિત્રપુત્રને પાછો આવેલો જોઈ આ વૃદ્ધ જનને હર્ષનાં આંસુ આવ્યાં, અને સ્નેહથી વધાવી લીધો. અમરેન્દ્રને પદ્મનાભ નામે પુત્ર હતો. અને અમરેન્દ્ર· ના મદદનીશ તરીકે તે કામ કરતો. પણ તેની નોકરી બદલ જ્યો– તીન્દ્રની જાગીરમાંથી મહીને પચાસ રૂપીઆ મળતા. પિતા પુત્ર ઘ· ણીજ પ્રમાણીકતાથી જાગીરની વ્યવસ્થા કરતા. પુનઃ જ્યોતીન્દ્રના લ- ગ્નની વાત નીકળી. અને તેમ કરવા જ્યોતીન્દ્રે સાફ ના પાડી. તેણે અમરેન્દ્રને કહ્યું. “ કાકા, હું કાંઇક જુદીજ પ્રકૃતિનો છું. મારે સં· સારમાં રહેવું નથી. મારોતો નિશ્ચય મેં પ્રથમથીજ કર્યો છે. મારે અધ્યાત્મ જ્ઞાન પ્રાપ્ત કરવું છે, અને પરમ યોગી બનવું છે. કાકા. તમે બીલકુલ ગભરાશો નહીં. છ મહિના અહીં આરામ લઇ હું આબુ પર્વતમાં જવાનો છું અને ત્યાં કોઈ શાન્ત, નિર્જન સ્થળ શોધી કહાડી, પરમ યોગ સાધના કરવી છે.

આપને એટલી વિનતિ કરવાની છે કે રોજ બપોરે ગને કાંઇક

અન્ન મળે એવો બંદોબસ્ત આબુમાં કરી શકું તેટલું દ્રવ્ય નિયમિત રીતે મોકલ્યા કરવું. જ્યાં સુધી દુધ અને ફળ ખાવાની ટેવ મને નથી પડી ત્યાં સુધી દેહના આધાર માટે મારે કાંઇક જોઇએ. આ ઘર, વતન, વિગેરે હું આપને અને પદ્મનાભભાઇને આપી દઉ છું. તેનો ઉપયોગ પરોપકારાર્થે કરશો. આપ મારા પિતાના પરમ મિત્ર છો. અને આપ જે વ્યવસ્થા કરશો તે યોગ્યજ કરશો એવી મને ખાત્રી છે ! "જ્યોતીન્દ્રનો આ વિચાર સાંભળી અમરેન્દ્ર તો દિગ્મૂઢજ બની ગયો. તેણે જ્યોતીંદ્રને દાખલા, અને દલીલો સાથે લગ્ન કરવાની, ગૃહસ્થાશ્રમ પાળવાની, બહુ બહુ વિનતિ કરી. છેવટે પોતે આત્મહત્યા કરવાની ધમકી પણ બતાવી પણ તે એકનો બે ન થયો. " કાકા, તમે મારા મુરબ્બી છો, પણ એવા કાયરને છાજે એવાં વચન તમે બોલી મને દીલગીર કરો છો. હું જાણું છું કે કેવળ મારા સ્નેહને લીધેજ આવા છેલ્લા ઉદ્દગારો કહાડો છો. પણ આપ મને માફ કરો. પદ્મનાભભાઈ હું છું એમજ સ્હમજો. એક પિતાના બે પુત્ર હોય તેમાં એક રાજા થાય, ને બીજો યોગી થાય. એ અનાદિકાળનો નિયમ છે. હું પદ્મનાભને મારા નાનાભાઇ સ્હમજુ છું. ને મારૂં સર્વસ્વ એમને અર્પણ કરૂં છું. " જ્યોતીન્દ્ર દૃઢ હતો અને કોઇ પણ પ્રકારે પોતાના નિશ્ચયથી ડગે નહીં એવો હતો. બરાબર છ મહિના થયા કે એણે યોગદીક્ષા લીધી. અને જ્યોતીન્દ્રને બદલે પોતાનું નામ અલક્ષ્યજ્યોતિ રાખ્યું. તેણે પોતાના દ્રવ્યનો ભાગ ગરીબોમાં વહેંચી આપ્યો. અને તમામ મિલ્કતના વારસ પદ્મનાભને બનાવ્યો. તે પોતાના પ્રિયજનોનાં અશ્રુપાત સાથે આબુના સુન્દર પ્રદેશમાં આવી પહોંચ્યો અને આગળ વર્ણવી ગયા તે સ્થળમાં એણે મુકામ નાંખ્યો. અહીં આવે તેને લગભગ એક વર્ષ થવા આવ્યું હતું. તે એકાગ્રતાથી પ્રભુનું સ્તવન કરતો હતો હવે તેણે ફળ અને જળ ઉપર માત્ર આધાર રાખ્યો હતો. તેનો અંતરાત્મા પ્રસન્ન હતો. એ કવચિત આબુના કેન્ટોનમેંટમાં જતો અને[1] " સનસેટ પોઇન્ટ " ઉપરથી સૂર્યાસ્ત નિહાળતો અથવા અચળેશ્વર મહાદેવની આરતી સમયે કવચિત જણાતો. તે વખતે તે તદ્દન મૌન રાખતો. અને કોઇ જીજ્ઞાસુ " મહારાજ ! કહાં રહતે હો, " એમ પુછે તેના તરફ સ્મિત કરી દૃષ્ટિપાત કરતો. ને તે દૃષ્ટિની સાથે પુછનારો માણસ જાણે વિજળી પાત થયો હોય એમ સ્તબ્ધ બની ચાલતી પકડતો. આબુના

---

૧ આ સ્થળ માઉન્ટ આબુમાં સુપ્રસિદ્ધ છે.

રમણીય સ્થળોમાં તે ફરતો આનન્દ માનતો. મનુષ્યો તરફ તે ઘણોજ ઉદાસીનતા રાખતો. કારણ એનું લક્ષ્ય પરમાત્મા શિવાય કોઇમાં પણ ન હતું. વખતે તે ફાડીને પણ નમસ્કાર કરતો તો વખતે તે ભલ ભલા સિંહોને પોતાની તીવ્ર દૃષ્ટિથી નસાડી મુકતો.

આબુ પર્વતની રમણીયતા એક બે સારા વર્ષાદ વરસી ગયા પછી માલુમ પડે છે.. ઉન્હાળાના ઉગ્ર તાપથી ચોગરદમ સુકી થઈ ગયેલી જમીન જ્યારે વરસાદ પડે છે ત્યારે હરિત સ્વરૂપ ધારણ કરે છે. જ્યાં નજર કરીએ ત્યાં લીલુ લીલુ માલમ પડે છે. આકાશમાં વાદળાં જાણે મૂર્ત્તિમાન બની આબુને સ્પર્શ કરી પૃથ્વી ઉપર ઉતરતાં હોય નહિં તે દેખાવ ઘણોજ દિવ્ય લાગે છે. અજવાળી રાત્રીએ જો માથે નજર કરીએ તો ચન્દ્ર પૂર્ણ પ્રકાશથી ખીલેલો દેખાય છે. ને નીચે નજર કરીએ તો વાદળાના ધુમસ સિવાય બીજુ કાંઈ પણ નથી જણાતું. એ ચંદ્રના પૂર્ણ પ્રકાશને વાદળીઓના સમૂહો જાણે નમન કરી પૃથ્વી ઉપર ઉતરતા હોય એમ જણાય છે. પર્વતમાંથી સ્થળે સ્થળે પાણીનાં ઝરણાં પડતાં દેખાય છે. કોકિલાઓ સુન્દર ગાયન કરે છે. મયૂરો નૃત્ય કરી કેકા વાણીથી પર્વતને કાંઈક ઓર ખુબી આપે છે. કુદરતની સુન્દરતા તરફ નજર નાંખતાં આપણને એમજ લાગે કે આપણે દિવ્ય લોકમાં છીએ અને માનવ ભૂમિ આપણાથી કાંઇક નીચી છે. શ્રાવણ માસની શુકલ પક્ષની રાત્રીએ ચંદ્રિકાના આનંદમાં ઉલ્લાસથી પ્રકરણની શરૂઆતમાં લખેલા ઉદ્દગાર અલક્ષ્યજ્યોતિ કહાડતા હતા. આ સમયે એના ચરણ પાસે એક બાજુ સિંહ અને બીજી બાજુ સિંહણ બેઠાં હતાં અને ગેલ કરતાં હતાં. એવામાં દૂરથી કાંઇક મનુષ્યનો પગરવ સંભળાયો. તુરતજ સિંહ અને સિંહણ ઉભાં થઈ ગયાં. પણ મહાત્માના દૃષ્ટિપાતથી તે શાંત થઈ પુછડું હલાવતાં બેસી ગયાં. થોડીવાર થઇ ત્યાં ધીમે ધીમે ચાલતી એક નવ યૌવના કન્યા દેખાઇ. એની ઉમર લગભગ ચૌદેક વર્ષની હતી. કદમાં તે મધ્યમ હતી. કાન્તિ ઘણીજ સુન્દર હતી. તે બ્હીતી બ્હીતી ચાલતી હતી. ઘડીકમાં તે ચાલતી, ઘડીકમાં તે દોડતી. ઘડીકમાં ઉભી રહેતી. એનું હૃદય કંપતું હતું. પાણીની તૃષા એને ઘણી લાગી હતી. અને ખળખળ વહેતા ધોધ ભણી તે પાણી પીવાની લાલસાથી જતી હતી. ત્યાં તેણે સિંહની મધ્યમાં બેઠેલા મહાત્માને દીઠા ને દેખતાની સાથે ભયથી કારમી ચીસ પાડી પૃથ્વીપર ઢળી પડી.

---

# પ્રકરણ ૨.

## વિજયા.

"Her voice was ever soft, gentle, and low,"
"An excellent thing in woman."

Shakespear.

"આ સંસારે પ્રથમ પ્રીતિએ કોણ જાણી શક્યું છે,
કે પ્રીતિનું રૂધિર સઘળુ ઉષ્ણ અશ્રુ તણું છે ?

કલાપી.

આ બનાવ જોઈ એકદમ અલક્ષ્યજ્યોતિ ઉઠ્યા. ને તેમની પાછળ પુંછડું હલાવતાં સિંહ અને સિંહણ ચાલ્યાં. મુર્છા પામેલી કન્યા ભણી નજર કરી તે બોલ્યાઃ—"અહા ! આવી સુમનોહર કન્યા આવા સ્થળમાં ક્યાંથી ? અને તે પણ મારાજ આશ્રમ પાસે ! !" લાચારીથી પોતે હાથમાં ઉપાડી તેને આશ્રમમાં લાવ્યા. અને પોતાની પર્ણકુટિમાં સુવાડી. આખી રાત એની પાસે બેસી રહ્યા. પણ તે પડીજ રહી. સહવારે સૂર્યના ઉદય સાથે એ કન્યાને શુદ્ધિ આવી. જાગૃત થઈ ત્યારે પોતાની પાસે બેઠેલા મહાત્માને જોઈ તેણે ભય અને શરમથી આંખ મીંચી દીધી. મહાત્મા બોલ્યાઃ—"બાળા ! તું બીલકુલ ગભરાઈશ નહીં. તું અહીં સ્વસ્થ રીતે રહેજે." લગભગ એક કલાકે એ કન્યા પાછી શુદ્ધિમાં આવી. ગભરાતી ગભરાતી ઉઠી, ને થરથર ધ્રુજતી બેસી રહી. ભયથી એનામાં બોલવાની શક્તિ નહતી. અલક્ષ્યજ્યોતિએ એને શાન્ત કરી, થોડાંક મીઠાં ફળ ખાવા આપ્યાં. અને પાંદડાના પડીયામાં ઝરણનું સ્વચ્છ પાણી પીવા આપ્યું. તથા ઘણાજ મધુર શબ્દમાં એને શાન્ત કરી. અને ગંભીરતાથી એના મસ્તક ઉપર હાથ મુક્યો. હાથના સ્પર્શથી જાણે ચૈતન્ય શક્તિ આવી હોય એમ એ જાગૃત થઈ, અને બોલ્યા ચાલ્યા વગર થોડાંક ફળ ખાધાં, પાણી પીધું અને તુરત પૃથ્વીપર સુતી—સુતા બેગી તે ઉંઘી ગઈ. જ્યારે જાગૃત થઇ ત્યારે મધ્યાન્હ થયા હતા. પક્ષીઓ વૃક્ષમાં કલ્લોલ કરતાં હતાં. આમ્ર વૃક્ષ ઉપર કોકિલાઓ "કુહુ" "કુહુ"

નો સ્વર કરી રહી હતી. દૂરથી મયૂરના કેકારવ સંભળાતા હતા. ચકલી વિગેરે ન્હાનાં પક્ષીઓ કલ્લોલથી નાચતાં, કુદતાં, પાસે વહેતા સ્તોત્ર-માં ન્હાતાં હતાં. હરણીનું એક બચ્ચું આશ્રમ પાસે રમ્યા કરતું હતું.

અલક્ષ્યજ્યોતિ શાંત ચિત્તથી કન્યા તરફ દૃષ્ટિ રાખી બેસી રહ્યા હતા. જાગૃત થઇ તે વખતે તે કન્યામાં કાંઇક વિશેષ બળ આ-વ્યું હતું. તે ઉઠીને શરમાતી શરમાતી બોલી—" મહારાજ આપે મારે માટે બહુ શ્રમ લીધો, તેને સારૂં આપનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. " મહાત્મા બોલ્યાઃ " બાળા, તું જાગૃત થઇ, સ-જીવન થઈ, અને આટલા અક્ષર બોલી શકી, તેને માટે હું પર-માત્માનો ઉપકાર માનું છું. પરન્તુ મને જીજ્ઞાસા એ થઇ છે કે તું આવી સુમનોહર છતાં, આવા નિર્જન વનમાં એકલી શામાટે ભટકે છે ? ભટકતાં તને ભીતિ કે ક્ષોભ નથી થતો ? અથવા તો તારા વડીલો તને આમ કરતાં અટકાવતાં નથી ? અને તારૂં નામ શું છે ? " કન્યા હાથ જોડી બોલી,—" મહારાજ ! મારૂં નામ વિજ-યા છે. હું વિલાસપુરના દેસાઇની પુત્રી છું. અને મારાં માત પિતા તથા મારા નાના ભાઇ સાથે અમે અત્રે આવ્યાં છીએ. મારી માતા ક્ષયની બીમારી ભોગવે છે. તેની હવા ફેર કરવા અમે બધાં આબુ કેન્ટોનમેન્ટમાં આવ્યાં છીએ. આબુના જે પ્રદેશમાં ઈંગ્રેજ લોક રહે છે ત્યાં અમે એક બંગલો ભાડે રાખ્યો છે. વર્ષાદ પુષ્કળ પડવાથી મારી માતાની પ્રકૃત્તિ બગડી જવાથી અમે વિલાસપુર જઇ શક્યા નથી. હું અને મારો ભાઇ જેનું નામ વિદ્યાસાગર છે, અને જે મારાથી બે વર્ષે નાનો છે, તે અચળ ગઢ જોવા જઇએ છીએ. અમે દેલ-વાડામાં મુકામ કર્યો છે. મારી માતાએ કહ્યું હતું કે આબુમાં હજી પણ મહાત્માઓ રહે છે. એ ઇચ્છા મારા મનમાં પ્રબળ થતાં, જ્યારે મારો ભાઇ દેલવાડામાં સુઈ રહ્યો ત્યારે ::મન દૃઢ કરી આસપાસ ફરવા નીકળી. અને ભુલી પડી. ફરતી ફરતી, બ્હીતી બ્હીતી હું આપના આશ્રમ પાસે આવી પહોચી. પછીની હકીકત આપ જા-ણો છો. હું ક્યાં છું ? કેટલે દૂર આવી છું તેની મને ખબર નથી. મારી મૃત્યુ શય્યા ઉપર સુતેલી માતાની શી દશા હશે ? મારો ભાઇ વિદ્યાસાગર શું કરતો હશે ? મહારાજ ! કૃપા કરીને મને વેળાસર ઘેર પહોચાડો. નહીંતર મારે માટે મારાં માત પિતાને બહુ ચિન્તા થતી હશે. "

મનોહર કન્યાના મુખમાંથી સાદી અને સરળ ભાષામાં નિકળતાં વાક્યો સાંભળીને મહાત્માને કાંઇક જુદીજ અસર થઈ હતી. જે પરમ યોગી મહાત્મા પૃથ્વીના ઘણાખરા ભાગમાં ફરેલો, જેનો અનેક સ્ત્રી પુરૂષો જોયેલાં છતાં કોઇના ઉપર ભાવ સરખો ન થયેલો, તેને આ સુન્દરીને જોતાંજ કાંઇક અન્ય વિચાર થયો. તેણે આંખ મીચી દીધી. તોપણ આંખ આગળ વિજયાની મૂર્ત્તિજ ખડી થઇ.” તે ચમક્યો, ઉઠયો, અને શાન્ત વૃત્તિથી ઉભો થઇ ગયો ને બોલ્યો —“ વિજયા, ચાલ હું તને સત્વર તારાં માત પિતા પાસે પહોચાડું. દેલવાડા અગર આબુનો કેન્ટોનમેન્ટ અહીંથી બહુ દૂર નથી. પાસેની ટોપલીમાંથી થોડાંક ફળ લઇ લે. જે તું રસ્તામાં ખાજે.” વિજયાએ આજ્ઞા પ્રમાણે ફળ લઇ લીધાં. અને મહાત્માએ તથા વિજયાએ ધીરે ધીરે ચાલવા માંડયું. રસ્તામાં કેટલીકવાર અલક્ષ્યજ્યોતિને વિજયાનો હાથ પકડવો પડતો. કારણ આડો રસ્તો હોવાથી વિકટ હતો. કવચિત દીપડા, ચિત્તા વગેરે સ્હામા મળતા, તો તે મહાત્માને દેખીને પલાયમાન થઇ જતા. સ્હાંજના ચારેક વાગ્યાને શુમારે દેલવાડાના દેવાલય આગળ આવી પહોચ્યાં.

ગુજરાતમાં જૈન ધર્મની જાહોજલાલીમાં બંધાયલા આ દેવાલય ઘણાંજ સુન્દર અને સારી રીતે બાંધેલાં છે. પૃથ્વીની સપાટીથી લગભગ સ્હાડા ત્રણ હજાર ફુટ ઉંચે આરસપહાણનાં સુરમ્ય દેવાલયો અને કારીગરી જોઈ, ભલ ભલા મનુષ્યોની અક્કલ કહ્યું કરતી નથી. દેવાલયની અંદરનું કોતર કામ, મૂર્ત્તિઓના અલંકાર ઘણાજ ઉત્તમ છે. કહેવાય છે કે આ દેવાલયોના કોતરકામ સારૂ કારીગરલોકને પુષ્કળ સુવર્ણ મહોરો મળી છે. કાંકરાની માફક રૂપાનાણું ઉછળ્યું છે. ગુજરાતનો વૈભવ, લક્ષ્મી દેવીની કૃપા, અને કારીગરોની ઉત્તમ શક્તિનો ખ્યાલ આપણને આ સ્થળજોતાં થાય છે. કોતરકામની ઉત્તમતા દેરાણી જેઠાણીના ગોખલાને નામે ઓળખાતા સ્થાનમાં તાદૃશ થાય છે. એક તરફ સૃષ્ટિ સૌન્દર્ય, અને બીજી તરફથી મનુષ્ય શક્તિને વાદ થયો હોય, ને જાણે સ્પર્ધા થઇ હોય અને એમાં કોણ ચ્હડીયાતુ હશે એમ શંકા અત્રે થાય છે.!

સ્હાંજના સમયે **અલક્ષ્ય**જ્યોતિ અને વિજયા આ સ્થળમાં **આવી પહોચ્યા. અહીં ગરીબ** મારવાડી **મજુર**, પૂજારી, અને **એ**-**કાદ અભણ કારભારી શિવાય**, અને રડયા ખડયા જાત્રાળુ શિવાય

કોઇ નજરે નથી પડતું. વિજયા એકલી અંદર ગઇ, અને તજવીજ કરી તો સ્હવારના પ્હોરમાં વિદ્યાસાગર રોઇ રસળી, પોતાના સ્થળમાં ગયો હતો એમ ખબર પડી. પોતે ઘણી થાકી ગયેલી હોવાથી ઓટલાપર બેસી, સાથે લીધેલાં ફળ ખાઇ લઇ પાણી પીને શાન્ત થઇ: અલક્ષ્યજ્યોતિએ વિજયાને માટે ત્યાંથી "¹ રિક્ષા" ભાડે કરી લીધા જેની અંદર તે બેઠી, તેણે મહારાજને માટે બીજી રીક્ષા કરવા કહ્યું. પણ મહારાજે ધીરેથી કહ્યું કે–" બાળા, આવાં વાહનો તારા જેવી સુકોમળ કન્યાને માટે છે. અમને એ યોગ્ય નહીં. " વિજયાને અલક્ષ્યજ્યોતિની કાંતિ, ગંભીરતા, અને ક્ષમાશીલતા જોઇ કાંઇક ઉત્સાહ આવ્યો હતો. સ્ત્રીઓને સ્વાભાવિક રમાળપણું આ કન્યામાં ઘણું હતું. પણ આ યોગીન્દ્ર ઉપર એને પૂર્ણ વિશ્વાસ બેસી ગયો. પોતાને જીવનદાન આપનાર યોગીન્દ્રનો તે જેટલો ઉપકાર માને તેટલો થોડો હતો. રિક્ષા ઝપાટાબંધ ચાલ્યે જતી હતી. અને તેટલીજ ત્વરાથી આ યોગી સાથે ચાલતો હતો. આખર વિજયાથી બોલ્યા વગર ન રહેવાયું. " મહારાજ ! મારા સમજે તમે થોડોક વખત ન બેસો તો. હું એવી કૃતઘ્ન નહીં થાઉં કે આપ શ્રમ લ્યો ને હું બેસી રહું " આટલું બોલી તે રિક્ષામાંથી ઉતરી પડી. અને ચાલવા માંડ્યું અલક્ષ્યજ્યોતિએ એને ઘણી સ્હમજાવી, પણ તે નજ બેઠી. આખર એમ ઠર્યું કે વિજયાએ થોડોક વખત ચાલવું. આથી આ યોગીન્દ્ર અને વિજયા સાથે સાથે ચાલવા માંડ્યાં, અને રીક્ષાવાળા મજુરો પાછળ ધીરે ધીરે ચાલવા માંડ્યા વિજયાની જીભ હવે ચાલવા માંડી: " હે મહારાજ ! આપે આટલી નાની વયમાં યોગ કેમ લીધો ? આબુના પર્વતમાં તમને વાઘ, સિંહ વિગેરે ભયાનક પ્રાણીઓની વચ્ચે જીવન ગાળવું કેમ ગમે છે ? તમારાં માતાપિતા ભાઈ બ્હેન કે કોઇ નથી ? તમે લગ્ન કર્યું છે કે નહીં ? "

**યોગી**—"બાળા, મારાં માત પિતા હું નાનો હતો ત્યારેજ ગુજરી ગયાંછે, મારા લગ્નને માટે ઘણાં માગાં આવ્યાં. પણ મારી વૃત્તિ પરમાત્માનાં ચરણ કમળ સેવવાની હોવાથી હું મારૂં સર્વસ્વ મારા કાકાના પુત્રને સોંપી લગભગ એક વર્ષ થયાં આબુમાં આવ્યોછું. બાળા,

---

૧ આ ગાડીમાં એકજ મનુષ્ય બેશી શકે છે. અને તેને માણસો તાણે છે, માઉન્ટ આબુમાં તે સાધારણ છે.

સંસારનાં મનુષ્યો ઉપર મને તિરસ્કાર છે. તું હજી નિર્દોષ અને મૃ-દુ છે એટલે તને સંસારની શી ખબર પડે ! બાકી એમાં કાંઇ માલ નથી.

**વિજયા**—" મહારાજ, મારી માતા બહુ માંદી છે, એ મને ઘણા પ્રેમથી ચાહે છે. અને એક મારો નાનો ભાઇ છે તેને અને મારી માતાને હું ચાહું છું. મારા પિતા ઉપર મને ભાવ નથી, કારણ તે મારી માતાને વારંવાર વઢયા કરે છે. અમને પણ ઠપકો દીધા કરે છે. આથી અમે એમનાથી કંટાળી ગયાં છીએ. મારી માતા તો હવે મરી જશે ને એમના પંજામાંથી છુટશે. પણ મારે મારા પિતાના તાબા તળે રહેવું પડશે, મહારાજ, જો મને રજા આપો તો હું આપની શિષ્યા બનું, અને આપની પાસે રહું મારી માતાના મૃત્યુ પછી મારૂં સંસારમાં કોઇ નથી. ?

**યોગી**—વિજયા ! તારૂં લગ્ન નથી થયું ? તારો વિવાહ નથી કર્યો. સ્ત્રીઓએ પોતાનું તન મન અને ધન પતિસેવામાં અર્પણ કરવું. તારા ભવિષ્યમાં થનાર પતિની સેવા કરી, તેનો પ્રેમ સંપાદન કરી, તું સુખી બનજે. જય સચ્ચિદાનંદ, પ્રભુ. " પોતાના શરીરમાં કાંઇક થઇ આવ્યું હોય તેમ તેણે વાતની વચમાં ઇશ્વર સ્મરણ કર્યું. વિજયાએ વાત ચલાવ્યે રાખી. મન્દ મન્દ પવન વાયા કરતો હતો. દૂરમાં એક તરફ આબુ કેન્ટોનમેન્ટના બંગલા દેખાતા હતા. બીજી તરફ અર્બુદા ભવાનીના શિખરની ધ્વજા ફરકતી હતી. ગગનચુમ્બી પર્વતો વાદળ સાથે વાતો કરી રહ્યા હતા. વિજયા બોલી—" મહારાજ ! મારો વિવાહ પણ નથી થયો તેમ લગ્ન પણ નથી થયું. મને માતાએ ઉત્તમ કેળવણી આપી છે. અને એનો આશય એમ છે કે મારે લાયક પતિ ન મળે ત્યાં સુધી લગ્ન ન કરવું " તે આટલું બોલી શરમાઇ ગઇ ને નીચું જોયું. અલક્ષ્ય જ્યોતિ આ વૃત્તાન્ત સાંભળે જતા હતા. ને જોરથી ઇશ્વર સ્તવન કર્યે જતા હતા. એની અંતર વૃત્તિમાં જુદીજ લાગણીઓ થયે જતી હતી. અને તેનો અવરોધ કરવાને તે જોરથી પ્રભુનાં જુદી જુદી તરેહનાં નામ દીધે જતા હતા. વિજયા અલક્ષ્યજ્યોતીને ઇશ્વરનું નામ દેતાં સાંભળી મૌન રહી. બહારથી ઇશ્વર સ્તવન ચલાવતા હતા પણ મનમાં વિચાર માળા ચાલી રહી હતી. " પ્રભુ ! પ્રભુ ! સમુદ્ર ઓળંગી ખાબોચીયામાં ડુબવા જેવું આતો બને છે. હું એમ સહમ-

જતો કે મદન ઉપર મેં સત્તા મેળવી છે. પણ આ કન્યાને દેખતાં મારા યોગીપદને ન છાજે એવા વિકારો કેમ થાય છે! અત્યન્ત રૂપવતી મનોહર કન્યાઓ મારે માટે આવતી મને દેખાડવામાં આવતી, ત્યારે લગ્નની જરા પણ ઇચ્છા થતી નહીં! અને આને જોઈ આનાતરફ ભાવ, આની વાતો સાંભળવાની ઇચ્છા, એનાપર પ્રેમ એવી એવી યોગીપદથી ભ્રષ્ટ કરનાર ઇચ્છાઓ મારાપર ચ્હડી આવી, પ્રબળ થવા પ્રયત્ન કરેછે. મહાત્મા એકને યોગ્ય કહ્યું છે કે જ્યાં સુધી આપણી કસોટી થઇ નથી, ત્યાં સુધી આપણામાં અમુક શકિત અમુક દરજ્જે છે તે કહી શકાતું નથી. તદનુસાર મારી પરીક્ષા સારૂ જ કેમ આ કન્યાને મારી પાસે પરમાત્માએ નહીં મોકલી હોય! અને એક આવી ન્હાની, નિર્બળ, અને મલિન પાર્થિવ પુતળી, જેમાં માંસ, મૂત્ર, અને પુરીષ છે, અને જેના સંગથી મારી અધોગતિ થવા સંભવ છે, તેના ઉપર મોહશો!" એકદમ તે ધ્યાનસ્થ થઇ ગયો. અને યોગી જનને સુલભ એવું સ્વાસ્થ્ય મેળવ્યું. વિજ્યા ધીમે ધીમે કાંઇક વાત ઉપાડવા યત્ન કરતી હતી. ત્યાં સ્હેજ વક્ર દૃષ્ટિથી તે બોલ્યા:—"વિજ્યા! તું થાકી ગઇ હઇશ. માટે રિક્ષામાં બેસ. અને હમણાં મારી જોડે વાત ન કરીશ" એમ બોલી તેણે પાછળ પડી ગયેલા રિક્ષાવાળાઓ તરફ નજર નાંખી આજ્ઞા કરી કે "ત્વરાથી ચલાવો" એ લોકો એકદમ દોડતા આવ્યા ને વિજ્યાને રિક્ષામાં બેસાડી દીધી—વિજ્યાને લાગ્યું કે પોતાના બોલવાથી મહારાજને ખોટું લાગ્યું તેથી તેણે હાથ જોડી કહ્યું. કે "મહારાજ મારાથી કાંઇ અઘટિત બોલાયું હોય તો ક્ષમા કરશો" યોગીન્દ્ર હસી પડ્યા ને બોલ્યા- "નહીં, બાળા, તારો દોષ બિલકુલ નથી. દોષ મારી જાતનોજ છે. ને હું તમારા કોઈ પર ક્રોધાયમાન થયો નથી, મારી જાત પરજ ક્રોધાયમાન થયો છું." વિજ્યા સ્હમજી શકી નહીં. તે મૌન રહી. રિક્ષા જોરથી ચાલ્યે જતી હતી. ને પાછળ યોગીન્દ્ર પરમાત્માનું સ્મરણ કરતા ચાલ્યા આવતા હતા. આખર આખુ કેન્ટોનમેન્ટ આવી પહોચ્યું.

વિજ્યા બોલી—"મહારાજ! અહીંયા કલબ છે. અહીંઆં સાહેબો અને મડમો આવે છે, રમે છે, વાતો કરે છે, ગંમતો કરે છે. આપણામાંતો એવું કાંઈ નહીં. ભાયડા હોય ત્યાં બાઇડીથી અવાય નહીં ને ભોગ જોગે ભાયડા બાયડી વાતો કરે તો લોક ચેષ્ટા કરે—

અરે વરવહુથી પણ વાતો ન થાયને" અલક્ષ્યજ્યોતિ હસ્યા ને ધીરેથી બોલ્યા:—" વિજયા, ઉજણું એટલું દુધ ન સહમજવું. તેં કેટલો અ-ભ્યાસ કર્યો છે ? "

**વિજયા**—"મારી માતૃભાષા ઉપરાંત ઇંગ્રેજી ચારેક ચોપડીઓ સુધી ભણી છું પછી તો મારી માતા માંદી પડી તેની સારવારમાં રોકાઇ એટલે બધુએ રહ્યું. "

**અલક્ષ્યજ્યોતિ**—" ઠીક, ત્યારે બાળા ! તું તારો અભ્યાસ વધારજે એટલે સર્વ શંકા દુર થશે. જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના ખરૂં શું અને ખોટું શું તે સહમજી શકાતું નથી. "

રિક્ષા ઝપાટાબંધ આબુ કેન્ટોનમેન્ટમાં ચાલ્યે જતી હતી–રાત્રી પડી ગઇ હતી. એટલામાં વિજયા બોલી–" પેલો દેખાય તે મારો બંગલો ! જુઓ મારો ભાઇ વિદ્યાસાગર બારણા આગળ ઉભો રહ્યો છે. " રિક્ષાનો અવાજ સાંભળી ;વિદ્યાસાગર દોડતો આવ્યો અને પોતાની બ્હેનને દેખીને તે ભેટી પડ્યો.





# પ્રકરણ ૩.



## મૃત્યુ.

"There is nothing so certain as Death."

બાબુ ગણેશદાસ એ વિલાસપુરનો દેસાઈ હતો. એ મોટો જમીનદાર હતો. તે શિવાય એની પાસે રોકડનાણું પણ સારૂં હતું. તાર લખી વાંચી જાણ્યા ઉપરાંત એને ઇંગ્રેજી જ્ઞાન નહતું તેમ તે વધારવા યત્ન પણ નો'તો કરતો. કયી રીતે પૈસો વધારવો અને તે જાળવી રાખવો એજ એની રાત દિવસની ચિન્તા હતી. આથી કરી તે જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ કંજુસ બનતો ગયો. બહારના વૈભવ સારૂ તે ગાડી, ઘોડો, રસોઇયો ચાકર નફર રાખતો. પણ તેમને પુરો પગાર અથવા ખાવાને પુરૂં અન્ન ન આપતો. જેના ભોગ લાગ્યા હોય તે ગણેશદાસને ત્યાં નોકર રહે ! એનું લગ્ન નિર્મળા નામની સન્નારી જોડે થયું હતું. તે ઉદાર અને કેળવાયલી હતી. ગણેશદાસની કાંઇ બહાર ખ્યાતિ હતી તો તે નિર્મળાને લીધેજ હતી, કારણ તે છુપી રીતે ઘણાક ગરીબોને દાન આપતી. સગાં સંબંધી જોડે પણ સારો વ્યવહાર રાખતી. ગણેશદાસને તો કંજુસનો ઇલ્કાબ મળેલો હતો. કારણ એની કંજુસાઈ સર્વત્ર જણાયલી હતી—અને તે ઉપરાંત તે તોછડો અને ક્રોધી હતો. બારણા આગળ કોઇ યાચના કરવા આવે તો તેને એક પાઈ આપવાની તો કોરે રહી, પણ મારી મારીને હાડકાં ભાગી નાંખતો. એ ઘરમાં હોય ત્યારે એને આપણે જોયો હોય તો કંટાળો આપે એવું ઘણુંજ મેલું ધોતીયું તે પહેરતો. શરીરે પણ તેવું બદન રાખતો. રીત ભાતમાં તે ગંદો રહેતો, ખાવા પીવામાં પણ તે એની શ્રીમંતાઈના પ્રમાણમાં ઘણીજ કંજુસાઈ રાખતો. રોજ અમુક ખોરાક થવોજ જોઇએ, અને તેની અંદર અમુકજ મશાલો પડવો જોઇએ.

તેમાં જો ફેરશર થાય તો, રસોઇઆ અને નિર્મળા ઉપર કકળાટ થાય. ઘરમાં કેટલું તેલ બળે છે, કેટલું ઘાસલેટ બળે છે, અને કેટલી દિવાસળી બળે છે, તેની માથાકુટ કરવા ચુકતો નહીં. કદાચ એની મ્હેડીમાં દિવાસળી મુકવી રહી ગઈ હોય તેની જો એ માગણી કરે ને તે ગજવામાંથી કહાડીને નોકર આપે તો ગણેશદાસના ક્રોધનો પાર ન રહે. " યાદ રાખજો હરામખોરો, પઇએ પઇ તમારા પગારમાંથી કાપી લઇશ. હોકો, બીડી પીવાની દીવાસળી તમારા પદરમાંથી લેવી જોઇએ, અને દીવાસળી સળગાવી ને તુરત તેનું કામ પતે કે ઓલવીને બીજા ખોખામાં રાખી મુકવી. કે દિવેલના કોડીયામાં વાટ સંકોરવા કામ લાગે. તમારે મફતનું મળે એટલે તમારે શો હિસાબ ! "

આવી જાતના સ્વભાવની હલકાઇથી ગણેશદાસે પોતાની પ્રતિષ્ઠા ખોઇ હતી. જેટલો વખત તે ઘરની બ્હાર રહેતો, તેટલો વખત ઘરમાં બધાં આનન્દ કરતાં. અને જ્યારે દુરથી એની પાઘડી દેખાઇ કે ચપોચપ માસ્તરને દેખી જેમ નિશાળીઆઓ શાન્ત થઇ જાય છે તેમ શાન્ત થઈ જતા. તેની અતિશય કંજુસાઈથી તેને ફાયદો થવાને બદલે નુકશાન થતું. કારણ લાગ આવ્યે ચાકર નફરો ઘરમાંથી પુષ્કળ સામાન ઉડાવતા. ને પત્તોએ ન લાગવા દેતા. વખતે કોઈ પકડાતો તો તેને કહાડી મુકતો, ત્યારે નોકર કહેતો કે "લે ભાઈ, તારી નોકરી લેતો પરવાર, શેઠને નોકર ઘણા ને નોકરને શેઠ ઘણા. " ઘરમાં ગમે તેના ઉપર ગણેશદાસ ગુસ્સે થયો હોય તો નિર્મળાને એક ઠપકો તો ખરોજ. આવાં કારણને લીધે નિર્મળાની તબીયત હમેશાં નરમ રહેતી. તેનું શરીર સળી જેવું રહેતું. એનું લગ્ન થયું તે વખતે ઘણીજ સુન્દર અને તન્દુરસ્ત હતી. પણ ગણેશદાસના સંસર્ગમાં આવ્યા પછી, એની ક્રૂર પ્રકૃતિને લીધે તેના શરીર ઉપર લોહી ચ્હડયું નહીં. પોતાના પ્રેમાલ સ્વભાવથી ગણેશદાસની પ્રકૃતિમાં કાંઈક ફેર કરી શકતી, પણ તે જ્યારે તેની સમીપમાં હોય ત્યારેજ " બહાલા ! આમ તે શું જીવ રાખોછો ? આપણાથી ઘણીજ ગરીબ સ્થિતિના મનુષ્યો પણ આનન્દથી રહે છે, મજુરી કરીને ખાનાર મનુષ્યો પણ મહિનામાં એક દિવસ ઉજાણી કરે છે, તમારે તો બધાએ દિવસ સરખા ! ને તમારી પ્રકૃતિ આવી ક્રોધી કેમ રાખોછો ! કોઇક વખત મગજ ઉપર લોહી ચ્હડી જશે તો માંદા પડી જશો, વળી આ સંસારમાં આપણે કાયમ બેસી નથી રહેવાનાં. કરકસર ક-

રવી એ વાત જુદીછે અને આમ રાખ ધુળ જેવી બાબતને માટે તમે આમ અમને બધાંને ધમકાવી અમારા લોહીનું પાણી કરી નાખો છો તે વાત જુદી છે.” મૃદુ અને નમ્ર સ્વરથી સુન્દરીના મુખમાંથી નીકળતા ઉદ્દગારથી જરા તરા આ પાષણહૃદય ઉપર અસર થતી ખરી. અને તેવીજ પળે ધર્માદા સારૂ કંઇક દ્રવ્ય નિર્મળા કહડાવી લેતી. પણ તે ક્ષણ વીતી કે ગણેશદાસ તેનો તે. પ્રાણ અને પ્રકૃતિ સાથેજ જવાનાં. હડકાયા કુતરાની માફક ડાઉ ડાઉ કરવાની ટેવ પડેલી તે પડેલીજ રહે છે.

નિર્મળાને હયાત સન્તાનમાં એક પુત્રી અને એક પુત્ર હતાં. પુત્રીનું નામ વિજયા હતું. અને પુત્રનું નામ વિદ્યાસાગર હતું. વિજયાને એની માતા તરફથી ઉત્તમ શિક્ષણ આપવામાં આવ્યું હતું. તેમ વિદ્યાસાગરની પણ કેળવણી ઉપર સારૂં લક્ષ તે રાખતી. બન્ને છોકરાં બાપથી ત્રાસતાં. કવચિતજ ગણેશદાસ એ છોકરાંને ભાવથી બોલાવતો. અને જે દિવસે પ્રેમથી છોકરાંનાં મસ્તક ઉપર હાથ ફેરવતો તે દિવસને છોકરાં સોનાનો દિવસ ગણતાં. ગણેશદાસના હૃદયમાં છોકરાં તરફ ભાવ નહોતો એમ ન હતું. પણ એના ક્રોધી અને કંજુસ મગજમાં એટલી બધી ગુંચવણ હતી કે આવા સદ્દગુણને વિકાસ કયારે આપવો તેની એને સ્હમજણ નો'તી પડતી અથવા તો કઇ રીતે છોકરાં પ્રસન્ન રહે એ તે સ્હમજી શકતો નહીં. કોઇ દિવસ તે છોકરાંને ભાવથી બોલાવતો ત્યારે છોકરાંનો મિજાજ ઠેકાણે ન હોય તો તેને વધારે ક્રોધી બનવું પડતું. આનું પરિણામ એ આવ્યું કે બન્ને છોકરાંનો ભાવ પિતાથી દૂરને દૂર જવા લાગ્યો. તેથી ઉલટું તેઓનો પ્રેમ માતા તરફ અત્યન્ત વધ્યો.

વિજયા જેમ જેમ મોટી થતી ગઇ, તેમ તેમ તેનું રૂપ અને ગુણ ખીલવા લાગ્યાં. માતાની પાસે તે તમામ રસોઇ શીખી. ભરવા ગુંથવાનું શીખી. સ્વભાષા ઉપરાંત તે થોડું ઘણું ઇંગ્લીશ ને સંસ્કૃત શીખી. કારણ નિર્મળા સુશિક્ષિત હતી. અને ઘેર પણ નવરાશે પોતાનો અભ્યાસ વધાર્યે જતી. અને તે પોતાની પુત્રીને શીખવતી. બાર વર્ષની વિજયા થઈ તે વખતે તેની બુદ્ધિનો વિકાસ ઘણો થયો હતો. વિદ્યાસાગરને માત્ર નિશાળેજ મુકવામાં આવ્યો હતો. અને એક માસ્તર ઘેર આવી ભણાવી જતો. જે માસ્તર ઘેર ભણાવતો તેજ નિશાળનો માસ્તર હતો. એટલે સ્વાભાવિક રીતે વિદ્યાસાગર ઉંચો નંબર રાખતો. વરસે વરસે કલાસ ચ્હડી, તે પોતાની દસ વરસની

ઉંમરે ઇંગ્રેજી ત્રીજા ધોરણ સુધી પહોચ્યો હતો. વિદ્યાસાગર પોતાના સમવયસ્કી મિત્રો સાથે સ્હાંજ સ્હવાર ફરવા જતો. ને આનંદ કરતો. આ ટેવને લીધે તેનું અભ્યાસ ઉપર બહુ લક્ષ ચોટવાને બદલે, હરવું, ફરવું, રમત ગંમત, ખેલ તમાશા ઉપર લક્ષ વિશેષ જવા માંડયું.

નિર્મળાની પ્રકૃતિ દિનપર દિન લથડવા માંડી. તેણીને ક્ષય રોગની બીમારીમાં તાણનો રોગ લાગુ પડયો. તેવામાં એકાદ સુવાવડ આવી જવાથી તે સાવ લથડી ગઇ. તેને ઘણી ઘણી દવાઓ કરી, ઘણા દાકતરોને બતાવી, વૈદને બતાવી, હકીમને બતાવી પણ તેની તબીયત હાથ લાગીજ નહીં. ગણેશદાસને નિર્મળા ઉપર પ્રેમ હતો. જો કે વૈદ દાકતરના ખરચથી પોતે પાયમાલ થઇ જાય છે, એવું વારંવાર તે નિર્મળાની તબીયતની બીલકુલ દરકાર વગર કહ્યા કરતો. આની માઠી અસર નિર્મળાને વધારે થતી.

દવાથી કંટાળતી ત્યારે વળી થોડા દહાડા તે ન પીતી. વિજયા તેને વ્હડીને, રોઇને પણ દવા પાતી. આમ રગડ દગડ પ્રકૃતિમાં નિર્મળાએ બે વર્ષ ખેંચ્યાં. પણ પછી એની તબીયત સાવ લથડી ચાલી. કોઇ પણ દવા એને માફક આવવા ન લાગી. છેવટે આબુ ઉપર હવા ખાવા લઇ જવાનું ઠર્યું. ગણેશદાસ, નિર્મળા, વિજયા અને વિદ્યાસાગર, એક નોકર, એક બાઇ નોકર અને એક રસોઇઓ એટલાં આબુ ઉપર આવ્યાં. આબુરોડના સ્ટેશન ઉપરજ પર્વત ઉપર જવાનાં સાધન તૈયાર હોય છે. તેમાંથી માણસોને માટે એક્કો ભાડે કરી લીધો. અને પોતાને સારૂ શિગરામ ભાડે કરી લીધું. કારણ બે ઘોડાનો ટાંગો ઘણી ઝડપથી જતો હોવાને લીધે તેનો હડદોલો નિર્મળાથી સહન થઇ શકે એમ નહતું. એક ન્હાનું સરખું બંગલા ઘાટનું ઘર "સીઝન" ના પાંચસો રૂપીઆ ઠરાવીને રાખ્યું હતું. ત્યાં સિગરામ ધીમે ધીમે બારેક કલાક ચાલીને આવી પહોચ્યું—સ્હવારના પહોરની આબુની રમણીયતા, વૃક્ષોની સુન્દરતા જોઇ નિર્મળાને કાંઇક શાન્તિ વળી. જેમ જેમ તે ઉંચે ચ્હડતી ગઇ, તેમ તેમ ઠંડી થતી હવાથી એને ચેન પડવા માંડયું. અને જ્યારે પોતાને ઉતારે પહોચી, ત્યારે તે ધારતી હતી તેટલો શ્રમ નોહોતો લાગ્યો. જે યુકિતથી આબુમાં સડક કોતરી છે, જે યુકિતથી "Seven circles" "સાત ઘુમ" બનાવ્યા છે, તે માનવ યુકિત જોઇ નિર્મળા છક થઇ ગઇ ! ધન્ય છે તે બુદ્ધિને કે

જેણે પર્વતમાં આવા માર્ગ બનાવી વાહનને સુગમ કરી આપ્યું છે.

આબુ કેન્ટોનમેન્ટની અસર વિજયા ને વિદ્યાસાગર ઉપર જુદીજ થઇ. તે તો ખુશી ખુશી થઇ ગયાં. પોતે જે સ્થળમાં રહેતાં તેની પાસે એક ટેકરી હતી. તેનું નામ " અગાશી " પાડ્યું હતું ને તેના પર ઝપાટાબંધ ચ્હડી જતાં હતાં. અને ત્યાંથી સૂર્યોદય તથા સૂર્યાસ્ત નિહાળતાં-વાદળાંની આવ જા અવલોકતાં. રાત્રીએ ચંદ્રપ્રકાશ અનુભવતાં, ઘડીભર પોતાની માતાની ભયંકર સ્થિતિ ભૂલી જતાં. નિર્મળાને સારા ઇંગ્લીશ ડોકટરની દવા કરવા માંડી હતી. એનાથી શરૂઆતમાં આરામ જણાયો. જરા હરવા ફરવાની શકિત આવી. છોકરાંની તબીયત પણ સારી થવા આવી. ગણેશદાસ ઘણે ભાગે વિલાસપુરમાં પોતાના વ્યાપાર અને વતન સાચવવા રહેતો. અને મહીનામાં એકવાર ચારેક દિવસ આવી જતો. હાલમાં નિર્મળા નિમિત્ત તેને ઘણું ખરચ થયું હતું. તેની હાયવોય એના મનમાં હતી. પણ કરે શું ! સાપે છછુંદર ગળ્યા જેવી દશા થઇ હતી. જો આબુ ઉપરથી ડૉકટરની સંમતિ વગર વિલાસપુર લાવે ને કદાચ નિર્મળા ગુજરી જાય, તો આટલું બધું કરેલું ખરચ નકામું જાય ! અને જો આબુ ઉપર રહે તોપણ નકામું ખરચ થયા કરે. આમ તે મુંઝાયા કરતો. વઢતો, ચ્હીડાતો. ગાળોના વરસાદ વરસાવતો. જ્યારે તે વિલાસપુર રહેતો, ત્યારે આબુમાં શાન્તિથી દિવસ પસાર થતા. જ્યારે તે આબુમાં આવતો ત્યારે દિવસો ત્રાસમાં જતા.

ઘરના મુખ્ય પુરૂષ અગર સ્ત્રીએ પ્રકૃતિ હંમેશાં શાન્ત રાખવી જોઇએ. સમુદ્ર જેમ છલકાતો નથી, ને ગંભીર રહે છે તેમ તેમણે રહેવું જોઇએ. કારણ તેમની છાપ તેમનાં સંતાનો ઉપર પડે છે. વારંવાર ક્રોધી બનવાથી આબરૂ હલકી થાય છે. ભાર વકર રહેતો નથી. અને છોકરાં તથા નોકર વર્ગની પ્રકૃતિ પણ એવીજ થાય છે. નિર્મળાના સંબંધમાં ડોકટરે ચોમાસુ આબુમાંજ રહેવા ભલામણ કરી. ગણેશદાસથી હવે ખમાયું નહીં. કંકાસ શરૂ કર્યો. અને પરીણામમાં નિર્મળાની સુધરેલી તબીયત બગડી. શ્રાવણ માસની શરૂઆતમાં તો તેને સખત ઉથલો થયો. આબુમાં વરસાદ જ્યારે પડે છે ત્યારે ધોધમાર પડે છે. તદનુસાર આ રૂતુમાં થયું. આવી ભયંકર સ્થિતિમાં, અને વરસાદની અત્યન્ત શરદીમાં તળેટીમાં પણ શી રીતે લઈ જવી ? છેવટે એમ ઠરાવ્યું કે જ્યારે વરસાદ રહે અને કાંઇક

સૂર્યનો પ્રકાશ નીકળે ત્યારે વિલાસપુર જવું. ક્ષય રોગનાં બિમાર દ-
રદી, જે આખર આવી રહ્યાં હોય છે, તેમની પ્રકૃતિ ઘડીકમાં
સારી હોય એમ લાગે છે, ને ઘડીકમાં બગડેલી હોય એમ જણાય છે.
જ્યારે એકાદ સહવારે નિર્મળાની પ્રકૃતિ સારી જેવી જણાઇ,ત્યારે વિજયા
અને વિદ્યાસાગરે એકાદ દિવસ અચળેશ્વર, દેલવાડા વિગેરે જોવા જ-
વાની માતાની આજ્ઞા માગી. નિર્મળાએ રજા આપતાં કહ્યું. " જો
બ્હેન, આ પર્વત ચમત્કારીક છે. વળી વાઘ વરૂની પણ ભીતિ છે.
માટે તું બાંધેલા રસ્તા શિવાય કોઇ જગ્યાએ જઇશ નહીં. વળી અ-
હીં મ્હોટા મ્હોટા યોગીરાજો રહે છે. તેમજ અઘોરીઓ પણ રહે
છે માટે સંભાળજે. વિદ્યાસાગર રમતીઆળ છે, માટે એનું પણ
બરાબર ધ્યાન રાખજે. " આ વખતે ગણેશદાસ ત્યાં હતો. તેણે છો-
કરાંને મોકલવાની આનાકાની કરી. " વળી નકામા રિક્ષાના પાંચ
દસ રૂપીઆ ખરચ થઈ જશે. નિર્મળા, નિર્મળા, તેં તો મને
પાયમાલ કરી નાંખ્યો. આ છ મહીનામાં રૂપીઆ બે હજાર ખરચ થઇ
ગયા!" નિર્મળા ધીરેથી બોલી " વ્હાલા હવે તમને મારા નિમિત્ત
ઝાઝું ખરચ નહીં થાય, હવે મને ખાત્રી છે કે આ મારો આત્મા
મારા દેહમાં ટકવાનો નથી. મારાં ગરીબ છોકરાંની છેલ્લી અભિ-
લાષા પુરી થવા દો. " નિર્મળાની આંખમાંથી આંસુ નીકળી પડયાં. એનું
શરીર સાવ ક્ષીણ થઇ ગયું હતું. માત્ર હાડકાં ને ચાંમડાં રહ્યાં હતાં.
ક્રૂર ગણેશદાસનું હૃદય પીગળ્યું. તેણે પ્રેમથી નિર્મળા ઉપર હાથ ફે-
રવ્યો. ને છોકરાંને સારૂ સારો બંદોબસ્ત કરી તથા સાથે એક નોકર,
ને એક બાઇને મોકલ્યાં. છોકરાંના ગયા પછી નિર્મળાએ ગણેશદાસને
પાસે બોલાવ્યો ને કહ્યું—" વ્હાલા, હવે આ સંસારમાં હું થોડા
દહાડા છું. મને બીજી કંઈ ચિન્તા નથી. ફકત વિજયા માટે બહુ
થાય છે. એને કેવો પતિ મળશે, એનું ભવિષ્ય કેવું થશે ? મારી
ગરીબ ગાય જેવી ને મૃદુ વિજયાને ગમે તેવા છોકરાં જોડે લગ્ન ન
કરશો. વ્હાલા આપણે આટલા દિવસ આળસમાંજ ગાળ્યા. મારા દે-
ખતાં વિજયાનું લગ્ન થાય એ હું નથી ધારતી. વ્હાલા વ્હાલા, હું
મરી જાઉં પછી છોકરાંની સંભાળ લેજો હો ! " મૃદુ સ્વરથી, બો-
લતી અને ક્ષીણ થઈ ગયેલી પોતાની પત્નીને આમ દીનપણે બોલતી
જોઇ ગણેશદાસ ગળગળો થઈ ગયો. તે બોલ્યો " વ્હાલી, વ્હાલી,
ઇશ્વર તને આરામ કરશે. તું ગભરાઇશ નહીં. છોકરાં તારાં છે ને
મારાં નથી ? વ્હાલી, તારા જેવી સુશીલ, શાન્ત, અને નમ્ર ગૃહિણી

મને બીજી મળવાની નથી. તારે લીધેજ મારા ઘરમાં બધી ચીજો સલામતી રહે છે. તારે લીધેજ ઘરમાં વ્યવસ્થા રહે છે. તારે લીધેજ મારી બહાર આબરૂ છે. તારી શાંત પ્રકૃતિથી તેં મને અનેકવાર વાર્યો છે. હું જાણું છું કે જાતે હું ક્રોધી છું. અને ક્રોધના આવેશમાં મેં ઘણાંક નિર્દોષ હૃદય દુભાવ્યાં છે. વ્હાલી, તારી સલાહની, તારી શાન્ત પ્રકૃતિની મને બહુ જરૂર છે. જો તારે બદલે મને જો કોઇ મારા જેવીજ સ્ત્રી મળી હત તો મારો ઘરસંસાર ઘણો દુઃખી થાત. તારામાં એક હું ઉત્તમ ગુણ એ જોઉં છું કે, જે હું બુમો પાડવાથી નથી બચાવી શકતો, તે તું ધીમાશથી બચાવી શકે છે. ”
પોતાના પતિનાં આવાં સ્નેહાર્દ્ર વચન સાંભળી નિર્મળા ઘણી ખુશી થઇ. અને પોતાના ક્ષીણ શરીરે ગણેશદાસને પાસે બોલાવ્યો અને મમતાથી હાથ ફેરવ્યો. નિર્મળાના આત્માને શાન્તિ થઇ. ગણેશદાસે પણ શાન્તિથી દિવસ પસાર કર્યો.

બીજે દિવસે સૂર્યોદય નો'તો થયો, ત્યાં ઝપાટાબંધ એક રિક્ષામાં વિદ્યાસાગર, અને બન્ને નોકરો બારણા આગળ આવી પહોચ્યાં; ને બન્ને પોકે પોક મુકી રોયાં. ગણેશદાસ ગભરાઇ ગયો ને બોલ્યો “ભાઇ, ભાઇ, આમ કેમ કરે છે ? તું આમ કેમ રૂએ છે ? બ્હેન કયાં ગઇ ?” વિદ્યાસાગર તો રોતો રહે નહીં. પણ નોકરે કહ્યું કે “દેલવાડાથી બ્હેન કોણ જાણે કયાંએ ખોવાઇ ગયાં છે. ને આખી રાત ખોળ કરી પણ જડતાં નથી. ” નિર્મળા બહુ ગભરાઇ ગઈ, અને એના નબળા શરીરને બહુજ ખરાબ અસર થઇ. એકદમ એને ટાઢ ચ્હડી આવી. ગણેશદાસ આંફળો ફાંફળો આમ તેમ ફરવા માંડયો. ગણેશદાસના એક સ્નેહીને આબુમાં ખબર આપી. અને એણે ભોમીયાઓને દેલવાડા, અને એ બાજુની દરેક ખીણમાં મોકલી આપ્યા ને જે કોઈ વિજયાને ખોળી લાવશે એમને પુષ્કળ ઇનામની લાલચ આપી. આમ એક બાજુ વિજયાની ખોળ ચાલતી હતી. ત્યારે બીજી બાજુ નિર્મળાને તાવ પુષ્કળ ચ્હડયો હતો. દાકતરે કહ્યું કે આ તાવનું ઘણું ખરાબ પરિણામ આવશે. ગણેશદાસ લમણે હાથ દઇને બેસી રહ્યો હતો. નિર્મળા લવ્યા કરતી, “બ્હેન વિજયા તું આવી કે?” દાક્તરે એમજ કહેવા કહેલું કે એને હા કહેવી કે પત્તો લાગ્યો છે ને ત્હાંજે આવશે. તે પ્રમાણે કહેવામાં આવતું. આખો દિવસ કોઇએ ખાધુંએ નહતું ને પીધુંએ નહતું. વિદ્યાસાગર રોયા કરતો હતો.

નિર્મળાને મંદવાડ વધ્યે જતો હતો. વિજયાનો પત્તો જરા પણ નો'તો લાગ્યો.

રાત્રિના આઠ વાગ્યા હતા. સર્વત્ર શાન્ત હતું. ઈંગ્રેજોના બંગલામાંથી પીયાનાનો સ્વર સંભળાતો હતો. દૂરથી મારવાડીઓના રાગના લલકારા સંભળાતા હતા. આકાશમાં ચંદ્ર વાદળાંની સાથે સંતાકુકડી રમતો હતો એ લીલા જોવામાં વિદ્યાસાગર ક્ષણભર પોતાનું દુઃખ ભુલી ગયો હતો. ત્યાં એણે રિક્ષા જોઇ, ને રિક્ષામાં પોતાની બ્હેનને દીઠી. તેવો તે દોડયો ને બ્હેનને વળગી પડયો " બ્હેન, બ્હેન, ચાલ ચાલ એકદમ ઘરમાં આપણી નિર્મળા તો બહુ માંદી થઇ ગઇ છે. અને દાકતર કહે છે કે તે મરી જશે" ' હેં ' કહેતી વિજયા ઘરમાં દોડી અને પોતાની માતા પાસે બેઠી. નિર્મળા ઘડીકમાં ભાનમાં આવતી ને ઘડીકમાં બેભાન બની જતી. વિજયાનો હાથ ફરવાથી તેને એકદમ સ્મૃતિ આવી–' કોણ મારી વિજયા ! મારી વ્હાલી દીકરી ! બ્હેન તું કયાં જતી રહી હતી ? ' આ પ્રશ્નથી વિજયાને સાથે આવેલા યોગીરાજ સાંભર્યા. ગણેશદાસ વિજયાને નિર્મળા પાસેજ બેઠા હતા. ' પિતાજી ' ' તેણે કહ્યું ' બહાર જુઓને મારો બચાવ કરનાર યોગીરાજ ઉભા છે. હું તો એમને અંદર આવવાનું કહેવાનું ભુલી ગઇ. તુરત વિદ્યાસાગર અને ગણેશદાસ બારણે ગયા, તો પ્રચંડ યોગીરાજને શાન્ત મુખમુદ્રાથી ઉભેલા દીઠા. વિદ્યાસાગર વગર ગભરાયે બોલ્યો.—પધારો મહારાજ, પધારો, અમારી માતાની પથારી પાસે આપને બોલાવે છે." ગણેશદાસ તો મહારાજની કાન્તિ જોઇને સ્તબ્ધજ બની ગયો. મહારાજ અંદર આવ્યા. અને વિજયાએ બધી હકીકત કહી. નિર્મળા બોલી ' મહારાજ ! આપ પૂર્વાશ્રમમાં કઈ જ્ઞાતિમાં જન્મ્યા હતા ? ' યોગીન્દ્રે કહ્યું કે ' વિજયાની વાત ઉપરથી આપણે એકજ જ્ઞાતિનાં હતાં ' ને પછી ધીરે ધીરે બધી જીવન હકીકત અલક્ષ્યજ્યોતિએ કહી. નિર્મળાને તાવ ધીમો પડયો હતો. આખી રાત શાન્તિમાં પસાર થઈ. વિજયા અને વિદ્યાસાગર તો થોડું ખાઇ ખાઇને ઉંઘી ગયાં હતાં. માત્ર નિર્મળાની પથારી આગળ ગણેશદાસ ને યોગીન્દ્ર બેસી રહ્યા. કારણ નિર્મળાની તબીયતનો ભરૂસો નહતો. બન્ને જણાએ લગભગ મૌનથીજ રાત્રી પસાર કરી. સ્હવારમાં સૂર્યોદય થયો તે વખતે વિજયા જાગૃત થઇ માતાની પથારી પાસે આવી. આ વખતે ગણેશદાસ ઉંઘી ગયો હતો. માત્ર અલક્ષ્ય-

જ્યોતિ નિર્મળાની ડુબતી નાડી હાથમાં લઇ બેસી રહ્યા હતા. વિજયા આવી એટલે નિર્મળાએ ધીરેથી આંખ ઉઘાડી પાસું ફેરવ્યું. ને ધીરેથી બોલી ' યોગીન્દ્ર ! આમ પધારો ! વિજયા આમ આવ ' બન્ને પાસે ગયાં ' મહારાજ ! મૃત્યુ શય્યાપર સુતેલી આપની ગરીબડી નિર્મળાની છેલ્લી વિનંતિ સાંભળો; તમે બન્ને સાંભળો, ' તે બોલી ન શકી. અલક્ષ્યજ્યોતિએ મસ્તક ઉપર હાથ મુક્યો. તે જરા જાગૃત થઇ, બોલી ' આમ આવો બન્ને જણાં ' તે બન્નેએ એની સમીપમાં કાંન ધર્યા. ' સાંભળો, મહારાજ, મારી વિજયા જોડે લગ્ન કરી, આપ એને સુખી કરો. વિજયા, આ યોગીન્દ્ર તારા પતિ છે એમ માનજે. ' અલક્ષ્યજ્યોતિ ધ્યાનસ્થ થઇ ગયો. વિજયા નીચું જોઇ ગઈ. અને આટલાં વચન કહાડી નિર્મળાનો આત્મા પ્રભુના અનન્ત ધામમાં ચાલ્યો ગયો. નિર્મળા મૃત્યુ પામી.





# પ્રકરણ ૪.

## વર્ષાદ.

" શાને થવું પતિત આશ્રમ ધર્મનાથી, "
" સૌન્દર્ય શું ? જગત શું ? તપ એજ સાથી. "

**મણિશંકર રત્નજી ભટ્ટ.**

વિજયાએ ઉંચી નજર કરી ને બોલી. માતુઃશ્રી, કેમ બોલતી નથી?

**યોગીન્દ્રઃ**—" તે તો પંચત્વ પામી. "

**વિજયા**—" એટલે " ?

**યોગીન્દ્રઃ**—" મરી ગઇ. "

આ શબ્દથી વિજયા ચમકી, ને એકદમ ગણેશદાસ જે આખી રાતના ઉજાગરાના શ્રમને લીધે ઉંઘી ગયો હતો તેને બુમ પાડી, અને તેથી તે જાગી ઉઠયો. વિદ્યાસાગર પણ આવી પહોંચ્યો. અલક્ષ્યજ્યોતિએ શાંતિથી કહ્યું:—"ભગવન્ નિર્મળાનો અમર આત્મા હમણાંજ દેહ છોડી ચાલ્યો ગયો છે. "

**ગણેશદાસ**—" ના, ના. મહારાજ ! એ તો ઉંઘતી હશે. એવું તો એને વખતો વખત થાય છે. વળી જ્યારે મરી જાય ત્યારે સાસ થાય, ધરેડો થાય, કંઈ કંઇ દરદ થાય, આમ તે જીવ જતો હશે ? "

**અલક્ષ્યજ્યોતિઃ**—" જો ખાત્રી ન થતી હોય તો દાકતર અગર નાડી પરીક્ષક વૈદ્યને બોલાવો. "

તુરત માણસો દાકતરને બોલાવવા દોડયા—દાકતરે આવી બધી તપાસ કરી કહ્યું કે તે ગુજરી ગઇ છે. ઘરમાં બધે ગભરાટ થઈ

ગયો. ગણેશદાસ પણ આમ જાય ને તેમ જાય. મૃત્યુ એવું અચાનક થયું કે, કોઇને કાંઈ સમજણ ન પડી. છોકરાંઓ રોવા મંડયાં, ચાકર, રસોઇયા રોવા મંડ્યા, રોવાનો ઉભરો શાન્ત થયા પછી અલક્ષ્ય જ્યોતિએ કહ્યું: કે " ભગવન્ ! જે ભાવિ હતું તે થયું. હવે યથા વિધિ ઉત્તર ક્રિયા કરો. "

તદનુસાર નિર્મળાના દેહને ભોંય નાંખવામાં આવ્યો. આ વખતે માનવ હૃદયમાં કાંઇક જુદીજ અસર થાય છે. કઠણ હૃદયનો ગણેશદાસ પણ રોયો. યોગીન્દ્રની આંખમાંથી પણ ખળખળ આંસુ ચાલ્યા જતાં હતાં, છોકરાં પુષ્કળ રોતાં હતાં. આડોશી પાડોશી એકઠા થયાં, દેહને સ્મશાનમાં લઇ જવામાં આવ્યો, વિદ્યાસાગરના મનમાં કાંઇક જુદાજ વિચાર થયા કરતા હતા. " અરે, ત્યારે આ મારી માતા મને ફરી નહીં મળે ? એ બિચારીને આ બધા બાળી નાંખશે ? " એણે ઉંચે નજર કરી, સૂર્ય મધ્યમાં આવ્યો હતો, વાદળાં આવ જા કરી રહ્યાં હતાં. આસપાસ નજર કરી તો એનું એ સૃષ્ટિ સૌન્દર્ય દીઠું. પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં. પવન મંદમંદ વાતો હતો. એક તરફ તે નજર કરતો તો પોતાની માતાના શબને દેખતો. બીજી તરફ તે નજર કરતો તો સૃષ્ટિ એની એ જોતો. " ત્યારે આ શું ? આની આ મારી માતા હજી છે. એમાં શો ફેરફાર થયો છે ? " આમ વિચારમાં તે શૂન્ય જેવો, ઉભો હતો. ત્યાં પુરોહિત બોલ્યો: " ભાઇ, દેહને જરા સ્નાન કરાવો, " તે ચમક્યો, યંત્રના પુતળાની માફક તેણે સ્નાન કરાવ્યું. ને દેહને ચિતાપર ચ્હડાવ્યો, ભાઇ ! હવે તમારી માતાના શબને અગ્નિ સંસ્કાર કરી, પગે લાગો. તદનુસાર તેણે કર્યું. અને પછી બધા પુષ્કળ રોયા. યોગીન્દ્રે કુમારને પાસે બોલાવ્યો, તે અડધો બેભાન જેવો થઇ ગયો હતો. શાન્ત મુખમુદ્રાથી યોગીએ વિદ્યાસાગરને બોલાવી લીધો ને છાતી સરસો દબાવી, બીજા સ્થળમાં લઇ ગયો, એ દેખાવથી થોડે દૂર પર્વતની ન્હાની ખીણમાં આ બન્ને ઉભા અને યોગીન્દ્રે કહ્યું કે,

"કુમાર—*आर्द्रांत्रतंत्री गहनो विकारी परितापवान् ।
देहः स्फुरति संसारेसोऽपि दुःखाय केवलम् ॥

*સંસારમાં લીલાં આંતરડાંઓથી તથા નાડીઓથી વ્યાપ્ત, અનેક વિકારોવાળો, અને અન્તે મરણ પામનારો જે દેહ આવે છે, તે કેવળ દુઃખને માટેજ છે. **યોગવસિષ્ટ.**

" કુમાર આ ક્ષણભંગુર દેહ ઉપર ઝાઝો મમત્વ ન રાખવો, આત્મા અને દેહ તદ્દન જુદા છે, એ દેહ જડ છતાં પણ આત્માના અધ્યાસરૂપ ચમત્કારનું પાત્ર હોવાને લીધે, આત્મા જેવો લાગે છે. પણ વસ્તુતઃ આત્મા અને દેહ જુદા છે. તારી માતાનો આત્મા વિશુદ્ધ હોવાને લીધે પરમાત્માના ધામમાં ચાલ્યો ગયો છે. દેહ પંચભૂતનું પૂતળું હોવાને લીધે, પંચભૂતમાં મળી જશે.

પંચભૂતનું પૂતળું, માયાથી મસ્તાન,
તત્વે તત્ત્વ ભળી જતાં, માટી માટી સમાન. "

માટે એનો શોક મૂકી દે–" આ પ્રમાણે દેહને ભસ્મસાત્ થતા સુધી યોગીન્દ્રે વિદ્યાસાગરને ઉત્તમ જ્ઞાન આપ્યું. ગણેશદાસ પાડોશીઓ જે સ્મશાનમાં આવ્યા હતા, તેમની જોડે જુદા જુદા વિષય ઉપર ગપ્પાં હાંકતો હતો. કારણ તે કેટલીએવાર સ્મશાનોમાં ગયેલો ને તેથી દૃઢ થઇ ગયો હતો. પણ વિદ્યાસાગરના કોમળ હૃદય ઉપર આ બનાવે ઘણી સખત અસર કરી. પોતાની માતાની મૂર્તિ આંખ આગળથી ખસતી નહતી. યોગીન્દ્રનો બોધ એના મગજ ઉપર અસર કરી શકતો નહોતો. અન્તે બધા સ્નાન કરી ઘેર આવ્યા. તે વખતે ભાઈ બ્હેન એક બીજાની કોટે વળગી પુષ્કળ રોયાં. ડાઘુઓ વેરાઇ ગયા. હવે માત્ર ગણેશદાસ, વિજયા વિદ્યાસાગર અને અલક્ષ્યજ્યોતિ, એટલાંજ રહ્યાં.

એ તો સામાન્ય નિયમ છે કે તોફાન સારી પેઠે થયા પછી શાન્તિ પ્રસરે છે—નિર્મળા માંદી હતી, તેની સારવારમાં વખત બીલકુલ નો'તો જણાતો–હવે તો જાણે કાંઇ કામ ન હોય એમ ઘર શૂન્ય થયું. 'પિતાજી," વિજયા ધીમે સ્વરે બોલી " સુશીલ અને પ્રેમલ મારી માતા હંમેશને માટે ચાલી ગઇ, હું અને ભાઇ હવે એકલા નિરાધાર થઇ ગયાં. " ગણેશદાસ જેને નિર્મળાનો શોક બહુ લાગ્યો હતો, તે સાંભળી રહ્યો. યોગીન્દ્ર બોલ્યા, "વિજયા તારા પિતા તારી માતાની ખોટ પુરી પાડશે. મરણ એ દરેક પ્રાણીને અવશ્ય થવાનું છે. કોઈ વ્હેલા, તો કોઇ મોડા પ્રભુના દ્વારમાં જવાનાજ. આ સંસાર ક્ષણભંગુર છે. માટે તેમાં બહુ આસક્તિ રાખવી નહીં. પણ તમે બધાં ભુખ્યાં છો. માટે કાંઇ ખાઈ લ્યો. " વિજયાએ ખીચડી તૈયાર કરી, યોગીન્દ્ર સિવાય બધાંએ ખાઇ લીધું. એમણે માત્ર દુધ પીધું. ખાધા પછી બધાં ઉંઘી ગયાં. માત્ર અલક્ષ્ય-

જ્યોતિ જાગતા બેઠા હતા. " પ્રભુ, પ્રભુ, " તે વિચાર કરવા માંડયા. "આ થોડા દિવસમાં એક પછી એક એવા બનાવ બન્યા છે કે હવે મારે શું કરવું ? ગૃહસંસાર છોડી, આબુ જેવા રમણીય, એકાંત સ્થળમાં આવી પરમકૃપાળુપરમેશ્વરનું શાંત મને ધ્યાન ધરતો હતો. ત્યાં વિજયાનું આવવું શું ? એને દેખીને મારા હૃદયમાં એના ઉપર ભાવ શો થવો ! એની મૃત્યુશય્યા ઉપર સુતેલી માતાની ઇચ્છા કેટલી બધી અઘટિત ! અને હજી હું ઉત્તર દેવાને તૈયાર થાઉં, તે પહેલાં તેનું મૃત્યુ શું. ! " તેનું હૃદય ગભરાયું. તે ઉભો થઇ ગયો. સર્વે ઉંઘતાં હતાં. વિજયાએ પાસુ ફેરવ્યું. એનુ મુખ બહુ સુન્દર લાગતું હતું. " આહા ! આવી સુન્દર નવયૌવના જોડે લગ્ન કરવામાં કાંઈ વાંધો છે !" તેના મનના ખુણામાં વિચાર થયો, થયો તેવો ચાલ્યો ગયો. મારે આકાંક્ષા શી ! પ્રેમ શો ! રાગદ્વેષથી ભરેલા દેહિક પ્રેમમાં શો ફાયદો ! જ્યારે એવી વૃત્તિઓને વશ મારે થવું હતું, તો સર્વસ્વ પદ્મનાભબાઇને આપી, વડીલની મરજી ઉથાપી, આ પગલું મેં શું કામ ભર્યું ? તેના પ્રાયશ્ચિત્તની આ કસોટી તરીકે વિજયાને મારી પાસે ઇશ્વરે મોકલી. પુરાણોમાં તપોભંગ કરવા જેમ ઇંદ્ર અપ્સરાને મોકલતો, તેમ તો એને મારી પાસે નહીં મોકલી હોય ! કદાચ હું આગ્રહથી લગ્ન ન કરૂં તો સ્વર્ગસ્થ નિર્મળાની છેલ્લી વાસનાના તિરસ્કાર માટે હું પરમેશ્વરનો ગુન્હેગાર તો નહિં થાઉં? વનમાં પણ આની આ ઉપાધિ ! યોગ લીધો તોપણ આ ઉપાધિ ! આ ચિન્તા, અને આવાં ધર્મ સંકટ ભોગવવાં પડે છે. આવા કડાકડીને સમયે કોની સલાહ લેવી ! પ્રભુ ! અમે ક્ષુદ્ર મનુષ્યો ગમે તેટલાં તારા ચરણ કમળમાં આવવા ઇચ્છીએ, પણ અંગીકાર કરવો તે તારા હાથની વાત છે. તારી અનન્ત લીલા આગળ "હું" કોણ? જ્યાં સુધી મારૂં અભિમાન નથી ગયું, ત્યાં સુધી સર્વ રીતે હું મનુષ્યજ છું. વાઘ અને સિંહ જેવાં ક્રુર પ્રાણીઓની વચ્ચે રહી મને અભિમાન વધી ગયું હતું કે બસ મને પ્રભુત્વ મળી ગયું. તે પ્રભુત્વની પરીક્ષાનો પ્રસંગ આવ્યો છે. " વિજયા ઉંઘમાં લવતી હતી "માતા, માતા. આ યોગી મારો તિરસ્કાર કરે છે. " અલક્ષ્યજ્યોતિ ચમક્યો તેણે વિજયા તરફ જોયું. તે ભરઉંઘમાં હતી. ગણેશદાસ લવતો હતો "હાશ ! નિર્મળા બિચારી આમે મરવાની હતી, તે સુધ પણ આ ખરચ થતું તો બચ્યું " તેણે દાંત કચડડ કચડડ કર્યા.

" ખરેખર " યોગીન્દ્રે વિચાર કર્યો, "આ ગણેશદાસ દુનીયાના નીચ માણસનો નમુનો લાગે છે. એની અંતરવાસના બહુજ મલિન છે. આવા મનુષ્યના પંઝામાં સપડાયલી નિર્મળા તો છુટી, પણ નક્કી આ બાળક છોકરાં દુઃખી થવાનાં. જેવો એ વિલાસપુરમાં ગયો, તેવોજ પરણવાનો અને છોકરાંને સાવકી મા આવવાની. " એકદમ તેણે પગ પછાડયો, " આ માનવ પ્રેમનાં પરિણામ–આ દેહના સંબંધના ફળ. હું પણ લગ્ન કરૂં તો આ ઉપાધિને પાત્ર થાઉં. કારણ દેહ અવશ્ય નશ્વર છે. વળી મેં પ્રભુની અનન્ત લીલા નિહાળી છે. એનાં જ્યોતિર્મય દર્શન કર્યાં છે. એની દિવ્યમૂર્ત્તિ મારા હૃદય આગળ ખડી છે–એવા દિવ્ય રસ અનુભવ્યા પછી, વળી પાછી ધુળ ફાકવી ? જે મુખે અમૃત પીધું તેજ મુખથી વિષ પીવું, કદી નહીં બને. અલેક ! " અલેકનો ધ્વનિ થતાં ગણેશદાસ ઝબકી ઉઠયો ને આંખો ચોળતો ચોળતો બોલ્યો—" મહારાજ ! આપ જાગોજ છો કે શું? હું તો થાકને લીધે ઉંઘી ગયો હતો. આપ આરામ લ્યો જરા."

"નહિં ભગવન્" તે બોલ્યો—

**[1]या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥**

આપ નિશ્ચિંત રહો. "હું જો ઉંઘીશ તો મારૂં સર્વસ્વ જશે," ગૂઢ અર્થ ગણેશદાસ ન સહમજ્યો. " બાપજી ! મારૂં શરીર તો કકડે કકડા થઇ જાય છે. માટે બેઅદબી માફ કરજો. કારણ આપ તો ઉભા છો, ને હું સુતો છું, " ગણેશદાસ બોલ્યા.

કાંઈ ફીકર નહીં શેઠજી ! આપને નિર્મળાની ખોટ બહુ પડશે કે ?" યોગીએ પૂછ્યું.

" ખરૂં કહોછો બાપજી ! આવેડ અવસ્થામાં ઘરભંગ થવું એ મહાદુઃખ છે."

" આપ ફરી પરણુશો ખરા કે ? "

" ખરૂં પુછાવો તો મારી ઇચ્છા ફરી પરણવાની ખરી " પણ સારી કન્યા મળે તો.

---

[1] જે સર્વભૂત પ્રાણી માત્રની રાત છે તેમાં યોગી જાગે છે, અને જેમાં ભૂત પ્રાણી જાગે છે તે જ્ઞાની મુનીને રાત્રી છે.

**ભગવદ્ગીતા.**

" સારી એટલે ?

" ગુણમાં સારી, તેજ સારી, બાપજી ! વિજયા તો પરણીને સાસરે જશે, વિદ્યાસાગર ભણવામાં પડશે, ત્યારે મારૂં ઘર કોણ સંભાળે ? ઘડપણમાં મારી ચાકરી કોણ કરે ! નિર્મળાની ખોટ તો કોઇ પુરી પાડનાર નથી. પણ દુનિયામાં રહ્યા એટલે શું કરીએ? "

" છોકરાંને સાવકી મા રૂપી સાલ નહીં થાય ?

" મારો પંડ છે, ત્યાં સુધી છોકરાંને કોણ કહેનાર છે ? દમ કહાડી નાંખું જો છોકરાંને કોઈ સતાવે તો ! "

" એમ કરવાથી તમારી નવી પત્ની અસંતુષ્ટ નહીં થાય ? એની અને તમારાં છોકરાં જોડે સ્પર્ધા નહીં થાય ? "

" પણ ત્યારે બાપજી મારે કરવું શું ? અમારાથી કાંઇ તમારી માફક જોગ લેવાય ? બાપજી અમે રાંકનાં નસીબ રાંક, અમે છાણના કીડા છાણમાંજ મરવાના. "

આમ વાત ચાલતી હતી ત્યાં આકાશમાં વાદળ ચ્હડી આવ્યું. વીજળીઓ થવા માંડી, ગર્જના થવા માંડી, વીજળીના ચમકાર, ને ગર્જનાના થતા પ્રતિધ્વનિ હૃદય ભેદી નાંખતા હતા. પુષ્કળ વરસાદ પડવા માંડયો. સઘળે જળ જળમય થઈ રહ્યું. વિજયા અને વિદ્યાસાગર ઝબકી ઉઠયાં, ને યોગીન્દ્રની સોડમાં ભરાયાં. ગણેશદાસની પણ આ ઇશ્વરી તત્ત્વોની લ્હડાઈ આગળ હીંમત નરમ પડી ગઇ. તોફાન જોરપર વધવા માંડ્યું. વૃક્ષો તુટી પડયાં, વીજળીઓ પડવાના બનાવ ઠેર ઠેર થવા માંડ્યા. પાણી ચોગરદમ ઉભરાઇ ગયું. સઘળાં સાથે ભરાઇ બેઠાં, અલક્ષ્યજ્યોતિ બોલ્યાઃ "ગણેશદાસ ! આ ઇશ્વરી સત્તાનો ચમત્કાર જુઓ છો ? આ સમયે વનમાં રહેવાની કોની ઇચ્છા થાય ! મેં આવો પ્રસંગ ગત વર્ષમાં અનુભવ્યો છે. ગર્જનાના પ્રતિધ્વનિના સ્હામા સિંહો બરાડા પાડીને પર્વતની ગુફાઓમાં માથાં પટકીને મરી જાય છે. તેવે વખતે હું આવો દૃઢ છું છતાં મારૂં હૃદય કંપતું. પૃથ્વીની દુષ્ટ વાસનાઓ તો આવે સ્થળે ક્યાંએ નાશી જાય છે. આપને દ્રવ્ય ઉપર ઘણો મમત્વ જણાય છે, પણ આપ આવા સ્થળમાં આવા ચમત્કાર જુઓ ત્યારેજ સ્હમજણ પડે કે દ્રવ્ય એ નશ્વર છે." વરસાદનું તોફાન વધ્યે જતું હતું. સૂર્યોદય થઈ ગયો હતો તેનો પ્રકાશ વાદળામાંથી જણાતો હતો. પણ વરસાદ મુશળધાર પડતો હતો. એક વીજળીના તડાકાની સાથે સ્હામેના પર્વતના શિખર

ઉપરનો પથરો તુટી પડયો. ને આખા પર્વત ઉપરના બધા મકાનો કંપ્યાં—" ઓ બાપરે, મરી ગયોરે, " કરતો ગણેશદાસ ચમકી ઉઠયો. વિજયા અને વિદ્યાસાગર યોગીને વળગી પડયાં. કેટલાક કાચા બંગલાઓ તુટી પડવા માંડયા. ને નિરાધાર મનુષ્યો ગભરાવા માંડયાં; તથા વરસાદમાં આમથી તેમ દોડવા માંડયાં. તમામ ઘરમાં પાણી ભરાઈ ગયાં, ખાવાનું ખાવાને ઠેકાણે રહ્યું. બધા લોક વરસાદ ક્યારે રહેશે તેનોજ વિચાર કરવા લાગ્યા. સૂર્ય બરાબર મધ્યમાં આવ્યો ત્યારે વરસાદ શાંત પડયો. આ વરસાદથી ઘણું નુકશાન થયું હતું. પર્વત ઉપરથી તુટી પડેલી શલ્યાઓ આબુ ચ્હડવાની સડક ઉપર પડવાથી રસ્તો બંધ થઈ ગયો હતો. તાર તુટી ગયા હતા. ટપાલ પણ આવી શકી નહતી, તળેટીની રેલવેની સડકો ધોવાઇ ગઇ હતી ઇંગ્લીશ ઓફીસરો આમથી તેમ હાંફળા ફાંફળા ફરવા લાગ્યા. અને જાતે ઉભા રહી રસ્તા સુધારવાને માટે મારવાડી મજુરોને કામે લગાડવા લાગ્યા. ઇંગ્લીશ લોકનો એ મોટો ગુણ છે. જ્યારે કાંઇક ઇશ્વરી આપત્તિ આવી પડે છે, ત્યારે મહેનત કરવાને એ લોક પાછી પાની કહાડતા નથી, અને જાતેજ આગળ પડી કાર્ય પુરૂં કરે છે. તે વખતે મોટાઇનું અભિમાન તે રાખતા નથી, અથવા તો પોતાનું શું થશે એનો ખ્યાલ પણ કરતા નથી.

આબુ કેન્ટોનમેન્ટના ઘણાખરાને આજ ઉપવાસ હતો. ચ્હા સરખો કોઇએ પીધો નહતો, તો જમવાની વાત ક્યાં ! ધીમે ધીમે વિજયાએ છેક સ્હાંજ સમયે ચ્હા બનાવ્યો. તે બધાંએ પીધો. યોગીંદ્રને આપવામાં આવ્યો, પણ તેમણે સવિનય ના પાડી. રાત્રિએ જ્યારે દુધ આવ્યું ત્યારે તેમણે પીધું. ને બીજા બધાં જમ્યાં. વરસાદનું પરીણામ એ આવ્યું કે પંદર દિવસ સુધી આબુ ઉપરથી હેઠળ ઉતરવાનો રસ્તો બંધ રહ્યો. ટાંગા, એક્કા વિગેરે બંધ રહ્યું હતું. ટપાલ લાવવાની સવડ કરવામાં આવી હતી. તારનાં દોરડાં સાંધી દેવામાં આવ્યાં હતાં. ગણેશદાસને આ સમય આબુમાંજ રહેવું પડયું. વિલાસપુર સગાં સંબંધીને હકીકત લખી દીધી કે પંદર વીશ દહાડા સુધી નહીં અવાય. "બાપજી, જેટલો વખત અમે રહીએ તેટલો વખત અમારી પાસેજ રહો," ગણેશદાસે યોગીને આગ્રહ કર્યો. વિદ્યાસાગર તો તેમના ખોળામાં ચ્હડી બેઠો, " મહારાજ, હું તમને કદી જવા દેનાર નથી." અને વિજયાએ પણ નમ્રતાપૂર્વક રહેવા વિનતિ કરી. આથી યોગીન્દ્ર રહ્યા.

વિજ્યા ને યોગીન્દ્રનો સમાગમ વધવા માંડયો. અને પરસ્પર ભાવ પણ વધ્યો. મૃત્યુ પામતી વખતની માતાની ઇચ્છા વિજ્યાએ પુરેપુરી સાંભળી હતી. "અહા હા! આ યોગીન્દ્ર કેવા તેજસ્વી અને મનોહર છે. એમની જોડે જો મારૂં લગ્ન થાય તો હું કેવી ભાગ્યશાળી થાઉં! મીરાંબાઇ જેમ શ્રીકૃષ્ણને વરી હતી, તેમ મારી માતાની આજ્ઞાથી એમનેજ હું વરી ચૂકી છું. એજ મારા પતિ છે. પણ એ વાત મારાથી કહેવાય શી રીતે? મારા પિતા કદી પણ લગ્ન ન થવા દે." આવા વિચાર વિજ્યાના મનમાં પ્રધાન હતા. તે ક્ષણે ક્ષણે માતાને સંભારતી. "માતા, માતા, તારી ખોટ પુરી પાડનાર કોઇ નથી. તારા મૃત્યુ જોડે મને પણ મૃત્યુ કેમ ન આવ્યુ?" તે રડતી. પણ તેને છાનું રાખનાર કોણ હતું! ગણેશદાસ તો ચોપડાના હિસાબ તપાસ્યા કરતો હતો. છોકરાંઓ યોગી જોડે આનન્દથી રહેતાં. "ભલું થજો આ જોગીનું કે એમના પધારવાથી આ બિચારાં છોકરાં એમની મા વગર ટળવળતાં નથી. અને મને આ નવરાશનો વખત હીસાબ તારવી કહાડવાને ઠીક મળ્યો છે. કહો ન કહો પણ જોગીરાજ માણસ તો લાખ રૂપીઆનું છે. એ આપણી જોડે વાત કરે છે કે આપણી ફીકરને ચિંતા બધી દૂર થાય છે. ને છોકરાં ગાંડા ઘેલાં થઈ જાય છે. જ્યાં સુધી મહારાજ રહેશે, ત્યાં સુધી આપણે નિવૃતી છે." તે કહેતો.

એક દિવસ વિજ્યાએ પોતાના ભાઇને ઠપકો આપ્યો કે "ભાઇ, તું આમ હવે લેસન કયાં સુધી નહીં કરે? હવે કાંઇક ચોપડી તો ઉઘાડય. તું નહીં ભણે તો તારી શી વલે થશે?"

વિદ્યાસાગરઃ—જવા દેને બ્હેન! એ વાત? આપણે વિલાસપુર જઇશું ત્યારે થઇ રહેશે. મને તો મહારાજશ્રીની મીઠી ને મધુર વાતો બહુ ગમે છે. માસ્તર તો મહારાજ જેવા જોઇએ. હું તો મહારાજ પાસે ભણીશ. આપણે તો એ નફ્ફરચંદ્ર માસ્તરની કલાસમાં રહેવાના નથી. સાલ્લો, અમને ઢોરની માફક મારે છે. મહારાજ, એક છોકરાને તો એણે દાદર ઉપરથી ગબડાવી મૂકયો હતો."

વિજ્યા જરા ક્રોધથી બોલીઃ—"કેમ પાછું તેં મહારાજના મ્હો આગળ નફ્ફરચંદ્રનું ભાગવત ઉપાડયું કે? જવા દે એ વાત હું તો તને લેસન કરવાની વાત કહું છું."

વિદ્યાસાગરઃ—"તે હું લેસન નથી કરવાનો, કહી રહી હવે. મારી મા મરી ગઈ તે હવે બધાં મને આમને આમ વ્હડશે," તે રોઇ પડયો.

અલક્ષ્યજ્યોતિઃ—"કુમાર ! વિજયા તને શું ખોટું કહે છે ! તારે કાંઇ અભ્યાસ કર્યા વિના ચાલશે? અને માતા મરી ગઈ તે બ્હાનાથી તું ન વાંચે એ બને ?"

"વિજયાઃ—અરે છેજ આળસુ ! ફરવું ફરવું હોય તો પહેલો નંબર. વાતો કહેવાતી હોય ત્યાં સાંભળવામાં પહેલો નંબર. પણ જ્યાં લેસનની વાત આવે કે ગલ્લાં તલ્લાં કરે. વાર્તાની ચોપડી હોય તો આખી રાત વાંચે, ને પુરી કરે ત્યારે ઉંઘે. પણ હિસાબના દાખલા ગણતાં એને કીડીઓ ચ્હડે ! "

"છો રહ્યા અમે એવા" ! એમ છણકો કરી, માથે ટોપી મુકી હાથમાં લાકડી લઇ, ડોલતો ડોલતો ચાલ્યો.

"ભાઈ, ભાઈ, કયાં જાય છે? પિતાજી આવશે તો મને વઢશે." વિજયા બોલી.

"તે ભલે વઢે, તું એજ દાવની છે. જા કહેજે કે અમે સરોવર ઉપર ફરવા ગયા છીએ. અને શંકરનાં દર્શન કરી આવીએ છીએ." જવાબની વાટય જોયા વગર વિદ્યાસાગર રસ્તે પડયો. ગણેશદાસ હિસાબમાં કાંઇક ભુલ્ય આવવાથી મારવાડીની દુકાને ખાત્રી કરવા ગયો હતો. નિર્મળાના મૃત્યુ પછી પહેલીવાર અલક્ષ્યજ્યોતિ અને વિજયા એકાંતમાં મળ્યાં.

"બહુજ મમતીલો અને અકલ્યાગરો છે મહારાજ ! " વિજયાએ જરા શાન્ત થઈ કહ્યું.

"હોય, બાળક છે, વિજયા: ઉતાવળે કાંઈ આંબા પાકે છે ! બાકી એ છે બુદ્ધિશાળી. અને ભવિષ્યમાં એ ઘણોજ વિચારશીલ નીકળશે. તારે તારી માતાની માફક ક્ષમા રાખવી જોઇએ. નજીવાં કારણોનાં મોટાં અને ગંભીર પરીણામ આવે છે. તમે ભાઇબ્હેન આમ વઢયા કરો એ ઠીક નહીં. એમાં તારી પ્રતિષ્ઠા જાય." શાંત અને ગંભીર મુખાકૃતિથી અલક્ષ્યજ્યોતિએ કહ્યું. વિજયા યોગીના સ્હામું જોઇ રહી હતી. અને મુખમાંથી નીકળતાં વચનામૃત જાણે પીતી હોય એમ જણાતું હતું. માતાની છેલ્લી ઇચ્છા, "તારે આ યોગીન્દ્ર જોડે લગ્ન કરવું," એ એના હૃદયમાં તરી આવી. અત્યાર સુધી તેને માતાના મૃત્યુના દુઃખને લીધે કાંઇ સાંભરતું નહતું. પણ આ એકાન્ત મળવાથી તે વિચાર સ્ફુરી આવ્યો. ને તેને લીધે, વીડાવિકાર તેના મુખ ઉપર જણાવા માંડયો. તેણે નીચું જોઇ દીધું. બોલવા

યત્ન કર્યો, પણ બોલી ન શકી, યોગીએ પૂછ્યું. "વિજયા, કેમ એકદમ મુંગી થઇ ગઇ?"

"કાંઈ નહીં મહારાજ, મને મારી માતાની છેલ્લી ઇચ્છા યાદ આવી." તે બોલી—યોગી ચમકયો, નેત્ર વિકાસ્યાં, ને પુનઃ શાંતિ ધારણ કરી દીધી.

"તારી માતાની છેલ્લી ઇચ્છા શી હતી," તેણે પૂછ્યું.

"તે તો આપ જાણો."

"પણ તું કહે તો ખરી"

"મારાથી બોલી શકાતું નથી. આપ સર્વજ્ઞ છો. આપ શું નથી જાણતા ?"

**યોગી**—"વિજયા, મૃત્યુ શય્યા ઉપર મનુષ્ય ગમે તે બોલ્યું હોય તેમાં શું સ્હમજવું, એ શી ખબર પડે, માટે ખુલ્લા હૃદયથી તારે જે કહેવું હોય તે કહીદે. આમ ગભરાવું નહિં."

**વિજયા**—"મહારાજ, મારી માતાની છેલ્લી ઇચ્છા એ હતી કે મારે આપની જોડે લગ્ન કરવું." બન્ને સ્તબ્ધ બેસી રહ્યાં. યોગી ધ્યાનસ્થ બેસી રહ્યા. વિજયાએ બોલવું શરૂ કર્યું. "મહારાજ! જ્યારથી આપનાં દર્શન થયાં, ત્યારથીજ મારા મનમાં એમ થયું કે આપ જેવા તેજસ્વી પતિની સેવા કરી હું મારૂં જીવન સાફલ્ય કરૂં. હું જાણતી કે મારી માતા મરી જશે. મારા પિતા ગમે તેની જોડે મારૂં લગ્ન કરશે અને મને દુઃખી કરશે તેના કરતાં આપ જેવા જોડે લગ્ન કરી હું ભાગ્યશાલી બનીશ. એ મારી અંતરની ઇચ્છાને મારી માતાએ ઉદ્દીપન કરી. આપ સ્વીકારો કે ન સ્વીકારો, મારી માતાની ઇચ્છા એજ ખરી વાત છે."

નિર્દોષ અને શાંત જણાતી વિજયાની આ ઇચ્છા આટલી બળવત્તર છે, એ યોગી જાણતો નહતો. હવે શું કરવું? તે મુંઝાયો. એની શાંતિ જતી રહી. તેણે આમ તેમ ફરવા માંડ્યું, શું જવાબ દેવો તેની તેને સુઝ ન પડી. "વિજયા" તે ધીરેથી બોલ્યો, "વિજયા, આવા ગાંડા વિચાર આજ બોલી તે બોલી હવે ફરીને બોલીશ નહીં– આ પગલું વિનાશકારક છે. એમાં હું અને તું બંને સુખી નહીં થઇ શકીએ. મારી દીક્ષા ઉગ્ર છે. મેં સંસાર છોડી દીધો છે. એમાં હું પડવાનો નથી. તું કુંવારી રહી શકે એમ નથી. અને રહી શકાય પણ નહીં. પરણવું એ ન્હાનાં છોકરાંની રમત

નથી. એ બહુ ગહન વિષય છે. માટે એ વિચાર ફરીને કરીશ નહીં. તું તારૂં લગ્ન કોઇ સુરિક્ષિત-વિદ્વાન્ ગૃહસ્થ જોડે કર. તમારાં બન્નેના સુખમાં ને દુઃખમાં હું ભાગ લઇશ. હું તમારૂં મારા તપોબળથી રક્ષણ કરીશ-હું પ્રસંગે પ્રસંગે તમને મળીશ. હમણાં હું તારી પાસેજ રહીશ, તારા પિતાની જોડે હું વિલાસપુર આવીશ. તારૂં લગ્ન થતા સુધી હુ વિલાસપુરમાંજ રહીશ. અને તારા લગ્ન માટે હુંજ તારા યોગ્ય પતિને ખોળી આપીશ. ”

વિજયા નમ્ર રીતે બોલી:—“ભગવન્ ! આપજ મારા પતિ છો, ને હું મારા વિચારમાં દૃઢ છું. ”

અલક્ષ્યજ્યોતિ—“ વિજયા ! એકાંતસ્થળમાં હવે આપણે રહેવાનો જરાપણ અધિકાર હવે રહ્યો નથી, કારણ આ ભાવનાની સાથે એકાંતમાં રહેવું ઉચિત નહીં. વિજયા હું તારો તિરસ્કાર નથી કરતો. હું તને સદા માન આપું છું. તારો આ વિચાર વિનાશકારક પરિણામ લાવશે. તું દુઃખી થઇશ. તારે બહુ સહન કરવું પડશે.”

વિજયા—“ભગવન્ ! આપના સુખે સુખી, અને આપના દુખે દુઃખી હું થવાની એ નકકી સહમજજો.”

અલક્ષ્યજ્યોતિ ઘણીજ નમ્રતાથી બોલ્યા “ વિજયા, પરમાત્માની શી ઇચ્છિા છે તે મારાથી કહી શકાતું નથી, હું એની ઇચ્છાનું પુતળું છું. હવે મારી બાજી મારા હાથમાં નથી. તું થોડોક સમય બ્હાર ફરીશ ? મારે એકાંત અને મનઃ શાંતિની જરૂર છે.” વિજયા નમન કરીને બ્હાર ચાલી ગઈ. જતે જતે તેણે પાછું જોયું. બંનેની નજર મળી વિજયા ચાલી ગઇ ને બ્હાર ઉભી રહી.

અલક્ષ્યજ્યોતિએ પ્રાણાયામ કર્યો. ને આંખ મીચી તો વિજયાની મૂર્ત્તિજ નજરે પડી. જે ધ્યાનમાં પરમાત્માનાં દિવ્ય જ્યોતિનાં દર્શન થતાં, તેજ ધ્યાનમાં વિજયા દેખાઈ ને વિજયા પાછળ નિર્મળાની મૂર્ત્તિ નજરે તરી. અને જાણે ઘુંટણીએ પડીને વિનંતિ કરતી જણાઇ. “ યોગીન્દ્ર મારી વિજયા મેં તમને સોંપી છે, મારો કે જીવાડો. ” ધ્યાન છુટી ગયું. તે ઉભો થઇ ગયો, “ આ શો ગજબ ! માયા, માયા, ભગવતી માયા, તને નમસ્કાર છે. ” તેણે સાષ્ટાંગ દંડવત્ કર્યા. “ પ્રભુ, મારી બાજી તારા હાથમાં છે. **કર્તુમકર્તુમન્યથાકર્તુંત્વંસમર્થઃ** । હું કાંઇ પણ કરી શકું એમ નથી.” તે બેઠો થયોને પુનઃ ધ્યાન ધર્યું વિજયાજ નજરે પડી. તેણે

આંખ ઉઘાડી નાંખી જટામાંથી શંકરની છબી સ્હામી મુકી. ને આંખો ઉઘાડી રાખી સ્તવન કરવા માંડયો.

ગણેશદાસ હાંફળો ફાંફળો બહારથી આવી પહોંચ્યો. એને ને મારવાડીને સજ્જડ લ્હડાઈ થઇ હતી. એણે મારવાડીને અમુક તારીખે ચાર રૂપીઆ આપેલા ને મારવાડીએ નોંધેલા નહીં-અને એ બાબત બજારમાં ગણેશદાસને ખુબ લ્હડાઇ થઇ, મારવાડી અને ગણેશદાસનું રસ્તા ઉપર મલ યુદ્ધ થયેલું અને જ્યારે પોલીસે નામ લખી દંડા, લગાવી છોડવેલા ત્યારેજ છુટેલા. ગણેશદાસ ક્રોધથી ભરપુર હતો. " વિજયા " તેણે હાંક મારી વિજયા બ્હારજ ઊભી હતી-તેણે જાણ્યું કે આજ પિતાજીનો મિજાજ ઠેકાણે નથી. " વિજયા, આપણે હવે આબુમાં નથી રહેવું. સાળો મારવાડી બહુ લુચ્ચો જણાય છે. મહારાજ કયાં છે?" વિજયા બોલી "મહારાજ અંદર ધ્યાનસ્થ છે. પિતાજી, ગાડી ચાલતી શરૂ થશે કે તુરત આપણે તળેટીમાં જઇ વિલાસપુર જઇશું."

" વિલાસપુરવાળી રેલ પણ તુટી ગઈ છે ને ! અહીંથી તો હવે ચારેક દિવસમાં ટપ્પા ગાડી શરૂ થશે. પણ આબુરોડથી ગાડી કયાં ચાલે છે ?

ગણેશદાસ—તે બસ ચાલીને વિલાસપુર જઇશું. પણ મારે અહીંતો રહેવું નથીજ.

વિજયા—" જેવી ઇચ્છા. "

ગણેશદાસ—" ભાઇ કયાં ગયો છે ? "

વિજયા—" ફરવા "

ગણેશદાસ અંદર ગયો, મૃગ ચર્મ ઉપર ઉઘાડી આંખે યોગીન્દ્ર બેઠા હતા. " જે બાપજી, " કહીને ગણેશદાસે ચોપડો પછાડયો. યોગી હસ્યા. " " કેમ શેઠજી ! આજ તમોગુણે તમારા ઉપર ખુબ અસર કરી જણાય છે. " અરે જવાદોને આ આબુનું નામ દુઃખી દુઃખીના દાળીયા થઇ ગયા. તેમાં સાળો મારવાડી એક આખી ચાર રૂપીઆની રકમજ ઉચાપત કરી ગયો છે, મારે તો જેમ બને તેમ ત્વરાથી હવે વિલાસપુર જવું છે. " એમ કહીને મારવાડીવાળી વાત અથથી તે ઇતિ સુધી કહી. અલક્ષ્યજ્યોતિ ખુબ હસ્યો. અ-

ક્રોટ હાસ્ય કર્યું. એને વિચાર ફેર કરવાની જરૂર હતી. ત્યાં આ બનાવથી એને આનંદ થયો. જેમ બને એમ ત્વરાથી વિલાસપુર જવાનો નિશ્ચય થયો. બહારથી વિદ્યાસાગર આવ્યો. ભાઈ બ્હેન મળ્યાં ને જાણે કાંઇ બન્યુંજ નહતું તેમ વાતો ચલાવી અક્ષયદાસ પણ શાન્ત પડયો.



## પ્રકરણ ૫.



## વિલાસપુર.

નાહી લેજે, કંઈ ભીંજવજે, અંજલિ એય લેજે !
પોતા વીતી કહી સ્વજનનું, દુઃખ ભૂલાવી દેજે.
લૂછાવંતાં તું પણ લુછજે સ્નેહીનાં આંસુડાંને;
આંસુડાના વિનિમય મહીં, જન્મ સાફલ્યહા ! છે.

લલિત.

સુવર્ણરેખા નદીને કિનારે વિલાસપુર નામનું મોટું શહેર વસેલું હતું. શહેરની ત્રણે બાજુએ નદી વીંટલાયલી હતી. માત્ર એકજ બાજુથી આસપાસનાં ગામોમાં નદી ઓળંગ્યા શિવાય જઇ શકાતું. નદી કિનારે એક સુંદર બાગ બનાવેલો હતો. જેમાં વૃક્ષ, વેલી, અને પુષ્પની રચના સારી કરવામાં આવી હતી. બાગની વચમાં એક એક મોટો ફુવારો હતો. તેમાંથી છત્રીના આકારમાં પાણી ઉડયા કરતું. ત્યાં આગળ એક નાનું બેન્ડસ્ટેન્ડ ( વાજું વાગવાનું સ્થળ ) હતું. તેની આસપાસ બેંચો ગોઠવવામાં આવી હતી. જ્યાં સ્હાંજના પહોરના દિવસના શ્રમથી કંટાળી કંઇક યુવકો આરામ લેવા આવતા. અઠવાડીયામાં એક દિવસ બેંડ વાગતું. તે વખતે ત્યાં મેળા જેવું થતું. પારસી અને ઇંગ્લીશ દંપતીઓ ત્યાં આનંદથી ફરતાં. તે શિવાય હિંદુ સ્ત્રીઓ પણ કવચિત ત્યાં જણાતી. દરેક કો-

મનાં છોકરાંનો તો શુમાર ન રહેતો, વાજુ વાગતું તેની જોડે તે નાચતાં, કુદતાં, અને આનંદ કરતાં. ઇંગ્લીશ અને પારસી કુમારીકાએ આનંદાલાપ કરતી બેંડસ્ટેંડની આસપાસ ફરતી. અને ગંભીર મુસલમાન ગૃહસ્થો પણ ત્યાં આવી આનંદ પામતા.

એક સંધ્યાંજના જે વખતે વાજું વાગતું હતું, તે વખતે એક હિંદુ યુવક જોડે શરમાતી શરમાતી એક યુવતી આવતી હતી યુવાનની ઉંમર બાવીશ વર્ષની હતી. શરીરે તે ઘઉંવરણો હતો. કદમાં મધ્યમ હતો. પણ મુખ તેનું તેજસ્વી હતું. આંખોમાં ચળકાટ એની તીવ્ર બુદ્ધિ સૂચવતો. તેનું નામ રવીંદ્રનાથ હતું. તે બી. એ. ક્લાસમાં હતો અને મુંબાઇમાં અભ્યાસ કરતો હતો. પણ ઉન્હાળાની રજામાં તે વિલાસપુર આવ્યો હતો. નદી કિનારે આવેલાં સરસ્વતી દેવીનાં દર્શન કરી તે પોતાની ધર્મ પત્ની વિલાસીકા સાથે બેન્ડસ્ટેંડ આગળ આવતો હતો. વિલાસિકાની ઉંમર સોળ વર્ષની હતી. તે ઘણીજ રૂપવતી હતી. એને નાનપણથી સરસ્વતી દેવી ઉપર બહુ શ્રદ્ધા હતી. એની તે ઉપાસક હતી. તે સરસ્વતી દેવીનાં દર્શન કરવા રોજ આવતી. પણ ત્યાંથી તે પાછી ફરતી આજે તે પતિના આગ્રહથી બાગમાં આવતી હતી. પણ તેમ કરતાં તે શરમાતી હતી. "હવે એમાં શરમાવા જેવું છે શું કે તમે આમ કરો છો?" રવીન્દ્રનાથે કહ્યું.

"બીજું તો કાંઇ નહી, પણ બા ઘેર જાણે તો મારી ધુળ કહાડી નાંખે." વિલાસિકાએ ધીમેથી કહ્યું.

"નદીએ જહાવા જવામાં, સરસ્વતિનાં દર્શન કરવામાં, અથવા તો કથા વાર્તા સાંભળવા જવામાં તમને શરમ ન આવે. પણ મારી સાથે આવવામાં શરમાઇ મરવું પડે કેમ?" રવીંદ્રનાથે પુછ્યું.

"મને તે તમારી જોડે ન આવવું ગમે એમ તે હોય? હું તો કહો ત્યાં આવું. વ્હાલા, તમારી સાથે જ્યારે મારે કાયમ રહેવાનું હોય ત્યારે તો મને બહુ ગમે છે. પણ જ્યારે તમે નથી હોતા ત્યારે બા અને બ્હેન મને બહુ સતાવે છે. વ્હાલા, હું કયાં સુધી આ દુઃખ સહન કરૂં? હવે તો તમે બી. એ. થઇ જાઓ એટલે નીરાંત."

વાતો કરતાં કરતાં તે બેંડસ્ટેંડ આગળ આવી પહોંચ્યાં. વિલાસિકા શરમને લીધે પાછળ પાછળ ચાલતી હતી. "આ રીત ખોટી, વિલાસિકા! અહીં આ પ્રમાણે તું શરમાય ને ચાળા કરે તે તો મને

બેવકુફ બન્યા જેવું લાગે. અહિં તો નિડર રીતે આવવું. જો અહીં કેટલા ગુલાબ છે ? બાગ બનાવવામાં પણ માળીની બુદ્ધિ જણાય છે ?" રવીંદ્ર બોલ્યો.

" આ ફુવારો ઘણો સુંદર લાગે છે, વ્હાલા, અને એની અંદરથી ઉડતાં ઝીણાં પાણીનાં ફોરાં મારા શરીરને બહુ સારાં લાગે છે." વિલાસિકાએ કહ્યું,

" કંઇક ફરો હરો, આવાં સ્થળ જુઓ, તો જરા તબીયત સુધરે, બુદ્ધિ ખીલે. આ તો રાત દિવસ શહેરની ગીચ વસ્તીમાં પડી રહેવું, સાસરેથી પીયર જવું, અને પીયરથી સાસરે જવું, સાસરામાં પણ કુથલી, અને પીયરમાં પણ કુથલી, અને પોતાનોજ સ્વાર્થ ઇચ્છતા, અને સમાજના સુખની જરાપણ દરકાર વગરનાં કથાકારો પાસે બોધ વખતે અગ્યારસ કે શિવરાત જેવા દિવસે સાંભળવો. એ સિવાય તમે બીજું શું કરો છો? આ સ્હામે જો, આ ઇંગ્લીશ, કુમારીકા માત્ર બાર વર્ષની છે. તેનું શરીર જો. તેનો આનંદ જો. વળી આ તરફ જો, આ પારસી દંપતી કેટલા પ્રેમથી વાતો કરે છે. આ પારસી સન્નારીની તંદુરસ્તી જો, એનું શરીર કેટલું મજબુત છે? અને તારૂં શરીર જો. અને પછી વિચાર કર્ય કે ખુલ્લી હવામાં ફરવાથી કેટલો આનંદ થાય ! " રવીંદ્ર બોલ્યો.

વિલાસિકાએ કહ્યું, " એ તો ખરૂં વ્હાલા, પણ અમારાથી અહીં ન અવાય. આજ પણ તમારી જોડે આવી છું ખરી. પણ ઘેર કોણ જાણે શુંએ પસ્તાળ પડશે. " " વ્હાલા, જો કે આજનો આનંદ મારાથી ભુલાય એમ નથી. " આ દંપતી બાગના એક દૂરના બેંચ ઉપર એકાંતમાં બેઠાં. "વ્હાલા તમે પુરૂષો આવા સુખને અર્થેજ સરજાયલા છો. હું તો જાણે નંદન વનમાં હોઉં એમ લાગે છે. "

બેંડમાંથી મધુર સ્વર નીકળતો હતો. પવન પુષ્કળ વા'તો હતો, પુષ્પની સુગંધ પસરી રહી હતી. " વિલાસિકા ! તું કાંઇ વાંચે છે ખરી કે ? " રવીંદ્રે પુછ્યું. " પણ મને વખત મળવો જોઇએ કની વ્હાલા તમે તો ઘણુંએ વાંચવા કહો, પણ કામ આડે ઉંચી આવું ત્યારે વાંચુ ને ? "

" આજ કાલ સ્ત્રીઓ કેટલું બધું ભણે છે એનો ખ્યાલ છે ? "

" ઘણોએ છે, પણ તે મારે શા કામનું. "

" તારે વાંચવું હોય તોને ! તું આળસુ બહુ છે, વિલાસિકા–કબુલ કરૂં છું કે તને વખત મળતો નથી. પણ તેની જોડે તને વાંચવાની વૃત્તિ પણ નથી. શું કરવું, નાનપણથીજ જ્યાં એ સંસ્કાર ન પડ્યા હોય તો મોટપણે કયાંથી આશા રાખવી ? " ખિન્ન થઈ રવીંદ્ર બોલ્યો.

" વ્હાલા, તમે નિરાશ ન થશો. હું જરૂર અભ્યાસ કરીશ. અને આપની ઇચ્છા પૂર્ણ કરીશ. "

" જાણે વાંચશો તે મારા ઉપકાર કરશો કેમ ? મને ન્યાલ કરશો કેમ ? " રવીંદ્ર હસતો હસતો બોલ્યો.

" ના, ના, નાથ ! હું મારા સુખને માટેજ અભ્યાસ કરીશ."

" શેઠની શીખામણ ઝાંપા સુધી. આવાં આવાં તેં કેટલાં વચન આપ્યાં ? અને કેટલાં પાળ્યાં ? જ્યારે કાંઇક આ પ્રમાણે વાત થાય, ત્યારે વળી ઉર્મી થઇ આવે, ને જ્યારે પાછો હું મુંબઇ જાઉં ત્યારે થઇ ચુકયું. પારકો પૈસો, ને આપેલી અકકલ કાંઇ પણ કામ આવતી નથી. "

"વ્હાલા, હમણાં ગામમાં એક મહારાજ પધાર્યાં છે. શું સુંદર ભજન કહે છે અને જ્યારે હાથમાં મોરલી વગાડી નાચે છે, ત્યારે સાક્ષાત ભગવાન્ જોઇ લ્યો. તમે પણ એમની કથા સાંભળજો. "

"તમારા શહેરમાંથી એ ટીખળનો અંત આવવાનો નથી. અને બાઇડીઓ ધર્મને બ્હાને ઘણી ઘેલછા કહાડે છે. પુરૂષો પોતાના ધંધા રોજગારમાં હોઇ, સ્ત્રીઓ તરફ બીલકુલ દરકાર કરતા નથી. તેમ આ શહેરમાં જે આવે છે, તે પોસાય છે. ધર્મ શું એ સ્હમજ્યા વગર બાઇડીઓનાં ટોળેટોળાં કથા સાંભળવા દોડે છે. અને રાત્રીના બાર બાર વાગે ઘેર આવે છે. વિલાસિકા, તું કેટલીવાર આવી કથામાં ગઇ છે. "

"ફક્ત, એકજવાર વ્હાલા; અને તે બ્હેનના આગ્રહથીજ. બેન તો નાનાં બાર વરસનાં છે, પણ કથાનો બહુ છંદ લાગ્યો છે. વખતે મા ન જાય તો પણ બ્હેન કજીયો કરીને જાય. તેમાં હમણાંના નવા મહારાજ આવ્યા છે તેની પાછળ તો બેન બહુજ ગાંડાં થયાં છે. કહે છે કે મહારાજનું ચરણામૃત પીધા વગર જમતાં નથી. "

રવીંદ્ર–: " બહું ખોટું, બહુ ખોટું ! હવે મારે વચમાં પડયા વગર ચાલે એમ નથી. પિતાજીએ પોતાની વૃદ્ધાવસ્થાને

લીધે આવી બાબતો ઉપરથી મન ઉતારી નાંખ્યું છે. પણ ભુલજ મારી મોટી છે." તેણે ઉંડો નિશ્વાસ મુક્યો. "હાય ! સ્ત્રીઓની અધમ દશા તે આનું નામ ! ધર્મને બ્હાને ધાડ ! માતાજ પોતાની પુત્રીને આવા માર્ગ શિખવે ! અને આવી ગરીબ, અજ્ઞાત સ્ત્રીઓના ભક્તિભાવના ખોટા લાભ લેવાના દુષ્ટજનો આચાર્યોનો ડોળ ઘાલી, પોતાનો સ્વાર્થ સાધે. ઉગતી બાલિકાઓને આવી કથાના પ્રસંગો અનીતિના પ્રસંગો શોધી આપે છે. આ સીસ્ટમ ( રીતિ ) ફેરવવી જોઇએ. એમાં બીજાને શું કહેવું. આપણા પોતાનાજ ઘરમાંજ જ્યાં સ્ત્રીઓ કેળવાયલી નહીં, ત્યાં આવી અધમ દશા થાય ! સ્ત્રી સમાજ સુધારવાની બહુ જરૂર છે. વ્હાલી, તને પણ નવા આવેલા મહારાજ સુન્દર, અને મનોહર લાગે છે કે ?" એણે હસીને કહ્યું.

"વ્હાલા ! હું તો એકજવાર ગઇ છું. અને તે વખતે મહારાજ સુંદર જણાતા હતા. તેથી વધારે કાંઇ નથી જાણતી. વ્હાલા, મારા સુન્દર અને મનોહર ભગવાન તમેજ છો, એ સારી રીતે જાણું છું. સમજ્યાને ?" તે હસી પડી.

વાર્તા વિનોદમાં વખત જણાયો નહીં. રાત્રીના આઠ વાગવાની તૈયારી. આજ પૂર્ણિમાનો દિવસ હતો. ચંદ્રનો પ્રકાશ ઉદ્યાન ઉપર પડવા માંડયો. બેંડ વાગતું બંધ થયું. લોકો જેરાવા લાગ્યા.

"ચંદ્રના પ્રકાશ વખતે બાગની શોભા બહુજ સારી લાગે છે, ખરૂં કની ?"

"તેમાં વળી તું જો સાથે હોય તો તો પુછવુંજ શું ? વ્હાલી, જ્યાં પ્રેમ છે, પવિત્રતા છે, ત્યાં પરમેશ્વર છે. પણ મને એક વચન આપ્ય કે હવેથી એ મહારાજના ભજનમાં હું નહીં જાઉં !"

"તમને વારૂ એમાં એટલું બધું શું લાગી આવ્યું છે, જો ! લ્યોને હું તો વચન આપું છું કે નહીં જાઉં. મારૂં હતું શું ? ને ગયું શું ? પણ ભઇ સાહેબ, મારૂં નામ બા આગળ ન દેશો. ને કથાની વાત પણ બાને ન કહેશો. નહીં તો મારે માથે ખાસડાં પડશે."

સ્હામેના ટાવરમાં ઘડીયાળમાં આઠ વાગ્યા—"વ્હાલી, આજ શું તિથી થઇ ?"

વિલાસીકા ગભરાઇ "હાશ ! હાશ ! આજ તો પુનમ થઇ, બાતો સ્હવારનાં ભુખ્યા છે. ને ચંદ્રમા તો ક્યારનાએ ઉગી ગયા. મારે તો બધી રસોઇ કરવાની છે ને ! હું તો ક્યારનીએ કહેતી હતી કે મને ઘેર જવાદો."

રવીંદ્ર—" પણ તેં કાંઇ પુનમની વાત કરી હતી ? "

વિલાસિકા—" તે તો હું ભુલી ગઇ. પણ ચાલો ત્યારે હવે આપણે ઉતાવળથી જઇએ." રવીંદ્રે ગાડી કરી લીધી. અને ઝપાટા બંધ બન્ને જણાં ઘેર આવ્યાં. ઘેર આવીને જુએ તો રવીંદ્રની મા ગંગા રસોઇમાં પેઠેલાં, અને બ્હેન સ્યામકુમારી સ્હામી બેઠેલી. ડોશી આખા દહાડાની ભુખી હતી, તેમાં વળી રસોઇ હાથે કરવી પડી, એટલે ક્રોધનો પાર નહતો. રવીંદ્ર તો બ્હારોબ્હાર પોતાની મેડીમાં ચાલ્યો ગયો. વિલાસિકા બ્હીતી બ્હીતી અંદર દાખલ થઈ.

" બા. ભાભી આવ્યાં ? " સ્યામકુમારીએ કહયું.

" અલી વહુ અત્યારસુધી કયાં ગઇતી જે ? " ગંગાએ તાણીને કહ્યું. ધીમે સ્વરે વિલાસિકા બોલી. "સરસ્વતી દેવીના મંદિરમાં."

" તે સરસ્વતીના મંદિરમાં આટ આટલીવાર શી ? વહુ તારૂં કામ તો બહુ જોરપર થઇ ગયું છે. અલી, રાતના બાર બાર વાગ્યા સુધી સરસ્વતી મંદિરમાં ભટકવું. તને કોઇ કહેનાર છે ? આ બચારી ડોશી બ્હાણાની ભુખી હતી તેની દયા કંઇ આવી ?

" બા, ભુલી ગઇ, માફ કરો. હવે વાર નહીં કરૂં.

" પણ તું ગઇતી કયાં ? " ડોશીએ બુમ પાડી કહ્યું.

રવીંદ્ર મેડી ઉપરથી છાનોમાનો આ બનાવ જોતો હતો.

" બ્હેન કહોને કે હું તમારા ભાઇ સાથે બાગમાં ગઇ હતી. અને એમની જોડે જરા બેઠી એટલે વાર થઇ. " વિલાસિકા બોલી.

" બા ! ભાભી કહે છે તે સાંભળ્યું કે ? એ તો ભાઇ જોડે સેલ કરવા ગયાં હતાં, અને બાગમાં હવા ખાવા ગયાં હતાં, અને વાજુ સાંભળવા ગયાં હતાં. તે સાહેબને મડમની માફક ફરવા ગયાં હતાં. " સ્યામકુમારીએ કહ્યું.

" અલી ! વહુ, આ સ્યામલી કહે છે તે ખરૂં છે ?

" હા, બા. "

ડોશીને બહુજ ક્રોધ ચ્હડયો. તેણે થાળી પછાડી. વાસણ પછાડયાં. વિલાસિકાને ન કહેવાનાં વચન કહ્યાં. ઘરમાં કોલાહલ થઇ રહ્યું.

" બસ મારે ખાવું નથી, " ગંગા ડોશી ક્રોધથી બોલ્યાં.

ઉપરથી રવીંદ્ર ઉતર્યો. અને માતા પાસે આવ્યો. તેણે જાણે કાંઇ જાણતોજ ન હોય તેમ પુછ્યું " બા, હવે જમવાને કેટલી વાર છે ? "

" તે પુછ તારી સગલીને ! હવા ખાવા લઇ ગયા હતા, ત્યારે વિચાર કરવો હતો ને ઘેર ડોસલી સ્હવારની ભુખી હતી. " ગંગાએ કહ્યું.

" બા ! ભુલ થઇ ગઇ તે માફ કર્ય. એમાં કોઇનો વાંક નથી. વાંક મારો છે. " રવીંદ્ર બોલ્યો.

" તે બાપા તમે જાણો ને તમારી બાયડી જાણે ! હું મારે ટક ટક કરતી વચમાંથી જાઉં એટલે તમને બધાંને નિરાંત થાય. ઘણીએ જાણું છું કે ન બોલું, પણ મારાથી બોલ્યા વગર રહેવાતું નથી. ભલે બાપા ! હરો, ફરો, મઝા કરો. સાહેબ થાઓ, મડમ થાઓ, મારે ન લેવા ન દેવા. ભેંશનાં શીંગડાં ભેંશને ભારે. હજી તો બાપની કમાણી ઉપર ખાઓ છો, ત્યાં તો આટલો છર છે, ત્યારે આપકમાઇ ઉપર જશો ત્યાં તો કોણ જાણે શોએ ગજબ કરશો. બસ મારે તો ખાવુંજ નથી. "

રીસ બધી ખાવા ઉપર. કઠણ વ્રત કરવાં, અને ક્રોધને વશ ન રાખવો. આપણા ઘર સંસારમાં ગાડરીઆ પ્રવાહની માફક સ્રીઓ વ્રત, નિયમ કર્યે જાય છે પણ ખરો હેતુ શું તે સ્હમજતાં નથી. " ખાવું નહીં " એટલોજ વ્રતનો હેતુ. ક્રોધ ઇત્યાદિ ષડરિપુનો ત્યાગ કરવો એ વ્રતનો પ્રથમ ઉદ્દેશ. તે ક્રોધ તો મોં આગળ તૈયારજ. ડોશીએ જબરો કંકાસ આદર્યો. માંડ માંડ રવીંદ્ર અને એના પિતા અતુલચરણે એને સ્હમજાવી. ત્યારે ડોશી જમી. ડોશીના જમ્યા પછી બીજાં બધાં જમ્યાં. અને રાતના અગીઆર વાગ્યાને શુમારે વિલાસિકા રવીંદ્રની મેડીમાં ગઇ. તે બેઠો બેઠો ન્યુસપેપર વાંચતો હતો. વિલાસિકા આવીને ધ્રુશકે ધ્રુશકે રોઇ. રવીંદ્ર બોલ્યો " વ્હાલી, આમ કકળાટ થશે એમ જાણુતો હત તો કદી તને બાગમાં ન લઇ જાત. પાશેર લોહી વ્હડવાનો ઉપાય કરીએ ત્યાં શેર લોહી બળે. અરે ! હવે આમ નહીં જઇએ. વ્હાલી, મારે પાસ થવાની અને સ્વતંત્ર થવાની બહુ જરૂર છે. "

" હા વ્હાલા ! ત્યારેજ આપણે સુખી થઇશું. " કંઇક શાંત પડી તે બોલી.

ચંદ્ર પૂર્ણ કળાથી ખીલી રહ્યો હતો. આકાશમાંથી ટીટોડાનો સ્વર સંભળાતો હતો. કાંઇપણ વિશેષ બોલ્યા ચાલ્યા વગર આ દંપતી સુઇ ગયાં.

---

# પ્રકરણ ૬.

## ભજન.

उदरनिमित्तंबहुकृतवेषः[1] ।

चर्पटपंजरिका.

ભજન બડી તલવાર, રાધે ગોવિંદા,
હરિ ભજે ભવ ઉતરો પાર, રાધે ગોવિંદા.

સામાન્ય.

વિલાસપુર શહેરમાં હાલમાં એક મહારાજ પધાર્યા હતા. એમની ઉંમર સોળ વર્ષની હતી. એમની જોડે એમના બેએક ચેલા હતા. એ કહેતા કે પોતે ત્રણ ધામની જાત્રા કરી હવે દ્વારામતી જવાના હતા. પણ વચ્ચમાં વિલાસપુરના લોકો ઉપર કૃપા કરવા ઉતર્યા હતા. પ્રથમ એમણે નદી કાંઠે મુકામ નાંખ્યો. અને જે સમયે સ્ત્રીઓ નદીએથી નાહીને ઘેર જતી હોય તે વખતે આ સાધુ (?) પુરુષો ભજનની ધુન મચાવતા. આઠેક દહાડા આ પ્રમાણે કર્યું, ત્યાં વિલાસપુર શહેરમાં મહારાજ આવ્યાની વાત ચાલી રહી. "અલી સાંભળ્યું કે ?" લખીબાઇ બોલ્યાં. "એક નવા મહારાજ પધાર્યા છે, શું સુંદર એમની કાંતિ છે ! અને કાંઇ મધુર ભજન કરે છે ! વાહ, વાહ." રાસકોર ડોશી જે કેડેથી વાંકાં વળી ગયાં હતાં, છતાં દરરોજ સહવારમાં નદીએ ન્હાવા જતાં, તેમણે તો એમ ખાત્રીબંધ કહ્યું કે "કહો ન કહો પણ વિલાસપુરમાં આવા મહારાજ મારી શિત્તેર વરસની ઉંમરમાં પહેલીવાર પધાર્યા છે." એ પ્રમાણે જમનાં ડોશી, વાતુડી બાઇ, ગપ્પાં સુંદરી, વ્હેમલક્ષ્મી આદિ તમામ સ્ત્રીઓ એક મતે થઇ. નદીએ ન્હાવા જવાની સંખ્યા વધવા માંડી. ન્હાની, અને મ્હોટી તમામ સ્ત્રીઓ, જેનાથી જે બન્યું તે પ્રમાણે મહારાજને અર્પણ કરવાને સિધાં તથા દ્રવ્ય લઇ જવા માંડયા. સાંજ સહવાર મહારાજના તંબુ પાસે સ્ત્રીઓની ઠઠ જામે. મહારાજને ત્યાં પણ મિષ્ટાન્ન ઉપર મિષ્ટાન્ન જમવાનાં ચાલ્યાં. કોઈ દહાડો માલ-

---

૧ "પેટને નિમિતે કઇ કંઇ વેષ કરવામાં આવે છે."

પુત્રાને દુધપાક, તો કોઇ દિવસ સાકરનો શીરો, તો કોઈ દિવસ જલેબીનાં ભોજન મહારાજને ચાલવા માંડયાં. આમ લગભગ પંદરેક દિવસ ચાલ્યું. એવામાં એક સ્ત્રીએ દરખાસ્ત મુકી કે " મહારાજ આપ જો કૃપા કરી ગામમાં પધારો, તો જે બિચારાં ઘરડાં બુઢાં, તથા શોકીયાં છે, તેમને આપના દર્શનનો, વારૂ, લાભ થાય. વળી અમારાં ગરીબનાં ઘર પાવન થાય. " તમામ સ્ત્રીઓએ આ દરખાસ્તને ટેકો આપ્યો. અને સર્વાનુમતે તે પસાર થઇ. કેળવાયલા લોકની સભામાં તો જો દરખાસ્ત મુકવામાં આવે તો એના ઉપર વળી સુધારા વધારા (amendment) મુકવામાં આવે, વાદ વિવાદ થાય, અને મહા મહેનતે, કેટલીએ રાતોના ઉજાગરે, તે પાસ થાય; પણ અમારી વગર કેળવાયલી સ્ત્રીઓની દરખાસ્ત તો ઝપાટાબંધ પાસ થઇ ગઇ. અંતર શ્રદ્ધાની એજ ખુબી છે. શ્રદ્ધા પાત્રે થાય છે કે અપાત્રે થાય છે, એ વાત જુદી છે. પણ એટલું તો ખરૂં કે સૂક્ષ્મ દૃષ્ટિથી આપણે જોઇશું તો આ જાતની ભાવનામાં સ્ત્રીઓના હૃદયની વત્સલતા જણાય છે. એમને વગર કેળવાયલી રાખવામાં દોષ પુરૂષોનો જ છે. પુરૂષો પોતાના સાંસારિક લાભમાં, સ્ત્રીઓને કેળવણી આપતા નથી, કેળવણી અપાતી હોય છે ત્યાં ઉત્તેજન નથી આપતા, અને પરિણામે સ્ત્રીઓ ખરૂં શું અને ખોટું શું તે સ્હમજી શકતી નથી. ઇશ્વરને પામવાને વાંધલાં મારે છે. સ્ત્રી કેળવણી વગર આપણા દેશી ભાઇઓએ ઉન્નતિની આશા રાખવી એ વ્યર્થ છે.

મહારાજને ગામમાં લઇ જવાનો વરઘોડો ચ્હડાવવામાં આવ્યો. અગાડી નોબત ડંકો વાગતો હતો. ઘોડાઓ ઉપર સાંબેલા બેઠા હતા પુરૂષ વર્ગમાંથી કેટલાક મંડળી રૂપે બની, ઝાંઝ પખાજ વગાડતા હતા. ને " બોલો શ્રી સદ્‌ગુરૂ દેવકી જે "નો ઉચ્ચાર વખતો વખત કરતા. મહારાજને ચાર ઘોડાની બગીમાં બેસાડવામાં આવ્યા હતા. ઉપર છત્ર ચામર થઇ રહ્યાં હતાં. મહારાજે બગલાની પાંખ જેવું સફેત ધોતીયું પહેર્યું હતું, ને તેવું જ ઓઢયું હતું. કપાળમાં કેસરી ચંદન ચર્ચી લીધું હતું, ને તેની અંદર વૈષ્ણવનું ઉભું ટીલું કર્યું હતું, કેડ સુધી પહોચે એટલા લાંબા વાળનો પીતામો ચોટલો છુટો મુકી દીધેલ હતો. બેઉ કેડે એમના ચેલાઓમાંના બે જણા રૂપાની ડાંડી વાળા પંખા હાથમાં રાખીને મહારાજને પંખો નાંખતા હતા. મહારાજ હસતું જ મુખારવિંદ રાખતા અને પોતાના શિષ્યો જોડે વાતો

કરવામાં, કોઇક ભાવિક પુરૂષ કે સ્ત્રી નમન કરે તો તેમનો નમસ્કાર ઝીલવા માં, તત્પર રહેતા. પાછળ લગભગ પાંચસો સ્ત્રીઓ ઘણાંજ સુંદર વસ્ત્ર પ્હેરી માથે જર્મન સીલવરના લોટા લઇ ×"ઇંદ્રાણી" બની, મોટેથી ગાતી ગાતી ચાલતી હતી. આ પ્રમાણે મહારાજનો વરઘોડો લગભગ ચારેક કલાક વિલાસપુરના મોટા અને સારા સારા ભાગમાં ફરી, શહેરના ચોરામાં ઉતર્યો અને ત્યાંજ મહારાજે મુકામ રાખ્યો. તે દિવસ મહારાજે કોઇને દર્શન દીધાં નહીં. કારણ બહુજ શ્રમિત થઇ ગયા હતા. બીજે દિવસેથી મહારાજનાં ભજન અને ભોજન શરૂ થયાં. આ મહારાજનાં દર્શન કરવા, ભજન સાંભળવા ગંગા ડોશી, શ્યામકુમારી ઘણીવાર આવતાં અને ગંગા ડોશીના આગ્રહથી માત્ર એકવાર વિલાસિકા પણ આવી હતી.

રવીંદ્રનાથના ઘરમાં કંકાસ થયાને લગભગ પંદરેક દિવસ વીતી ગયા હતા. ઘરમાં બધું કામ સલાહશાંતિથી ચાલતું હતું. રવીંદ્રનાથના પિતા અતુલશરણ સરકારી પેનશનર હતા. અને મહીને પચાસ રૂપીઆ મળતા. આમાંથી વિલાસપુર અને મુંબાઇનાં બે ઘરનાં ખરચ ઉઠાવવાં પડતાં. આથી ડોસાને પાઇ બચતી નહીં. અતુલચરણ એની જુવાનીમાં ઘણાજ કડક સ્વભાવનો હતો પણ દિલ ઉદાર હતું. ગંગા ધર્મની બાબતમાં તુલી હતી. દરેક દેવનાં દર્શન કરતી, દરેક વ્રત કરતી અને તે ઉઝવીને અતુલચરણને ખરચમાં ઉતારતી. પણ તે વખતમાં એમને સો રૂપીઆનો પગાર ને ચાલતી સેર હોવાને લીધે, ખરચ ભારે પડતું નહીં. પણ હવે તો નક્કામી એક પાઇ કહાડવી પડતી તો અતુલચરણને કંઠે પ્રાણ આવતો. કારણ હજી શ્યામકુમારીનાં લગ્ન બાકી હતાં. વળી રવીંદ્રનું મુંબાઇનું ખરચ પણ બાકી હતું. તેમ અતુલચરણે કમાયો તે પ્રમાણે ખરચેલું એટલે પાસે સિલીક ન મળે. પેનશન આવતું તે ચટણી થઇ જતું. રોજ ઘરમાં તાણની તાણ રહેતી. એક મહિને કાપડીયાના પૈસા બાકી રહે, તો બીજે મહીને ઘરમાં દાણો થઇ રહ્યો હોય. આવા કડાકડીના વખતમાં ગંગાની ઇચ્છા પોતાને ત્યાં મહારાજનાં ભજન બોલાવવાની થઇ અને તેટલા સારૂ તે કંકાસ લઇ બેઠી. નહીં તો તો ગંગા ડોશી ભજન લાવવાની ઇચ્છા ન કરત કારણ તે અતુલચરણની પ્રકૃતિ સારી રીતે સ્હમજતી. પણ વાતુડી

---

×કળશ ધારણ કરેલી સ્ત્રીઓ ઈંદ્રાણીના નામથી ઓળખાય છે.

બાઇએ એક દિવસ ગંગાને મ્હેણું માર્યું "છે કાંઇ, કીડીઓ મારતા આવવું અને કીડીઓ મારતાં જવું. એમ છે કે મહારાજને ઘેર બોલાવ્યા છે, ભજન કરાવ્યાં છે. ભગવાન કરતાં પૈસો અધિક વધારે છે ?" ગંગાને આ મ્હેણાથી હાડોહાડ લાગી આવ્યું. ને ઘેર એ વાત ઉપાડી—અતુલચરણ તો સ્હામોજ થયો. "એ તારે રખડી રવડીને ને બાવા બાવીને પુજીને અવતાર પુરો કરવો હોય તો તું જાણ. પણ આપણે ઘેર આ ટીખળ ન જોઇએ. મારાથી એક પાઇ પણ આપી શકાય તેમ નથી. હજી તો મારે ઘી તથા તેલના પૈસા આપવા બાકી છે. અને સ્હેજે આમાં પચીસ ત્રીસ રૂપીઆ ખરચ થઇ જાય." પણ ડોસીએ હઠ લીધી. સ્હાનો અતુલચરણ પણ તેટલોજ દઢ હતો. પણ રવીંદ્ર વચમાં પડયો ને પોતાના ખીસા ખરચમાંથી પૈસા આપી ભજન કરાવવાનું ઠર્યું. અતુલચરણ બોલ્યા—"રવીંદ્ર ! તું એને નાહક ઉત્તેજન ન આપ્ય. એણે આવાંને આવા કામોમાં મારા કેટલાએ પૈસા ખરચ્યા છે. આમ કોઇ દિવસ પોતાની જાત માટે ઘરેણા કે લુગડાની માંગણી કરી નથી, પણ બાવા, વેરાગીને સંન્યાસીને નામે મરી મથે છે. હું કહું છું કે ધર્માદા કરવું હોય તો ગરીબ, અપંગ અનાથ એવાં ઘણાંએ પડયાં છે. બીચારાંને ટહાડો ભાત પણ મળતો નથી ને ભુખે પગ ઘસી ઘસીને મરી જાય છે. એવાંને આપતી હોય તો, પૈસો ખર્ચ્યોએ પ્રમાણ. આતો મેં અગર તેં જીંદગીભર નહીં ચાખ્યાં હોય એવાં રોજ મિષ્ટાન્ન ઉડાવનાર નફ્ફરખંદાઓને ભરતામાં ભરીને પૈસાનો ખોટો ઉપયોગ થાય છે. શું કરૂં ! એણે તો જાણે એની જીંદગી પુરી કરી, પણ પાછી એની એ ટેવ તારી બ્હેન સ્યામકુમારીને પણ પાડી છે. એની શી વલે થશે એની?" ગંગાની મગદુર નહતી કે અતુલચરણ બોલતો હોય ને વચમાં બોલી શકે. અતુલચરણે આગળ ચલાવ્યું— "ભાઇ, હું સ્ત્રી કેળવણીની વિરૂધ્ધ હતો. પણ હવે કબુલ કરૂં છું કે સ્ત્રીઓને કેળવવી જાઇએજ. આજ કાલની કેળવણી લીધેલી સ્ત્રીઓમાં પણ ઘણા દોષ માલુમ પડે છે. પણ વગર કેળવાયલી, ગાંડા જેવી, તુલી, ને વળી તારી માના જેવી બાયડીઓ કરતાં તે હજાર દરજ્જે સારી હોય છે." ડોસો જોરથી બોલે જતો હતો. ગંગા અને સ્યામકુમારી નીચું જોઇ રહ્યાં હતાં. વિલાસિકા પણ અંદરના

ખંડમાંથી સાંભળ્યા કરતી હતી. ડોસાએ બોલવાનું શરૂ કર્યું “ આ વિલાસપુર ગ્રામજ કાંઇ ધર્મને બ્હાને બેવકુફ છે. જે આવ્યો તે સમાયો. માત્ર ધર્મનું બ્હાનું જોઇએ. અને તેટલા માટેજ ધર્મને બ્હાને કંઇક વેષધારીઓ આ શહેરમાંથી અઢળક દ્રવ્ય ધુતી ગયા. એમાં ખરા કીયા ને ખોટા કીયા તે પ્રભુ જાણે. આપણે એમ નથી કહેતા કે બધાજ ખોટા. મહીં ખરાએ આવતા હશે પણ આ બા-ઇડીઓ તો વગર સ્હમજેજ કુદી પડવાની. અને આપણા જેવા ભાયડા તેમને ઉત્તેજન આપે. પરિણામ એ આવ્યું છે કે વિલાસપુ-રમાં ધર્મની નીતિ વધવાને બદલે સંસર્ગ દોષથી અનીતિ વધી છે. હું એમ નથી કહેતો કે મહારાજોનો ઉદ્દેશ અનીતિ વધારવાનો છે. અથવા તો સ્ત્રીઓ પણ અનીતિ માટે આ પગલું ભરે છે. પણ એટલું તો ખરૂં કે આવા મેળાવડાઓના, આવા સંસર્ગોના દુષ્ટ લોકો લાભ લેવા ચુકતા નથી. હું છાતી ઠોકીને કહું છું કે આવા મેળાવડાઓને લીધે અનીતિ વધે છે. અડધી રાત સુધી સ્ત્રીઓ અને પુરૂષો મનમાં આવે તેમ એકલાં ભટકે તેમાં અનીતિ કેમ ન વધે ! રવીંદ્ર મારી તો હજીએ ઇચ્છા થાય છે કે આપણે ઘેર તો આ ભજન નજ બેસાડવાં. ભલે તારી મા તથા બેન ફાવે ત્યાં ભ-ટકે. આપણે ઘેર તો એ તોફાન ન જોઇએ. ”

“પિતાજી, આટલી ફેરી મારી માતાની ઇચ્છામાં આપ અંતરાય ન નાંખો, ” નમ્ર રીતે રવીંદ્ર બોલ્યો, “ ફરી હું ઉતેજન નહીં આપું. ” અતુલચરણ ચ્હીડાયો—“પુછ તારી માતાને કે રોજ પાશેર પાશેર ઘીના દિવા બાળીને ગીતાજીનાં પુસ્તકો ઉપર પુસ્તકો ફાડીને સાર શો લીધો ! સ્હવારના પહોરમાંથી ઉઠીને નાહીને દેરાસરમાં ચોંટે છે ને પાઠ ઉપર પાઠ, પૂજા ઉપર પૂજા કરીને છેક એક વાગે ઉઠે છે. પણ એ ગધ્ધા વૈતરાનો અર્થ શું શીખી ?

[1]दातव्यमितियद्दानं दीयते पाण्डुनन्दन ।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं विदुः ॥

આ શ્લોકનો શો અર્થ ? ‘કથા સાંભળીને ફુટયા કાન, તોએ

---

[1]દાન અવશ્ય કરવા યોગ્યછે એવી રીતના નિશ્ચયવડે જે દાન ઉત્તમ દેશમાં, ઉત્તમ કાળમાં, અને ઉત્તમ પાત્રને આપવામાં આવે છે તેજ દાન સાત્વિક ગણાય છે. ભાગવદ્ગીતા.

નાખ્યું બહારાન. બીચારી વિલાસિકાને તો ઘડીએ જંપવા નથી દેતી
ને કામમાં મા કે દીકરી જરા પણ મદદ નથી કરતાં. અને આવા
આવા વેરાગી આવે ત્યાં બન્ને તૈયાર!"

પિતાનો આવો ઉત્તમ બોધ સાંભળી રવીંદ્ર છક થઇ ગયો.
એના મનમાં ખાત્રી થઇ કે પુરૂષો ખરું શું અને ખોટું શું એ
તુરત સ્હમજી શકે છે. પણ જ્યાં જુઓ ત્યાં સ્ત્રીઓજ અજ્ઞાનને
લીધેજ જનસમાજના દુઃખમાં વધારો કરે છે. તેણે પિતાને પુનઃ કહ્યું.
" પિતાજી, મારી મા મહારાજને વચન આપી આવ્યાં છે, ને મારે
ખાતર આ ફેરી ભજન થવા દ્યો. મારી પણ ભજન સાંભળવાની
ઇચ્છા છે."

અતુલચરણ જરાક શાંત થઇ બોલ્યો—" હા બાઇ હા!
અમે એ તારી માને કે'દહાડે ના કહી છે. તું તો હમણાં ઉગે છે.
આતો હું જો આટલુંએ ન કહું તો ડોશી ઘરબાર વેચી મારી
આપણને સાધુ બનાવે. એણે એ રસ્તે જે પૈસો વેડફ્યો છે. તે સં-
ઘર્યો હત તો તો આપણે ગાડી ઘોડામાં ફરતા હત ભાઇ. ભલે,
તારી માને ફાવે તે દહાડે ભજન કરાવે. આપણે પણ સાંભળીશું."

ડોસો પીગળ્યો—ગંગા તો જવાબ દીધા વગર ઘરમાં ચાલી
ગઇ. કારણ આજની વાતથી તે બહુ શરમીંદી પડી ગઇ હતી.

ભજનનો દિવસ નક્કી કરવામાં આવ્યો. અને નક્કી કરેલા
દિવસે સ્હવારમાં આમંત્રણ સારૂ રવીંદ્રને ગંગા તેડી ગઇ. ગંગા
તો જઇને મહારાજને પગે પડી, અને બોલી, " બાપજી અમારે
ઘેર ભજનની કરપા કરો." રવીંદ્ર એમનો એમ ઉભો રહ્યો. મ-
હારાજની ઉંમર સોળેક વર્ષની હતી. અને શરીરે તે ખુબ સુરત
હતો. અને વાળ છુટા રાખેલા હતા. કપાળમાં ચંદન ચર્ચેલું હતું.
જેવું બહાર મનોહર સ્વરૂપ હતું, તેવુંજ અંદરથી મલિન હતું.
ભાષા પણ કિલષ્ટ અને ગામડીઆ જેવી હતી. તેણે ગંગાને રવીં-
દ્રને ઉદ્દેશી કહ્યું " આ જવાન કોણ છે, એ બડો ભીજાસી જણા-
ય છે." ગંગા જરા ખીશીયાણી પડી ને બોલી " છતે, મહારાજને
કહું તે, એ તો મારો દીકરો છે. અને જરા અંગ્રેજી ભણ્યો છે
તે એમ છે. બાકી આ ભજનનું નક્કી કરાવનાર એ મારો રવીંદ્રજ
છે." મહારાજ જરા ખુશી થઇને બોલ્યા. " વાહ, વાહ, જરૂર
આવીશું, ગંગા મૈયા, અમારે તો એ બ્હાને વાહ ભગવત ભજન

થાય છે. ઠાકરજીનું નામ દેવાય છે. આજ રાતે જરૂર આવીશું ”
ડોશી તથા રવીંદ્ર જવાની તૈયારી કરતાં હતાં ત્યાં મહારાજના મુ-
ખ્ય ચેલામાંનો એક પાછળ આવ્યો. “ માજી, તમે ચાલ્યાં તો
ખરાં, પણ ભજનની જોડે લાગા છે તેનું નક્કી કરતાં જાઓ. ”
રવીંદ્ર ચમક્યો. ડોશી બોલ્યાં—“ હા. બાપા હા, તમારા લાગા પ-
હેલા. પણ કહોતો ખરા કે તમારે શા શા કર છે. હું, જાણું, જાણું
છું તો ખરી પણ વળી કહેશો તો ખાત્રી થશે. ચેલો બોલ્યો “ સાં-
ભળો માજી, પ્રથમ તો ઠાકોરજીની બેઠકની તૈયારી કરવી. કારણ
ઠાકોરજીની મૂર્તિ સ્હામી હોય છે ત્યારેજ અમારા મહારાજ ભજન
કરે છે. ત્યારે જાણે ઠાકોરજીની બેઠકની બધી તૈયારી કરવી. પાંચ અખંડ
ઘીના દીવા ને બીજા પ્રકાશ પડે તેવા દીવા, ધુપ, નિવેદ્ય વિગેરે જોઇશે.
નિવેદ્યમાં સવાશેર ઘઉનો માન ભોગ ઠાકોરજીને ધરવાનો. અને તે
જાણે અમારા બધાનો. શ્રોતાજનોને વ્હેંચવાનું ટોપરૂં ને સાકર.
તે સાકર જાણે દેશી લાવજો. પરદેશી સાકરમાં હાડકાનો સ્પર્શ આ-
વે છે. તે અમારા મહારાજે બંધ કરી છે. અને ઠાકોરજીના ચરણ
આગળ દસ રૂપીઆથી તો ઓછા નજ મુકાય, કેમ પૂર્ણાનંદ ખરૂં
ને? “હા, રામાનંદ, એ તો સૌ સૌની શ્રધ્ધાની વાત છે. હમણાંજ
બ્હેમકોરને ત્યાં ભજન કરાવ્યાં, તે રૂપીઆ સો તો ઠાકોરજીની
સમીપમાં મુક્યા. અને ચેલા મંડળ ને તથા ઝાંઝ પખાજીઆને તો
જુદું મૂક્યું. ” પૂર્ણાનંદ પણ મહારાજના શિષ્યમાંનો એક હતો,
એણે સફેત ધોતીયું ઓઢયું હતું, હજામત પુષ્કળ વધી હતી.
રવીંદ્રને લાગ્યું કે એનું મોઢું બીડી, અગર ચલમની બાસ મારતું હતું.

ગંગા બોલી—“ મહારાજ, બ્હેમકોર તો પૈસાવાળી કહેવાય,
અને અમે તો ગરીબ માણસ કહેવાઇએ. વારૂ ત્યારે, ચેલા અને
ઝાંઝ પખાજીઆનું શું. ! ” રામાનંદ બોલ્યો “ મંડળીનાં માણસો-
નો સવા રૂપીઓ. અને ચેલા તો મહારાજને વીસેક છે. તેમાંના
મુખ્ય ચેલા પૈકી પૂર્ણાનંદ અને હું છીએ. તેમનો અક્કેકો રૂપીઓ. ને
બાકીનાનો અડધો અડધો રૂપીઓ. વળી મહારાજને પીવરાવવાનું
દુધ કઢેલું તૈયાર રાખવું. બીજા ચેલાઓને દુધ બને તો દુધ નહીં
તો ચ્હા તો ખરોજ. કેમ ગંગાડોસી ! મહારાજ જેવા મહારાજ
પધારે, ને ચાર રૂપીઆ વારૂ, ખરચે થાય ! ” તે બોલતો બંધ
થયો. રવીંદ્રતો આ લીલા જોઇને છક થઈ ગયો હતો. પિતાની મ-

રજી ઉપરાંત માતાને ભજનની હા કહી તેમાં પોતાના ખીસ્સા ખર-ચમાંથી કરવાનું હતું, અને પિતાને તસ્દી આપવાની નહતી. એટલો સંતોષ હતો. " વારૂ તમારી ઇચ્છા મુજબ થશે. " એમ જવાબ દઈ માતાને ઘર ભણી વિદાય કરી પોતાના મિત્રમંડળને ભજનનું નિમંત્રણ દેવા ગયો.

પ્રથમ તે કુસુમકાંતને ઘેર ગયો. કુસુમકાંત તુરતનો જ દાકતર (L. M. & S.) ની પરીક્ષામાં પાસ થયો હતો. હવે તેનો વિચાર સ્વતંત્ર ધંધો કરવાનો હતો. એનું લગ્ન રવીંદ્રની સાળી–વિલાસિકાની મોટી બ્હેન–મનોરમા સાથે થયું હતું. રવીંદ્ર ગયો તે વખતે આ દંપતી બેઠાં બેઠાં મેવો ખાતાં હતાં–રવીંદ્રને આવતો જોઇ મનોરમા ઉભી થઈ. " આવો, રવીંદ્રભાઈ આજ તો સ્હવારમાં કાંઇ કૃપા કરી! મારી બેન શું કરે છે!" કહો, મનોરમા બ્હેન, આજ તમને ને દાકતર સાહેબને મળવા અત્યારમાંજ આવ્યો." કુસુમકાંત પણ ઉભો થયો હતો, તેણે જરા મશ્કરીમાં કહ્યું. " હવે સાળી જોડે વાત પડતી મુકી, આમ આવો; મારા ગ્રેજ્યુએટભાઇ, તમે અત્યારમાં કયાંથી ભુલા પડયા?" મનોરમા તરફ નજર કરીને " હવે તમારા બનેવી તો પછી થયા, પણ પ્રથમ તો મારા મિત્ર ખરાને ! અમે બે તો લંગોટીઆ ભા-ઇબંધ છીએ, લંગોટીઆ, તમે ને તમારાં બેન નાનાં ઢીંગલી જેવાં ફરતાં તે અમે દીઠેલાં. હવે મોટાં બૈરાં થઈ ગયાં. ને ચપ ચપ બોલવા શીખ્યા. " ત્રણે જણાં હસી પડયાં. રવીંદ્ર સારૂ ચ્હા લાવ-વામાં આવ્યો " હું હમણાંજ પીને આવ્યોછું ને. કુસુમભાઇ, હજી બી. એ. થઇએ તો ખરા ? થયા વિના ગ્રેજ્યુએટભાઇ કહેતાં શર-માતા નથી ? "

" તે તેમાં શું થઈ ગયું ? હમણાં નથી તો ૭ મહિના પ-છી થશો–વારૂ, ચા પીવામાં શો વાંધો છે ? તારે ચાની કયાં નવાઈ છે, કહે જોઇએ ભાઇ, મુંબાઇમાં ચાનો સ્ટવ ચાલતો ને ચાલ-તો. જરાક નવરાશ મળી કે ચા તૈયાર જોઇએ. તે હવે એક પ્યા-લામાં બહુ થઈ જશે કેમ ? " દાકતરે જરા હસીને કહ્યું.

" લાવો ત્યારે, આપણી કયે દહાડે ના છે. ? " રવીંદ્ર બોલ્યો–બધાં હસી પડયાં. તુરત ચાનો પ્યાલો આપવામાં આવ્યો, ને તે પી ગયો. પછી ત્રણે જણ ફ્રુટ (મેવો) ખાતાં ખાતાં વાતો

કરવા મંડયાં.

રવીંદ્ર—" ભાઇ, હું તો તને ને મનોરમા બ્હેનને નિમંત્રણ કરવા આવ્યો છું. આજ રાતે ભજન અમારે ત્યાં થવાનાં છે. પેલા મહારાજનાંજ તો. તે સાંભળવા જરૂર આવજો.

મનોરમા—કિયા મહારાજનાં ?

કુસુમકાંત—હા પેલા હમણાં નવા પધાર્યા છે તે. જેની પાછળ આખા વિલાસપુરની સ્ત્રીઓ ગાંડી થઇ જાય છે. હું ધારૂં છું કે તારી મા અને બ્હેન પણ એના ભજનમાં જાય છે, It is not good that your sister should roam like this.[1]

રવીંદ્ર—મારે જાણે આપણા બધા મિત્રોને આમંત્રણ દેવાં છે. તો સ્હાંજે જરૂર આપણે મળીશું, અને તે વખતે એ પોઇન્ટ ડીસકસ કરીશું. કેમ મનોરમા બ્હેન પધારશોને ?

મનોરમા—જરૂર રવીંદ્રભાઈ. મારી બેનને કહેજો કે આજ મારે જરા ઘરનું કામ છે, તે બપોરે નહીં મળાય. હવે રાત્રેજ ભજન વખતે મળીશું. " વારૂ " જવાબ દઈ રવીંદ્ર ત્યાંથી ચાલ્યો, તે મોહિનીચંદ્ર નામના એના વકીલ મિત્રને ત્યાં ગયો. મોહિનીચંદ્રે પણ સારો આવકાર દીધો. તેણે પોતાની પત્ની ચંદ્રિકાને રવીંદ્ર માટે ચ્હા બનાવવા કહ્યું. પણ રવીંદ્રે ના પાડી, તેથી બંધ રાખ્યું. હું તો એક વિનતિ કરવા આવ્યો છું. આજ મારે ત્યાં ભજન છે. ત્યાં આપ સાંભળવા આવજો." રવીંદ્રે કહ્યું.

મોહિનીચંદ્રે ચંદ્રિકાના સ્હામું જોયું. " તમે વારૂ જે મહારાજની વાત કરતાં હતા તેતો નહીં ?

ચંદ્રિકાએ રવીંદ્રના સ્હામું જોયું. રવીંદ્રે કહ્યું. " હા તેજ "

" શાથી કહો છો " ? મોહિનીચંદ્રે પુછ્યું.

[2] " He is the hero of the day "

આ દંપતીની આવવાની સંમતિ લઈ, તે શશીભૂષણ નામના પોતાના ત્રીજા મિત્રને ઘેર ગયો "હવડેજ છાપખાનાંમાં તેઓ ગયા?" શરમાતી શરમાતી તેની સ્ત્રી પુષ્પાવતી બોલી.

વારૂ ત્યારે હું એમની પાસે છાપખાનામાં જાઉં છું પણ તમને કહેતો જાઉંછું કે આજ રાતે તમે એમની સાથે મારે ત્યાં ભજનમાં આવજો. "

---

૧ ત્હારી બેન આમ ભટકે તે સારૂ નહીં.

૨ તે આજ કાલ સુપ્રખ્યાત છે.

પુષ્પાવતી. " એ જો આવવાના હસે, તો હું જરૂર આવીસ " રવીંદ્ર રસ્તે પડયો. "એ આવજો ભાઇ હો, મારાં વિલાસિકા બ્હેનને બોલાવજો. " બહુ સારૂ " પાછું જોઇ રવીંદ્ર બોલીને આગળ ચાલ્યો.

શશીભૂષણે છાપખાનું ( Press ) ઉઘાડયું હતું, અને એકાદ માસિક ચલાવતો હતો. તેના છાપખાનામાં રવીંદ્ર જઇ પહોંચ્યો. જે વખતે જઈ પ્હડચો, તે વખતે શશીભૂષણ માસિકનાં પ્રુફ સુધારતો હતો. રવીંદ્રને જોઈ તેણે " પધારો ભાઈ " એમ કહ્યું.

" હાજી, " કહી સ્હામી પડેલી આરામ ખુરશી ઉપર તે પડયો.

"અલ્યા, ચમન, ભાઇને સારૂ પાન સોપારી લાવજે, જરા ચ્હાઇ પીસો !" તેણે વિવેક કર્યો.

રવીંદ્ર—" આજનો આખો દિવસ તમારે બધાએ મને ચા પાઇ પાઇને મારી ચા પીવાની ખો ભુલાવી દેવી છે કે ધાર્યું છે શું ? આ તમારે ત્યાં મને ત્રીજીવાર ચા પીવાની માંગણી થઈ ?" તે ખડખડાટ હસી પડયો. ને પછી પોતાને ત્યાં ભજન થવાનું છે તેની હકીકત કહી.

શશીભૂષણ—:" જરૂર આવીસું. તમારાં ભાભી સાહેબને પણ સાથે તેડતા આવીસું. પછી કાંઇ ? "

રવીંદ્ર—" હું તમારે ઘેર તમારી તજવીજ કરવા ગયો, ત્યાં તમારી સંમતિ હશે તો પોતે આવશે, એમ ઇચ્છા બતાવી હતી. "

શશીભૂષણ—" ભલ્લો જવાબ દીધો, બાકી આપણા લોકોમાં તો શરમનું જોર એટલું હોય છે, કે પુરો પાંશરો જવાબ પણ ન મળે. આપણા કારભારી સાહેબના ચિરંજીવી ગામમાં આવ્યા છે, તેની ખબર હશે ?

રવીંદ્ર—" કોણ હરિચૈતન્ય ? એ વળી ક્યારે આવ્યો છે ? એણે તો હમણાં બંગાળામાં લગ્ન કર્યું ખરૂ વારૂ ?

શશીભૂષણ—:" હા, મિત્ર, ભાઇને બંગાળી આવડતું નથી, ને બાઇને ગુજરાતી આવડતું નથી.

રવીંદ્ર—" ત્યારે વાતચિતનું કેમ થતું હશે? " બન્ને ખડખડાટ હસી પડયા " ચાલો, તમે આવશો મારી સાથે ? "

શશીભૂષણ"—ઘણી ખુશીથી " એટલામાં ચમન પાન સોપારી

લઇને આવ્યો. " ચમન, આપણા મુખ્ય કંપોઝીટરને કહેજે કે મ-હેરબાની કરી, મેં આ પ્રુફની અંદર જે ભુલો સુધારી છે, તે સારી રીતે સુધારે. પ્રુફ સુધારનાર કલાકો મારે જોઇએ છીએ. ને કંપો-ઝીટરો પણ આપણે એક ભુલ સુધારીએ છીએ, ત્યાં બીજી ઉભી કરે છે. ને તેથી ઘણાં " મીસપ્રીંટ[1]" થઇ જાય છે. મને એ બા-બતની બહુ ચટ છે !" " વારૂ સાહેબ, " કહી ચમન રસ્તે પડયો. બન્ને મિત્રો હરિચૈતન્યને ત્યાં ગયા. તે વખતે ત્યાં તેમના મિત્ર મંડળ પૈકીના રેવતીરમણ, ખાનગી એંગ્લો વર્નાકયુલર સ્કુલના હેડ માસ્તર, અને વેણીમાધવ મીકેનીકલ એંજીનીયર હાજર હતા. હ-રિચૈતન્ય સ્ટેટના રીવાજની માફક ઉભો થયો " પધારો પધારો " એમ પાંચ સાત વાર બોલ્યો. "કેમ દિવાન સાહેબ, કયારના પધાર્યા છો ? " રવીંદ્રે પૂછ્યું.

" આપ દેખો ત્યારના. "ફેમીલી" સાથે આવ્યો છું."

"ત્યારે તો જરૂર આપ સકુટુંબ મારે ત્યાં ભજનમાં પધારજો. રેવતીરમણભાઇ, ને વેણીમાધવભાઈ, તમેએ સકુટુંબ પધારજો." રવીંદ્ર બોલ્યો.

વેણીમાધવ—" કાંઇ ઠરાવ્યાં છે ? "

શશીભૂષણ—" એ શાના ઠરાવે, ઠરાવે તો આપણા દિવાન સાહેબ. એ તો લગ્ન કર્યા પછી પહેલીવારજ આપણા વિલાસપુરમાં આવ્યા છે. "

હરિચૈતન્ય—" ભાઈ, દિવાન હું શાનો ! દિવાન તો મારા પિતાજી છે. મીસ્ટર રવીંદ્ર હું એકલો આવું તો નહીં ચાલે ? "

રવીંદ્ર—" નાજી, અમે દંપતીને નોતર્યાં છે. ને તેમાં ભાભી સાહેબ ન આવે તે તો ન બને. "

રેવતીરમણ—" હજી, એ બાબતની તો " ફીસ્ટ[2] " પણ બાકી છે.

હરિચૈતન્ય—" લાવવામાં તો મને કાંઇ વાંધો નથી. પણ એ-ટલું છે કે એની ભાષા કાંઇક વિચિત્ર છે. બંગાળીએ શુદ્ધ નથી આવડતી ! મહીં હજાર મિશ્ર ભાષાઓ છે, ત્યાં તમારી સ્ત્રીઓ એની ભાષા નહીં સમજે, ને એ તેમની નહીં સમજે.

શશીભૂષણ—" તમારે પોતાને કેમ થાય છે ?. "

---

૧ ખોટું છપાયલું    ૨ ઉજાણી.

હરિચૈતન્ય—" એ એમજ તો. હાથને ઇશારે સ્હમજ્યા તેટલું ખરૂં " બધા ખડખડાટ હશી પડયા.

શશીભૂષણ—" દિવાન સાહેબ, તમને બંગાળામાં લગ્ન કરવાનો શો શોખ લાગ્યો ? "

હરિચૈતન્ય—" મૂળ તો એ અમારી નાતના. પણ વેપાર અર્થે એમના બાપદાદા બંગાળમાં વસ્યા. તે પછી ત્યાંજ રહી પડયા. મારા પિતા દરબાર સાહેબ જોડે એ બાજુ ગયા હતા, ત્યાં વળી એ ઘાટ બેસી ગયો. "

રવીંદ્ર—"હ્યો, ભાઇ સાહેબો, ત્યારે આપ સર્વે રાત્રે જરૂર પધારજો, મારે હજી એરેંજમેંટ (તૈયારી) કરવી છે, તે હું રજા લઉછું."

હરિચૈતન્ય—" અરે ટીફીન લીધા વગર જવાય ! જુઓને હું બદામનો રોટલો લાવ્યો છું, તે તો ચાખો." તુરત બદામના રોટલા ઉપરાંત જાત જાતના મેવા આવ્યા અને તે બધાએ આનંદથી ખાધા; પછી ચાના પ્યાલા આવ્યા. પણ રવીંદ્રે માત્ર નાસ્તો લઇને રજા લીધી. અને ચા પીને મિત્રો વેરાઇ ગયા.

રવીંદ્ર ઘેર આવ્યો. દિવસનો બાકીનો ભાગ ભજનની તૈયારીમાં ચાલ્યો. ગંગા પોતાનાં સગાં સંબંધી, નાત જાતની બૈરીઓને નિમંત્રી આવી. માત્ર અતુલચરણ તટસ્થ બેસી રહ્યો હતો. એણે કશામાં ભાગ લીધો નહોતો. બેઠો બેઠો પોતાની નાની મેડી ઉપરની ઓરડીમાં ગીતા વાંચતો હતો. સ્હાંજ પડી. બારણાના ચોક આગળ જાજમ પથરાઈ. કીટસન લાઇટનો મોટો દીવો બારણા આગળ ગોઠવવામાં આવ્યો હતો. આસપાસ પાણી છાંટી દીધું હતું. સંધ્યાકાળથી નાનાં છોકરાં ત્યાં એકઠાં થઇને કુદી તથા નાચી રહ્યાં હતાં. થોડીવાર થઇ કે એક મ્હોટી શ્રી નાથજીની છબી, ને બાજઠ ઉપડાવી રામાનંદ અને પૂર્ણાનંદ આવ્યા. અને હાહો કરીને ગોઠવી ગયા. રવીન્દ્રના ઘરમાં આજ બધાંએ વ્હેલું વાળુ કર્યું હતું. શ્યામકુમારીના હર્ષનો પાર નહતો. કારણ પોતાના ભગવાનતુલ્ય મહારાજ ઘેર પધારવાના હતા. વિલાસિકા પોતાના પતિના મિત્રોની બેઠક ગોઠવવાને ઘરના સ્હામે પાડોશીની મેડીમાં ગઇ હતી. કારણ આ બેઠક બધાંથી અલગ રાખી હતી. રાતના આશરે આઠ વાગ્યા કે બધા મંડળીના લોકો, તથા ચેલાઓ, ઝાંઝ પખાજ લઇને આવ્યા. ને જાજમ ઉપર ગોઠવાયા. આ દરમીયાનમાં રવીંદ્રના બધા મિત્રો પણ

આવી પહોચ્યા હતા. અને સ્હામેની મેડીમાં બેઠા હતા. વાતોની ઝડીઓ ચાલી હતી. તેમની સ્ત્રીઓની આગતાસ્વાગતા વિલાસિકા તથા મનોરમા કરતાં હતાં. ગંગાડોશી તથા શ્યામકુમારી મહારાજના શિષ્યોની સરભરા કરતાં હતાં. અતુલચરણ પણ રવીંદ્રના આગ્રહથી પોતાની અલગ બેઠકમાં જોવા બેઠો હતો. રસ્તે જતા લોક, ભજન માર્ગમાં હોવાને લીધે આવતા, જોતા અને જોઇને ચાલ્યા જતા. એક બે મુસલમાન અને પારસી ગૃહસ્થોને આ દેખાવ જોઇ બહુ આનંદ થયો. ને મશ્કરી કરતા, અને તાળીઓ લેતા રસ્તે પડ્યા. સ્હાડાન-વને સુમારે મહારાજ પધાર્યા. ને મહારાજની પાછળ આશરે બસેં ત્રણસેં સ્ત્રીઓનું ઝોલું ધોળ ગાતું આવતું હતું. રવીંદ્રના મિત્રો ટીકાકારની દૃષ્ટિથી સજડ ધ્યાન રાખતા હતા. મહારાજ ઉપર એકજણે છત્ર ધર્યું હતું. એકજણ ચાંમર ઉરાડતો હતો. એકજણે વીંજણો લીધો હતો. વાળ મહારાજે છુટા મુકી દીધા હતા. સ્ત્રીઓ નમસ્કાર કરતી, તેમના ભણી હસીને સ્હેજ માથું નમાવતા. " જે શ્રીકૃષ્ણ, જે ભગવાન, વાહ વાહ મારા પ્રભુ, શું સુંદર મનોહ-ર ભગવાનનું સ્વરૂપ છે, " એવા ઉદ્‌ગારો બાઇડીઓ કહાડતી હતી. અને એક બીજા ઉપર પડંપડી કરતી હતી. આખર ધમાધમીનો અંત આવ્યો. મહારાજ પોતાના વેત્રાસન ઉપર બીરાજ્યા. ઠાકોરજી-ની મ્હોટી મૂર્તિની પાસે પાંચ ઘીના દિવા બળી રહ્યા હતા. ઠાકોર જીની પુજા મહારાજે કરી, ને મહારાજની શ્યામકોરે પુજા કરી. રૂપીઆ પંદર મહારાજના હાથમાં મુકયા. ને દસ રૂપીઆ ઠાકોરજીના ચરણ પાસે મુક્યા. તુરતજ મંડળી વાળા ઉપડ્યા. ઝાંઝ પખાજ ને કાંસીયા શરૂ થયા. [1]" ઝૈયં છૈયં ઝૈયં છૈયં " શરૂ થયું. તેનો તા-ગજ આવે નહીં. એક તરફથી શ્યામકુમારી અને બીજી તરફથી ગંગા મહારાજને પંખો નાંખતાં હતાં. મહારાજને હાર તોરા, ગજરા વિગેરે શ્યામકુમારીએ પૂજા કરતી વખતે પહેરાવ્યું હતું.

**એ પરથમ પરણ્યું શ્રી ગણેશને એ એ એ**
ઝૈયં છૈયં ઝૈયં છૈયં ... ... ... ...

" What nonsense is this ?"[2] શશીભૂષણથી બોલાયા વગર રહેવાયું નહીં.

---

૧ ઝાંઝ પખાજ વાગતાં નીકળતો સ્વર.

૨ આ શું અર્થ વગરનું થાય છે.

રેવતીરમણ—"It has some sense my brother[1]"

કુસુમ–એમ કંટાળે ન બને. હજી મહારાજનાં વચનામૃત સાંભળશો, ત્યારે વધારે ખુશી થશો, આપણને તો એકવાર લાભ મળ્યો છે."

હરિચૈતન્ય—" તમે બધા આવ્યા, એટલે હું આવ્યો, બાકી આ નકામો ઉજાગરો કરવામાં શો ફાયદો ?

વેણીમાધવે વીલાયતી ચીરૂટ કહાડી હતી. તે આરામ ખુરશી ઉપર પડ્યો હતો. ને ચીરૂટ ( બીડી ) ના ધુમાડા કહાડ્યા કરતો હતો, તે બોલ્યો " હવે પદયડાપરસાદ, જરા ઉજાગરો કરશો તેમાં આ તમારા શરીરમાંથી શું ઓછું થવાનું છે. ભજન સાંભળી ને જરા મનખાના તો કરો "

બધા હસી પડ્યા–" ઠૈયં છૈયં નો અંત આવ્યો. મહારાજ ઉભા થયા. ઉઠ્યા ને બોલ્યા " રામા રામા રામા " એટલે તો શ્રોતાજનમાંથી તમામે તાબોટાની સાથે એજ ઉદ્‌ગાર કહાડવા માંડ્યા. ને ઝાંઝ પખાજવાળા પણ જોરથી વગાડવા માંડ્યા. લગભગ પાએક કલાક " રામા–રામા " ના તાબોટા ચાલ્યા—પછી પાછું શાંત થયું.

શશીભૂષણ—" My patience is tired, Mr."[2]

પણ એટલામાં તો મહારાજ કાંઇક બોલવા જતા હતા. પણ વચમાં રામાનંદ જોરથી બોલ્યો "બોલો શ્રી રણછોડરાયકી જે" અને એનો પ્રતિધ્વની તમાંમ શ્રોતાજને કર્યો. એમ જુદા જુદા દેવની વીસેક " જે " બોલ્યા પછી મહારાજે ભાષણ શરૂ કર્યું— " હાંભરો બાઇઓ ને બોનો ? આ હડહડતા શમામાં શરી ભગવાન શમરણ એ મોટામાં મોટો લાભ છે " " હ...રરી. હેરે યાં. " એક શિષ્ય બોલ્યો.

**"એ અવસર પલ પલ જાએ, સુતે તુને નીંદ કયુ આવે,**
**એહી તેરા શિરપર ખડારી કાલ, ભજનવિન કોણ તેરા હવાલ."**

મહારાજના એક શિષ્યે ગઝલ ચલાવી. અને ગઝલ તમામ શ્રોતાજનો ભાયડાને બાયડીઓ ઝીણે અને ફાટે ઘાંટે ગાવા લાગ્યાં તે વખતે મહારાજ અંદર નાચવા લાગ્યા.

" This is the funnist part of the play. "[3]

રવીંદ્ર—" હરિચૈતન્ય ! આમાં આટલું બધું શું છે કે શ્રો-

---

૧ એમાં અર્થ સમાયો છે, મારા ભાઇ.

૨ હું હવે કંટાળી ગયો છું ભાઇ.

૩ આ ખરેખર બહુ રમુજી દેખાવ છે.

ઓને આનંદ પડે છે. એનું રહસ્ય આપણે ખોળી કહાડવું જોઇએ. નથી આ મહારાજના ભાષણમાં કાંઈ એવું વાક્ચાતુર્ય, નથી એમના ચેલાઓમાં કાંઇ ગાયનકળા, છતાં આપણા ગામની સ્ત્રીઓને એવો મોહ લાગવાનું શું કારણ ? ”

હરિચૈતન્ય—“ મને તો લાગે છે, કે સ્ત્રીઓ બીચારી કાંઈ પણ બહાર ન જઇ શકે, કાંઈ પણ નાટક, સરકસ વિગેરે જોવામાં ભાગ ન લઇ શકે, તેથી એમને આવા ક્ષુદ્ર પ્રસંગોમાં પણ આનંદ આપે. સ્ત્રીઓ ઉપર અત્યંત દાબનું આ પરિણામ છે. આપણે આનાથી સારા દેખાવો, સારાં ગાયનો જોઇએ. એટલે આ બધું ઢોંક જેવું લાગે—બાકી તમે જો કાંઈપણ ખેલ તમાશા ન જોયા હોય તો આ દેખાવ, તમને પણ આનંદ આપે.

મોહિનીચંદ્ર—એ પણ ખરૂં, અને આપણી આર્ય સન્નારીઓની ધાર્મિક વૃત્તિ પણ ખરીએ એવી બળવત્તર કે સર્વનો ત્યાગ કરી, જ્યાં ઇશ્વર નામ આવે ત્યાં દોડાવે અલબત્ત કેળવણીના અભાવે સારાસાર જાણવાની વિવેકબુદ્ધિની ખામી, અને આ મહારાજ વિગેરે મંડળે સ્ત્રીઓની અજ્ઞાન અવસ્થાનો સજ્જડ લાભ લેવાને લીધેલો રસ્તો. તે પણ વાત સાચી.

ગામડીઆ ભાષામાં મહારાજ બોધ ચલાવે જતા હતા. તેમાં વળી ચેલાઓ, “હરે” “હરે” કહીને ટીખળ મચાવી મુકતા. તેના ઉપર આ મિત્રમંડળ ધ્યાન ન આપતું.

શશીભૂષણ—“સ્ત્રીઓની દશા સુધારવાની ખાસ જરૂર છે. સ્ત્રીઓને ખરૂં શું અને ખોટું શું સ્હમજાવવું જોઇએ. આવા નફ્ફરખંદા લોકોને કાંઇ પણ ન મળવું જોઇએ, આતે ભાષણ કહેવાય ? આ તે બોધ કહેવાય. ખરેખર, જો ટીખલની દૃષ્ટિ બાદ કરીએ તો આ બનાવથી મને તો ઘણો ખેદ થાય છે.”

“ જે દેશમાં સીતા, દમયંતી, તારામતી, લીલાવતી, સાવિત્રી આદિ સતી સ્ત્રીઓ ઉત્પન્ન થઈ હતી. તેજ દેશમાં આવી અજ્ઞાન સ્ત્રીઓ જોઇ મને ખરેખર ખેદ થાય છે. જે દેશમાં અરૂંધતી, આત્રેયી, ગાર્ગી આદિ વિદુષી સ્ત્રીઓ હતી, ત્યાં તેમને અજ્ઞાનમાં પણ અજ્ઞાન મનુષ્યો ધર્મને બ્હાને છેતરે છે.—ભાઇ રવીંદ્ર, બીજા બધાનું તો જેમ થવાનું હોય એમ થાય. પણ તારી બ્હેન સ્વામકુમારી જો આ લતે ચ્હડશે તો એમાંથી એના હકમાં ઘણું નુકશાન થશે. બીજું રવીંદ્ર તારે આવા લોકને ઉત્તેજન ન આપવું જોઇએ,” મોહિનીચંદ્ર બોલ્યો.

રવીંદ્ર બોલ્યો—" મોહિનીચંદ્ર ! માતાની ઇચ્છા પરિપૂર્ણ કરવા, અને ખરૂં શું છે એ જોવાજ આ સાહસ મેં માથે લીધું છે. અને તમે બધા એ વિષે શું અભિપ્રાય આપો છો તેટલા માટેજ તમને બધાને આગ્રહપૂર્વક બોલાવ્યા છે." ભજનમાં હવે મહારાજ બોલતા બંધ થયા હતા. ત્યાં ચેલાઓએ નીચેનું પદ ગાયું:

રામ રમકડું જડીયું રે, રાણાજી મને, રામ રમકડું;

રૂમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું રે,
નહિ કોઇને હાથે ઘડિયું રે, રાણાજી.
મોટા મોટા મુનિજન મથિ મથી થાકયા રે,
કોઇ એક વીરાને હાથે ચડિયું રે. રાણાજી.
સુન શિખરનારે ઘાટની ઉપર,
અગમ અગોચર નામ પડિયું રે; રાણાજી.
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
મારૂં મન સામળીયાશું જડીયું રે, રાણાજી.

આ પદ ગવાયે જતું હતું. ઝાંઝ પખાજ કુટાયે જતી હતી. ત્યાં મહારાજ બોલ્યા—" હાંભરો, પરથમ ભકિત કરી શ્રી મીરાંએ" ' હ...રી હ...રી ' " અને બીજી ભકિત કરી શ્રી રાધાએ, બોલો શ્રી રાધાકૃષ્ણકી જે" પાછી "જે"ની ધ્વનિ ચાલી, તે દસેક મીનીટે શાંત થયું.

" હાંભરો, બૈયો, ભગવાનને કોણે પૂજ્યા ?" " હરે હરે " " પૂજ્યા રાધાએ. " " હાંભળો," દૂરથી સ્વર સંભળાયો. મહારાજે શરૂં કર્યું. "આ પૂજ્યા રાધાએ. અને તેથી આ દરેક કાગરમાં સવસતી શ્રી મહાસુભસ્થાને પૂજ્યારાધે " લખાય છે. હમજ્યાં " હરે હરે " બોલી શ્રી રણછોડરાયકી જે " ને ઝૈયં છૈયં ચાલ્યું.

કુસુમકાંત—: " વાહરે મહારાજ, ધન્ય છે તમારી બુદ્ધિને, કાગળમાં લખતા " પૂજ્યારાધ્ય " 'પૂજ્ય' અને "આરાધ્ય"ની સંધીનો શો અર્થ બેસાડયો ? પૂજ્યા કોણે, પૂજ્યા રાધાએ ! " બધા ખડખડાટ હસી પડયા. ને તે અવાજ ભજનમાં સંભળાયો. એક શ્રદ્ધાનું પૂછડું કોઇક બેઠું હતું તે બોલી ઉઠયું " કોણ છે એ હરામખોરો, કાઢી મૂકો એમને ભજનમાંથી. "

શશીભૂષણ—" હરામખોર તારો બાપ, સાળા ચોર,"

ભજનવાળા બધા ઉભા થઇ ગયા. ધમાધમી થાત., પણ રવીંદ્ર વચમાં પડયો ને બધાને શાંત કર્યા. થોડીવાર પછી આ ભજન બંધ કર્યું. ને મહારાજની આરતી શ્યામકુમારીએ ઉતારી, મહારાજનાં દુ-ખડાં લીધાં. પછી પરસાદ વ્હેંચાયો. અને બધાં નોખાં પડયાં. મહારાજને દુધ પાયું અને બીજા બધાએ ચ્હા પીધી. મિત્ર મંડળ વેરાઈ ગયું. માત્ર કુસુમકાંત, અને મનોરમા, રહ્યાં. રાત ઘણી ગઇ હતી તેથી અને ઘરમાં બીજું કોઇ ન હતું તેથી તેઓએ અહીંજ રહેવાનું પ્રથમથી ધાર્યું હતું. મહારાજ પણ આનંદથી ખુશી થતા થતા સપ-રિવાર પધારી ગયા. ગંગા અને શ્યામકુમારીના હરખનો પાર ન હતો. **"મારે હૈયે હરખ ન માય, શ્યામ પધાર્યારે,"** મા દિકરી ગાતાં હતાં. માત્ર અતુલચરણ બહુજ ગુસ્સે થયો હતો. એની પાસે સાંત્વના કરવા રવીંદ્ર બેઠો હતો. ને પિતાને સહમજાવ્યા કે "પિતાજી, આપ ક્રોધ શાન્ત રાખજો. એ બંનેને આનંદ ઘણો થયો છે, તેમાં નાહક શોક ઉત્પન્ન ન કરાવવો." આ પ્રમાણે વિનંતિ કરી રવીંદ્ર કુસુમકાંત અને મનોરમા પાસે ગયો.

## પ્રકરણ ૭.



### બે બ્હેનો.

પ્રિય ભગિનીરે, પતિમાં તન્મય થાવું, એ ફરજજ સ્ત્રીની માનું;
લઇ શિક્ષણરે, પતિસહ રહીને નિત્યે, સદ્‌ગુણ સહુ હૃદયે ધરીએ;
એક નિષ્ઠાથી ઇશને પ્રાર્થોરે, આપી પવિત્ર દંપતી જોડાંરે
આર્યાવર્તની ખ્યાતિ વધારોરે, સહુ બ્હેનોરે, ભાવે સૂત્ર પ્રમાણી.
પતિ સુખની છે બલિહારી.

સુબન્ધુ

"કેમ મનોરમા! ભજન સાંભળ્યાં કે" ડોકટર કુસુમકાંત બોલ્યો.

"હા. વ્હાલા, નકામો ઉજાગરો કરી સુઆં. મને તો આમાં કાંઇ પણ રસ ન પડયો. તેમ આ સાંભળવાથી ઇશ્વર ઉપર પણ

ભાવ ન વધ્યો. આવી જાતનાં ભજનથી તો ભજન નામને શરમાવા જેવું છે. અલબત, જો ટીખળના દૃષ્ટિ બિંદુથી જોઇએ, તો એઘડી ગંમત તરીકે ઠીક છે. ” મનોરમા બોલી.

“ શ્યામકુમારીનો ભાવ જોયો ? ”

“ હા, વ્હાલા, એને ઉત્તમ શિક્ષણ આપવાની બહુ જરૂર છે. મને તો ધાસ્તી એ લાગે છે કે આ કુટુંબનો સંસર્ગ દોષ મારી વિલાસિકાને ન લાગે. ” “ તે પણ ખરી વાત છે. તમે જ્યારે સારૂં શિક્ષણ લીધું છે. ત્યારે તમારી નાની બ્હેનને પણ તેનું રહસ્ય સમજાવવું જોઇએ. તમારી ફરજ એટલેથી નથી પતતી. તમારી અજ્ઞાન બેનોને પણ ધીમે ધીમે તેઓની સાથે ભળી, વાર્તાથી, દાખલાથી, દલીલોથી સુધારવાં જોઇએ,

“ પણ, તેમ હું એકલી કરી શકું એમ નથી. મારે કેટલીક મદદ જોઇએ છીએ. ”

“ મારાથી બની શકશે, તેટલી મદદ હું કરીશ ”

“ તે તો મને ખાત્રી છે. પણ બીજો કોણ મદદ કરશે. ?

“મારો મિત્ર રવીંદ્ર, હું ખાત્રીથી કહું છું કે, આમાં મદદ કરશે. તમારી બેન વિલાસિકા એમાં સહાયભૂત થશે કે કેમ?”

“ હા તેજ જોવાનું છે. ”

એટલામાં વિલાસિકા હસતી હસતી આવી પહોંચી.

“કેમ બે'ન, ગાંડાની માફક હસે છે ? ” મનોરમા બોલી.

“ ગાંડાં તો મારાં નણંદ થયાં છે. એ તો બસ ગાય છે, ને નાચે છે ને કુદે છે. એમને એ સ્થિતિમાં જોઇ મને જરા હસવું આવ્યું ” વિલાસિકા બોલી.

“ પ્રેમલક્ષણા ભક્તિનો પ્રભાવ છે ને ? તમારાં નણંદ તેવા કાંઇક રસમાં લીન થઈ ગયાં હશે. ભગતને ને જગતને કદી બન્યું સાંભળ્યું છે ? તમે બધાં જગત, ને તમારાં નણંદ ભગત ” કુસુમકાંત હસતે હસતે બોલતો હતો.

“ ખરી વાત છે, પ્રેમ લક્ષણા ભક્તિનું સ્થળ આવા મહારાજોમાંજ સમાયલું છેને ? હેં બેન, તને ભજનમાં રસ પડ્યોકની ?” મનોરમા બોલી.

“મેં તો કેદહાડાનુંએ એમને વચન આપ્યું છે કે મારે આવા ભજનમાં ન જવું. આતો આપણે ઘેર કહેવરાવ્યું, એટલે શો ઉપાય ? ” વિલાસિકા બોલી.

" એમ ત્યારે તમે એવું વચન આપ્યું છે ? બહુ ખુશીની વાત, બહુ ખુશીની વાત, વિલાસિકા. અમે તો એવું ઇચ્છીએ છીએ કે તમારી માફક દરેક સન્નારી પ્રતિજ્ઞા લે, ત્યારેજ આવા પેટભરા આળસુ લોકો નિરાશ થશે. બ્રાહ્મણ ન વારવો, કણેકજ વારવી "

કુસુમકાંત બોલતો હતો ત્યાં ગંભીર ચહેરે રવીંદ્ર આવી પહોંચ્યો.

" પિતાજી ઘણાજ ક્રોધાયમાન થયા છે, કુસુમ ! ભજનને નિમિત્તે ઘરમાં જબરો કલેશ કાલ સ્હવારમાં થશે એમ લાગે છે. પિતાજી જો કે મુંગાજ રહે છે, પણ બહુ કડક છે. બ્હેન જે ભાવથી મહારાજની સેવા કરતી હતી, તે ભાવ જોઇને પિતાજીને હાડો હાડ લાગી ગયું છે, ને સદ્‌ભાગ્યે એ લાકડી લઇને મહારાજ ઉપર ફરી ન વળ્યા, એ સારૂં થયું. વિલાસિકા ! તમો તો તમારી પ્રતિજ્ઞામાં દ્દઢ રહેજો.

" હાજી ! હું તો દ્દઢજ રહીશ. "

મનોરમા—"રવીંદ્રભાઈ, રાત્ર ઘણી ગઇ છે, ઉંઘી જઇશું ?"

રવીંદ્ર—" ના બ્હેન, ફરી ફરીને આપણે ચાર સાથે આવી રીતે એકઠાં મળીશું એ પ્રસંગ થોડો આવશે. માટે આપણે કાંઇક વખતનો સદુપયોગ કરીએ. અમથા ઘણાએ ઉજાગરો કરીએ છીએ. "

મનોરમા—" બ્હેન વિલાસિકા, આપણે કાંઇ ગાઈશું ? "

વિલાસિકા—"બ્હેન તું ગા, મને તો ગાતાં આવડતું નથી."

કુસુમકાંત—"કે તમે મારાથી શરમાઓછો." (મનોરમા પ્રતિ) "સાંભળ્યું, આપણે નાહક ખલેલ નાંખી. હું તો તમને કહેતો હતો, કે રવીંદ્રભાઈ તો વિવેક કરે કે રાત સાથે રહીશું, પણ આપણે સ્હમજવું જોઇએને ! "

વિલાસિકા—"નાના, મારા સમ, હું તો સ્હેજ કહેતી હતી. લ્યો ત્યારે તમારી ઇચ્છા હોય તો એમણે હમણાંજ એક કવિતા બનાવી છે તે ગાઉં !"

રવીંદ્ર—'જાઓ, જાઓ, હવે, એતો તમારી મશ્કરી કરે છે. ગાવું હોય તો તમે બન્ને બ્હેનો ગાઓ. કુસુમકાન્ત આ કવિતા મેં સ્હેજ બનાવી છે. એમાં દોષ તો ઘણા છે. પણ હવે એમની ઇચ્છા એમ થઇ કે એજ કવિતા ગાવી તો ભલે ગાવ.

વિલાસિકા—" બ્હેન, છંદ તો માલિની છે. માટે એ રાહે

ગાજો. કુસુમભાઇ એક ચિત્તથી સાંભળજો હો." પછી બન્ને બ્હેનો મધુર કંઠથી ગાવા માંડી.

" મધુરિ ! રસીલી ! બ્હાલી, પ્રેમની ઘેલી આલિ !
અનિલ લહરી કેવી, રમ્ય લાગે તને છે ?
મધુર જીવન તારૂં, શાંતિમાં જાય ચાલી,
નવીન નવીન સુખો, પ્રેમનાં તો સ્હજાવી. ૧
રસીલી નયન તારાં, મત્સ્ય જેવાં જણાયે,
સરવરનીર માંહિ. નાચતાં મીન જાણે !
મધુર મુખડું, તારૂં ચંદ્રનું બિંબ છે શું ?
વદતી નથી તું બ્હાલી, ઘેલડી તું બની શું !? ૨

કુસુમકાંત વચમાં બોલી ઉઠયો. " વાહ વાહ ! રવીંદ્રભાઇ, કવિતા કરી ત્યારે વિલાસિકા રીસાઈ હતી કે શું ? "

" જાઓ, ભાઇ, એમ વચમાં બોલશો, તો અમે નહીં ગાઈએ. કવિતાના તે વળી અર્થ હોતા હશે ?" શરમાતી ને લાડતી વિલાસિકા બોલી.

રવીંદ્રઃ—" નહીં બોલે વચમાં, થયું હવે. ચાલો ગાઓ જોઉં. તમે તો બહુ શરમાળ નીકળ્યાં ! "

બન્ને બ્હેનોએ પાછું ગાવું શરૂ કર્યું.

વધતી જતી તું નિત્યે, બુદ્ધિને ગુણમાંહિ,
સ્હમજી નથી શકી શું, સ્નેહીના ચિત્તને તું ?
સલુણી ! હૃદય તારૂં, સ્નેહથી છે ભરેલું,
વિનય તદપિ બ્હાલી, બોલતાં શું ડરાવે ? ૩
કમલનયન તા'રાં ભૂમિકામાં તું ઢાળી,
સ્મિતમય મુખથી આ, સ્નેહ તારો જણાવે,
ઉચર્ય ઉચર્ય બ્હાલી, પ્રેમનાં દિવ્ય વાકયો,
ક્ષુભિત હૃદય મારૂં, શાંતિ તેથીજ પામે. ૪
મધુર મધુર તારા, સાંભળું સ્નેહ શબ્દો,
લલિત મુખડું તારૂં, દીસતું કેવું રમ્ય,
તરૂણી તરૂણી મારી, શાંતિદાતા તું બ્હાલી,
રમણ કરતી બાળા, ગીતડું ગા તું મુગ્ધે ! ૫

કુસુમકાંતથી બોલાયા વગર ન રહેવાયું. "તેટલામાટેજ 'ગીતડું' ગાઓ છો કેમ ? શાં માન છે ? "

મનોરમા—" આમ શું વચમાં બોલતા હશો ? હમણાં માખી છીંકશે તો થયું !

વિલાસિકા—" તે અમે એવાં કાંઇ મૂર્ખાં નથી કંઇ, તે ઘડીએ પલક ચ્હીડાઇએ, સ્હમજ્યા કે ?

" અરે, સન્નારીઓ, કૃપા કરી કવિતા પુરી કરશો ? " રવીંદ્ર બોલ્યો.

બે બ્હેનોએ ગાવું શરૂ કર્યું.

" સરલ હૃદય તારૂં, સ્નેહને તો વધારે,
નિરસ સકલ લાગે, દૂર તું જાય મુગ્ધે !
શ્રવણ કરૂં હું નિત્યે, નિર્મળા વાણી તારી
અતિશય સુખકારી, શાંતિને આપનારી. ૬
વિશદ સરિત કેરૂં, શાંત વારિ વહંતુ,
રસિલિ અતીવ ઝીણા, જંતુ માંહિ રટંતા,
ઝળક ઝળક થાયે, ચંદ્રનાં શુભ્ર બિંબો.
પવન શીતળ વાયે, ચાલ ત્યાં સુંદરિ તું; ૭
સમીર સુરભિ આતો, શાંતિ ત્યારેજ આપે,
ઉપવન કુસુમોમાં, ચિત્ત ત્યારેજ લાગે;
રસિલિ ! હૃદય ખોલી, સ્નેહથી આપણે બે,
હિમકર કિરણોમાં ગુંથીએ પ્રેમમાલા. ૮
રમણીય તટિનીમાં સ્નાન પ્રેમે કરંતાં,
કમળ, કુસુમવેલી, કુંજમાંહિ રમંતાં,
પવન શીતળ વાતાં, જોરથી વ્હાલી આજે,
" જલથી વસન ભીનાં, અંગ શું ચોટી જાયે ? " ૯

બંને બ્હેનો ગાઇ રહી. તેમને ધન્યવાદ મળ્યો. કવિતાનાં વખાણ થયાં. આમ આનંદાલાપ આ બન્ને યુગ્મ વચ્ચે ચાલતો હતો. ત્યાં મનોરમા ધીમેથી બોલી:—" બ્હેન વિલાસિકા, એક કાર્ય મેં ઘણા દિવસથી ધારી મુકયું છે, તેમાં તારી જરૂર છે. "

" બેન એવું મારૂં શું કામ છે ! "

" આપણે બન્નેએ એવી પ્રતિજ્ઞા લેવી, કે બને તેટલો સ્ત્રી સમાજ સુધારવો. અજ્ઞાન સ્ત્રીઓ જેમ કરે તેમ કરવા દઈ, પાછળથી આપણે તેમની નિંદા કરવી તેમાં આપણે આપણી ફરજ ચુકીએ છીએ. તેમજ ઇશ્વરના ગુન્હેગાર થઇએ છીએ. સ્ત્રીઓથી

અલગ રહેવાથી પણ તે સુધરી શકતાં નથી. તેમના ભેગા ભળી, તેમને આપણા ઉપર વિશ્વાસ ઉત્પન્ન કરાવી, એમને એમની ભૂલો ધીરે ધીરે બતાવી, સુધારવા યત્ન કરવો. કેમ ખરૂંને બ્હેન ! " હા, બ્હેન, હું, તું જેમ કહીશ તેમ કરવા, તત્પર છું. પણ એમાં પુરૂષોની મદદની જરૂર છે.

" અમે બન્ને અમારા તન, મન, અને ધનથી, તમારા આવા ઉચ્ચ કાર્યમાં મદદ કરીશું. " બન્ને સાથે બોલી ઉઠયા.

આટલી વાત થયા પછી રાત ઘણી ગયેલી હોવાને લીધે બધાં ઉંઘી ગયાં. સ્હવારે વ્હેલાં ચારે જણ ઉઠયાં. અને હજી રવીંદ્રનું કુટુંબ જાગૃત થાય તે પહેલાં કુસુમકાંત અને મનોરમા એમને ઘેર ગયાં. તે પછી થોડા દિવસમાં રવીંદ્ર વેકેશન ( રજા ) પુરી થવાથી મુંબાઇ પાછો ગયો. અને બી. એ. ની પરીક્ષાની તૈયારીઓ ઝપાટાબંધ કરવા લાગ્યો. નવરાશને વખતે મનોરમા વિલાસિકાને મળતી. અથવા વિલાસિકા મનોરમાને મળવા આવતી. અને તે વખતે પોતાની ધારેલી યોજના અમલમાં શી રીતે મુકવી, તેનો વિચાર ચલાવતાં. આ બન્ને બ્હેનોમાં ઉંમરનો માત્ર દોઢ વર્ષનોજ તફાવત હતો. મનોરમા દોઢ વર્ષે મોટી હતી. એમનાં માતપિતા એમને સાવ બાળક અવસ્થામાં મૂકીને ગુજરી ગયાં હતાં. અને તે એમના મામા ગણેશદાસ પાસે ઉછરીને મોટાં થયાં હતાં. ગણેશદાસનો કંજુસ સ્વભાવ એમનાથી પણ અજાણ્યો નહતો. આ બે બ્હેનોનો પ્રેમ મામા કરતાં મામી ઉપર વિશેષ હતો. નિર્મળા આ છોકરીઓને માતાની ખોટ પુરી પાડતી. અને આવા ઉત્તમ વિચારનાં બીજ વાવનાર તેજ હતી.

" હેં બેન, ત્યારે મામી આબુ ઉપરથી નહીં આવે. " વિલાસિકાએ પૂછયું.

" ના બ્હેન ! મામીને આવવાની દાકતરો ના પાડે છે. મામા હમણાંજ આવ્યા હતા. તે કહેતા હતા કે હજી તારાં મામીથી અવાય તેમ નથી. "

આ ચોમાસામાં, ને તેમાંએ શ્રાવણ મહિનામાં, આબુ ઉપર શરદી તો બહુ જણાતી હશે.

" પણ શું કરે, જ્યારે શરીર માસા તોલા જેવું થઇ ગયું પછી પર્વત ઉપરથી હેઠળ શી રીતે આવવું. ! "

બ્હેન ! મામીની તબીયત હાથથી ગઇ છે. મને તો નથી. લાગતું કે મામી આ મંદવાડમાંથી બેઠાં થાય.

" હા, બ્હેન ! મામીની ખોટ પુરી પાડનાર આપણું કોઇ નથી. ઇશ્વર એમને આરામ કરે એટલે બસ. થોડા દહાડામાં જો એમને વિલાસપુરમાં લાવવામાં નહીં આવે તો હું આપુ જવા ધારૂં છું."

" હા, બા તું તો જાયસ્તો. હુતો ને હુતી. તે ફાવે ત્યાં જાઓ. મને કાંઈ મારાં સાસુ આવવા દે એમ છે ! "

" હું તારાં સાસુને કહીશ, મામી તો માની તુલ્ય છે. માને જ્યારે દિકરી કામ ન આવે ત્યારે કોણ આવે ! સાસુ તને મોકલશેજ. "

આ પ્રમાણે કુસુમકાંતને ત્યાં બે બ્હેનો વાતો કરતી હતી. દાકતર કોઇક દરદીને જોવા ગયો હતો. એટલામાં તારવાળો આવ્યો.

" કુસુમકાંત કિસકા નામ હય. " તેણે બુમ મારી.

" કેમ છે મીયાં, શું કામ છે ? " મનોરમા બોલી.

" કુછ નહીં એતો તાર હય. "

"લાવો લાવો, હું સહી કરી આપું." મનોરમા ગભરાતી ગભરાતી ઉઠી, ને સહી કરી આપી. મીયાં પહોચ લઇ ચાલ્યો ગયો. મનોરમા થોડું થોડું ઇંગ્લીશ ભણી હતી, તેણે તાર ફોડીને વાંચવા યત્ન કર્યો. તાર ગણેશદાસનો હતો. એમાં નિર્મળાના મૃત્યુ સમાચાર હતા. તાર વાંચી ફેંકી દીધો. મનોરમાથી બોલાયું નહીં. તે રોઇ પડી " બ્હેન, બ્હેન, આપણાં મામી........."

" શુ, આપણાં મામી મરી ગયાં " ? વિલાસિકાએ પુછ્યું.

" હા બ્હેન, રામાને મોકલીને એમને બોલાવોને ! એ પાછા જો બારણે ચાલ્યા જશે તો પત્તોએ નહિ લાગે. " મનોરમાએ કહ્યું. રામાને કુસુમકાંતને તેડવા મોકલ્યો. બે બ્હેનો ખુબ રોઇ. શોકનો પહેલો ઉભરો સમાયા પછી બે બ્હેનો શાંત થઇ. મનોરમા બોલી. " બ્હેન, આજ આપણી નાત્યનાં સ્નાન કરવા આવે, તેમને આપણે સાફ કહેવું કે અમારે મામીની પાછળ રોવું કુટવું નથી. એમાં આપણી સખત ટીકા થશે. પણ મારે તો દઢજ રહેવું છે. મારી પવિત્ર ને નિર્મળ મામીની પાછળ મારે તો એ ખોટા, ઢોંગી રિવાજને ઉત્તેજન આપવું નથી. હું ખાત્રીથી કહું છું કે મામીનો પવિત્ર આત્મા આપણા આ પગલાને વખાણશે. "

વિલાસિકા રોઇ પડી, " હાય, હાય, મારી મામીરે, આપણુ ગયાં તે પાછાં આવ્યાંજ નહીં. હાય, હાય. મારી વિજયા બ્હેન, અને વિદ્યાસાગર તો ઝુરી ઝુરી મરશે. માનું સુખ હવે અમને કોણ આપશે ? "

કુસુમકાંત આવી પહોંચ્યો.

" કેમ, તમે બન્ને શા માટે રૂઓ છો! શા માઠા સમાચાર છે ?" વિલાસિકાએ ઇશારતથી નીચે પડેલો તાર બતાવ્યો. રવીંદ્રે માથા ઉપરથી પાઘડી ઉતારી નાંખી, તાર હાથમાં લીધો ને વાંચ્યો. " શિવ, શિવ, શિવ, આખર નિર્મળા ગુજરી ગયાં. ખરેખર ઘણીજ પવિત્ર અને સાધ્વી સ્ત્રી એ હતી. બિચારી વિજયા રઝળી. " રવીંદ્ર દિલગીરી પ્રદર્શિત કરતાં બોલ્યો.

મનોરમાને ફરીને રોવાનો ઉભરો આવ્યો. તે રોઇ, વિલાસિકા પણ રોઈ. કુસુમકાંતે બન્ને બ્હેનોને શાંત કરી. " રોયે, કાંઇ આવવાનું છે. બધી વાતનો ઉપાય છે, મૃત્યુનો ઉપાય નથી. પરમેશ્વરની દિવ્યશકિત મૃત્યુમાં સમાયલી છે. એના સર્વ શકિતત્વનો ભાસ મનુષ્યને એવેજ પ્રસંગે થાય છે. તમારાં મામીનું જીવન ઉન્નત હતું. એમને પગલે તમે બન્નેજણાં ચાલશો તો જીવન સફળ થશે. સુગંધિ પુષ્પ જોકે કરમાઇ જાય છે, પણ સુવાસ પાછળ રહી જાય છે. "

" અમારી માતાતુલ્ય મામીનું છેલ્લી વખત અમે મુખ જોઈ શક્યાં હત, તો અમને આટલું દુઃખ ન થાત; " બન્ને બ્હેનો બોલી.

કુસુમકાંત—"તમારી સંભાળ જેમ એમણે રાખી હતી, તેમ જો એમનાં છોકરાંની સંભાળ તમે રાખશો તો તેમાં તમારા મામીના આત્માને સુખી કરી શકશો. પણ એ વાત પછી, આ ખબર સગાં સંબંધીમાં કરવી જોઇએ."

મનોરમા—" ખબર કરવામાં કાંઈ વાંધો નથી. તમે બધા ભાયડાઓ એકઠા થઇ, નદીએ જઇ નાહી આવજો. અમે પણ એકઠાં થઈ કુવે નાહીશું. રોવા કુટવાનું કહાડી નાંખવું છે.

કુસુમકાંત—" બહુજ સારૂં. તમારી લીધેલી પ્રતિજ્ઞાનું આ પહેલું પગલું છે. પણ દૃઢ રહેજો, તમારી ઘણી નિંદા થશે. તેના ઉપર બીલકુલ લક્ષ આપશો નહીં. "

આ પ્રમાણે નિશ્ચય કરી ત્રણે જણાં ગણેશદાસને ઘેર ગયાં. કુસુમકાંત ઉઘાડે માથે હતો. આથી જે મળતું તે ઈશારાથી હાથ હલાવી "કોણ," એમ પૂછતું, ને તે ધીરેથી "નિર્મળા" કહેતો. તેણે નાતમાં ખબર કરવા પોતાના નોકરને મોકલ્યો હતો. કલાકની અંદર પુરૂષ વર્ગ ભરાવા માંડયો. જુના વિચારના સગાઓ મહોલ્લાની શરૂઆતથી "ઓ ઓ ઓ" કરતા આવતા. પણ સ્હામેથી "ઓ"નો પ્રતિધ્વનિ ન થવાથી નિરાશ થતા. સ્ત્રીઓનો સમુહ ધીરે ધીરે આવવા માંડયો. સૌથી પહેલાં ગંગા ડોશી આવ્યાં. રોવા કુટવામાં તે પહેલે નંબર હતાં. મનોરમાએ ધીરેથી કહ્યું. "માજી, રોવાનો કે કુટવાનો વિચાર નથી."

ગંગા—"ગાંડી થઇ છે ગાંડી. આવી નાની બાળક, વાસનાની ભરી, મરી ગઇ તે રોયા વગર ચાલે, નાત્ય ચુંટી ખાય. આપણે જેમ લોકની વાતો કરીએ, તેમ લોક આપણી ચેષ્ટા કરે."

મનોરમા—"ભલે જેને જેમ કહેવું હોય તેમ કહે, મારે તો ભાભી પાછળ રોવું નથી."

"ભલે બાપા, ત્યારે મારે કિયાને ! ભાભી પાછળ ઓચ્છવ કરો."

મનોરમા અને વિલાસિકાને આ ટીકાથી ખોટું લાગ્યું. પણ વખત વિચારીને તે શાંત રહ્યાં. આ પ્રમાણે લગભગ નાતની ઘણી ખરી સ્ત્રીઓને તેઓએ રોતાં અટકાવી, અને તેમના તરફથી અપમાન ખમવાં પડયાં "આમ તે થતું હશે આમ, મારાં કંકુમા સોમાં પાંચ વર્ષે ઓછાં મુઆં, ને દીકરાને ઘેર દીકરા, ને તેને ઘેર દિકરા હતા. ગામ ભરાય તેટલું કુટુંબ પાછળ મુકયું હતું. તોએ રોયાં હતાં, કુટયાં હતાં. આતો બચારી હમણાં ઉગે છે, ત્યાં તો મુઇ છે. તો એની પાછળ તો રોવું હોય, પછી તો બાપા તમે જાણો. જમાનો બદલાઇ ગયો. કળજુગ હળાહળ વ્યાપી ગયો," લ્હેરી ડોશી છીંકણીનો તડાકો લેતાં બોલ્યાં. આ ડોશી લગભગ નેવું વરસની ઉમરની હતી, અને કેડેથી બેવડી વળી હતી, પણ નાતનો રિવાજ રોયા કુટવાનો હોવાથી ત્યાં પરાણે આવી હતી.

આખર સ્નાન કરી, પુષ્કળ નિંદા કરતી, અપમાન થાય એવા શબ્દો બે બ્હેનોને કાંનોકાન સંભળાવતી સ્ત્રીઓ પોતપોતાને ઘેર ગઇ. પુરૂષવર્ગ પણ નદીએ નાહી, ગણેશદાસને ઘેર આવી, વેરાઇ ગયો.

"બ્હેન વિલાસિકા, જોયો સ્ત્રીઓનો ઝાસો, નજીવી બાબતમાં પણ સુધારો કરતાં કેટલો બગિરથ પ્રયાસ કરવો પડે છે. સ્ત્રીઓને આવે સમયે " રોવું તથા કુટવું, " એ એવો અભ્યાસ પડી ગયો છે, કે તેને મુકતાં એમને કંઠે પ્રાણ આવે છે. ઠીક છે, આપણે ત્યાંજ શરૂઆત થઈ એ સારૂં થયું. પારકાને ઉપદેશ આપી પોતાને ત્યાં પ્રસંગ આવે, ત્યારે સુધારો ન કરવો એ સુધારકની અધમદશા સુચવે છે. કદાચ મામા વ્હીડાશે તો આપણે મનાવી શકીશું." મનોરમાએ પોતાની બ્હેનને કહ્યું. વિલાસિકા બીજે દિવસે સાસુ પાસે ગઈ. તે ધારતી હતી કે ગંગા બહુ ક્રોધાયમાન હશે. પણ એમાંનું તો કાંઈ ન જણાયું. ગંગા તો ખુશીમાં હતી. તેણે વિલાસિકાને ભાવથી બોલાવી. ડોશીની આવી વર્તણુંકથી તેને નવાઈ લાગી. "વહુ, બેટા, આમ આવો, મારે તમારી સલાહ પુછવી છે- "

" શું છે, બા ? તેણે શરમાતાં શરમાતાં કહ્યું. "

" આમ આવો. જુઓ, મારો વિચાર આપણી શામલીને તમારા મામાને દેવાનો થયો છે." ડોશીએ હળવેથી કહ્યું.

તે સાંભળી રહી. એકદમ ડોશીના આનંદનું કારણ સ્હમજાયું, પણ વખત વીચારી ગઈ. " બા, તમે જાણો ને મોટાં જાણે, હું બાળક એમાં શું સ્હમજું. " તે બોલી.

"ના ના, તું તો ગાંડી છે. એ તો મેં ક્યારનુંએ તારા સસરા જોડે નક્કી કર્યું છે. પણ આ તો એમ કે તારો મામો ગાંડીઓ રહ્યો, ને ના પાડી બેસે તો શું કરીએ. માટે તારે કાંને વાત નાંખું છું. જરા કાગળમાં ખખરા ભેગો, ઇશારો જણાવી દેવો કે આમની વાત આમ છે." ડોશી બોલી.

" બહુ સારૂ બા, ત્યારે મારી બ્હેનને હું તે વાત કહી આવું." વિલાસિકા બોલી, " વારૂ, બા, વ્હેલી આવજે હો ! જો બે કાનથી ચાર કાને વાત ન જાય. એ તો ખોટું દેખાય. આપણી નાત્યમાં કન્યાની સંખ્યા બહુ રહી, ને કુળવાન પૈસાવાળો વર ખાલી પડયો, એટલે કન્યાના માબાપો પડાપડ કરે. માટે પહેલેથી ચોકઠું બેસાડી રાખ્યું હોય તો ઠીક " ડોશી લ્હેંકો કરતી બોલી. વિલાસિકા બ્હેન પાસે ગઇ ને વાત કરી. મનોરમા કહે કે " આપણે કાંઇ બોલવું નથી. જેમ મામાને ફાવે તેમ કરે. "

તેજ દિવસે વિલાસપુરમાં વરસાદ પુષ્કળ પડયો. ચોગરદમથી

ગાડી તુટયાના ખબર આવવા માંડયા. તાર તુટી ગયા, ટપાલ બંધ થઇ. એ બ્હેનોને મામાની ફીકર થવા માંડી. પંદર દિવસ વીતી ગયા, પણ ન મળે કાગળ કે ન મળે પત્તર. છેવટ એક અથડાતો ટીચાતો ગણેશદાસનો તાર આવ્યો કે "રસ્તો સારો થયે અમે આવીશું. અમારી ફીકર કરશો નહીં." આથી એ બ્હેનોને શાંતિ થઇ. તેઓ મામાની વાટય જોતાં રહ્યાં. સ્યામકુમારીનો વિવાહ ગણેશદાસ જોડે મળ્યો, એ વાત વિલાસપુરમાં જાહેર થઇ ગઇ. "બ્હેન, પુરૂષ અને સ્ત્રી વચ્ચે આટલો ફેર. સ્ત્રી વિધવા થઈ હોય, તો બાર મહિના સુધી એને કેદ રહેવું પડે. અને ફરી લગ્નની તો વાતજ નહીં. એથી ઉલટું પુરૂષ પોતાની પત્નીની ચિતા બળતી હોય ત્યાંજ બીજી પરણવાનો વિચાર કરે. ને તેર દિવસ પછી તુરત પરણે." મનોરમાએ કહ્યું.



# પ્રકરણ ૭.

## પ્રયાણ.

"ક્ષમા કરજે મને, યોગીરાજ,  
કહી દઉં મ્હારાં વીતકની વાત;  
સુણી અબલાતણા અપરાધ,  
કૃપા કરજે, અહો કૃપાનાથ !  
તમદર્શનથી દુઃખ ન્હાસે,  
બોધ દ્યો ત્યાં ત્રિવિધ તાપ ભાગે;  
બોધની હું ન જો અધિકારી,  
પ્રભુ, ક્ષમજો, પામર જીવ જાણી !"

**ગોવર્ધનરામ.**

'આબુ ઉપરથી ઉતરી ક્યારે વિલાસપુરમાં જવું,' એજ જંખના ગણેશદાસને થઈ રહી હતી. તે ત્યાંના બધા માણસો જોડે

લ્હડચો હતો. સીઝનના રૂપીઆ પાંચસો અગાઉથી આપી દીધા હતા. તેથી ઘરધણીથી "નીકળો" એમતો કહેવાય એમ નહતું. પણ તે કંટાળ્યો હતો. નિર્મળાને ગુજરી ગયે પંદરેક દિવસ થયા, ત્યારે આબુથી હેઠળ ઉતરવાનો રસ્તો બરોબર ચોખ્ખો થયો, અને આબુરોડ સ્ટેશનથી વિલાસપુર જવાની રેલવે પણ ચાલુ થઇ હતી. આખર જવાનો દિવસ નક્કી થયો. વિજયા અને વિદ્યાસાગર તો યોગી પાસેજ રહેતાં. યોગી એકાંતમાં કદી પણ વિજયા જોડે રહે-તો નહીં, તેમ વિજયા જોડે વાતનો પણ પ્રસંગ ઓછો રાખતો, વિદ્યાસાગર જોડે તે પોતાનો નવરાશનો વખત ગાળતો. તેને એણે ઘણો સુધાર્યો હતો. જ્ઞાન શું, વિદ્યાથી કેટલા ફાયદા થાય છે તે એણે એના મગજમાં ઠસાવ્યું. વિજયા માત્ર વિદ્યાસાગરને જે બોધ આપવામાં આવતો તે સાંભળતી. એનો અલક્ષ્યજ્યોતિ ઉપર પ્રેમ વધ્યે જતો હતો. દિવસ અને રાત્રે યોગીનાજ વિચાર તે કર્યા ક-રતી. એમ કરતાં જવાનો દિવસ નક્કી થયો. એક સ્હાંજનો ગણેશ-દાસ કાંઈ કાર્ય અર્થે બ્હાર ગયો હતો, વિજયા અને વિદ્યાસા-ગર યોગી જોડે બેઠાં હતાં; ત્યાં તે બોલ્યો—" કુમાર, હવે હું પાછો મારા તપોવનમાં જઇશ, તમે બધાં વિલાસપુર જશો અને હું ત્યાં જઇશ. "

વિદ્યાસાગર—" હું પણ તમારી જોડેજ તમારા તપોવનમાં આવીશ. તમે સિંહ પાળ્યા છે, તેમને રમાડીશ. "

યોગી—" કુમાર ! તારે ત્યાં આવવું ન બને, તારે તો વિલાસપુરમાં જઈ અભ્યાસ શરૂ કરવો. અને પરીક્ષાઓમાં ઉંચે નંબરે પાસ થવું. "

વિદ્યાસાગર—" ત્યારે તમારાં દર્શન કયારે થશે? "

યોગી—" જ્યારે પરમાત્માની ઇચ્છા થશે ત્યારે. "

આ પ્રમાણે એ બે જણા વાતો કર્યે જતા હતા, વિજયા માત્ર સાંભળ્યા કરતી હતી. એવામાં વિદ્યાસાગરને કાંઇક સાંભરી આવ્યુ હોય તેમ બોલ્યો. " મહારાજ, મારે હરસુખરાય મારવાડીને મળવુ છે, ને ત્યાંથી હિસાબ લાવવો છે. પિતાજીએ એ કામ મને સોંપ્યુ છે, અને જો પાછા આવશો એટલામાં હું લઈ નહીં આવું, તો મારે ખીજ ખાવી પડશે. " એમ કહી તે કપડાં પહેરી ચાલ્યો. યોગી અને વિજયા એકલાંજ રહ્યાં. પોતાના બાઇને ગયેલો જોઇ,

વિજયા કહીને યોગીને પગે પડી. " ભગવન્ ! મને તમારી સાથે તમારા આશ્રમમાં રાખો. મારૂં જીવન તમાસમય બની ગયું છે. દિવસ અને રાત્રિ તમારી મનોહર મૂર્તિ મારી નજર આગળજ રહે છે. રાત્રિએ સ્વપ્નમાં હું તમારી સાથેજ ફરૂં છું, અને ચિત્રવિચિત્ર દેખાવ જોઉંછું. ભગવન્ મને તમારી શીતળ છાયામાં રાખો. મારે સંસારમાં તમારા વગર બીજું કોઇ નથી રહ્યું. "

યોગી—"વિજયા, વિજયા, આ વિચારને શા માટે તારા મગજમાં ઘુમવા દે છે? જંગલમાં રહેતા જોગીલોક લગ્ન કરે એ સંભવિત નથી. વળી, તારા જેવી સુકોમળ કન્યાને જંગલ નિવાસની શી જરૂર છે. વિજયા, હું તને યોગ્ય પતિ મેળવવા મારો બનતો પ્રયાસ કરીશ. આખા હિંદુસ્થાનમાં ભમી, તારો યોગ્ય પતિ મેળવી આપીશ. અને તારા સુખને અર્થે, યોગમાર્ગનો ત્યાગ કરી, કોઇ અન્ય માર્ગ ગ્રહણ કરીશ. એ બધું ખરૂં, પણ લગ્નની વાત નહીં. "

વિજયા રોઈ પડી. યોગીને આથી બહુ લાગણી થઇ.

"વિજયા, તારા સુખે હું સુખી છું એ નક્કી સ્હમજજે. પણ હમણાં લગ્નની વાત જવા દે." વિજયા નિરાશ થઇ ગઇ. યોગીનો વિચાર દૃઢ જણાયો.

તેણે કહ્યું—"કાલ પ્રાતઃકાળમાં હું તમારા સર્વની રજા લઈ, ચાલ્યો જઇશ. વિજયા હું તને સદા સુખી રહે એમ ઇચ્છુછું. "

વિજયા—" ભલે મહારાજ, તમે પધારો. પણ હું મારા નિશ્ચયમાં દૃઢજ રહેવાની છું. હું તમારા શિવાય કોઇ અન્ય જોડે લગ્ન કરનાર નથી. "

યોગી આમ તેમ ફર્યા કરતો હતો. વિજયા હાથ જોડી દીનતાથી યાચકની માફક ઉભી રહી હતી. થોડીવારે તે બોલ્યો "વિજયા; આ વિચાર તું છોડી દે. તું ધારે છે તેટલું સુખ એ માર્ગમાં નથી. કંટકનાં ઝાડ ઘણાં છે. ગગનકુસુમની યાચના જેમ બાળક કરે, તેમ તું મારા લગ્નની ઇચ્છા બતાવે છે. અસંભવિત વસ્તુને સંભવિત ક્યાંથી કરવી. ફરીને હું તને વિનંતિ કરૂંછું કે આ વિચાર તારા મનમાંથી તદ્દન કહાડી નાંખજે. "

વિજયાની આંખમાંથી ખળ ખળ આંસુ પડયે જતાં હતાં. તેની સુંદરતા, દિવ્યતા કાંઇક વિશેષ જણાતી હતી. યોગીની નજર

તે સુંદરી તરફ પડી. * " વિજયા, નિર્મળ અને પવિત્ર વિજયા, આમ મારી પાસે આવ્ય." તે પાસે આવી. યોગીએ તેના મસ્તક ઉપર હાથ મુકયો. તેવીજ તે ત્યાં ધ્યાનસ્થ જેવી થઈ બેસી ગઇ. પાંચ મીનીટ પછી યોગીએ ફરીને હાથ મુકયો, કે જાગૃત થઇ. જાગૃત થઇ તેવીજ તેને પગે પડી. યોગીએ હસતાં હસતાં પુછ્યું " કેમ બાળા, તેં શું દીઠું."

વિજયા—"મહારાજ, મેં શું દીઠું તેની મને ખબર નથી. પણ જે કાંઇ થોડું ઘણું સાંભરે છે તે એ છે કે હું આપના ચરણ કમળ પાસે બેઠી હતી. ત્યાં કોઇક તેજોમય સ્વરૂપ દેખાયું. અને તે પછી મને કાંઈ પણ સાંભરતું નથી."

યોગી—" વિજયા, વિજયા, " તે સ્થિર ઉભો. તેણે વિજયા ભણી નજર કરી. વિજયાના કપાળમાં પોતાનું મુખ અરાડયું. "વિજયા, તું પવિત્ર રહેજે. પરમેશ્વરને પવિત્રતા જેટલી પ્રિય છે, તેટલું અન્ય કાંઇ નથી. મનસા, વાચા, અને કર્મણા તું પવિત્ર રહેજે. તને જયોતિમય પરમાત્માનાં દર્શન થયાં. તું આ ક્ષણ સુધી જેવી પવિત્ર, અને નિર્મળ છે તેવીજ રહેજે." તેણે માથા ઉપરથી એક ન્હાની હિરાના ઘરમાં જડેલી સુંદર શંકરની છબી આપી. " વિજયા, મારી પ્રસાદી દાખલ આ પ્રિયમાં પ્રિય શંકરની છબી તને આપું છું; તેનો પ્રભાવ એવો છે કે તું સદા પવિત્રજ રહીશ. પણ વિજયા, હવે હું તને પુનઃ મળીશ કે નહીં તે કહી શકતો નથી. આ છબી ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખજે. વિજયા, તારા વિશુદ્ધ આત્મા ઉપર મારો આટલો પક્ષપાત છે. પણ આ દેહે હું તારી જોડે લગ્ન કરનાર નથી. એ આશા કદી રાખીશ નહિ."

" ભગવન્ ! આપ મારા પતિ છો. આપજ મારા પ્રાણ છો. ભલે આપ સુખેથી વન, ઉપવનમાં પધારો. આપની આજ્ઞા હું શિરસાવંદન કરૂં છું. આપની ઇચ્છાનુસાર હું મારા પિતાના ગામ વિલાસપુરમાં જઈશ. અને ત્યાં રહીશ. પણ દ્રઢતાથી કહું છું કે હું આપ સિવાય કોઈ જોડે લગ્ન કરીશ નહીં. "

યોગી વિજયા ભણીજ જોઇજ રહ્યો હતો. તેણે કહ્યું—"વિજયા, પરમાત્માની ઇચ્છા એજ બળવત્તર છે. એ જે કરે છે, તે

---

* " અને અશ્રુસ્નાને સરવથી મધુર પ્રેમ લાગે."

રા. સુમન્ત.

સારા માટેજ કરે છે. એની ઇચ્છા જેમ હશે તેમ થશે. મમત્વ મુકી દે, એને શરણે જા. નિર્દોષ, મૃદુ બાળા, આપણો આ મળવાનો છે-લ્લોજ પ્રસંગ છે. વિજયા યંત્રના પુતળાની માફક તેની પાસે ગઇ. તેણે પોતાના પ્રચંડ બાહુથી આ મનોહર કન્યાને ઉપાડીને છાતી સરસી દબાવી. અને કપાળ ઉપર સ્નેહથી ચુંબન કર્યું ને છોડી દીધી. "ને આંખ મીંચી બોલ્યો—

**विशुद्धज्ञानदेहाय, त्रिवेदी दिव्यचक्षुषे ।**
**श्रेयः प्राप्तिनिमित्ताय, नमः सोमार्धधारिणे ॥**

અને વિજયા તરફ નજર કર્યા વગર બ્હાર ચાલ્યો ગયો.

વિજયા શૂન્ય જેવી બારણા ભણી નજર કરી બેસી રહી હતી. થોડીવારે વિદ્યાસાગર આવ્યો તે બોલ્યો "કેમ બ્હેન, તને શું થાય છે? મહારાજ કયાં ગયા ?"

"ભાઇ, મને તો લાગે છે કે મહારાજ ચાલ્યા ગયા" તે બોલી.

"કયાં ?"

"આબુમાં પોતાના આશ્રમમાં, અગર જયાં એમને ફાવે ત્યાં. એવા સ્વતંત્ર યોગીરાજને, ભાઈ, આપણા જેવા તેં ધાર્યા ? વળી આટલો વખત રહ્યા તે એમની કૃપા." વિજયા ધીમેથી બોલી. "એમ હોય નહીં," કહી યોગીની ખોળ કરવા વિદ્યાસાગર ચારે તરફ ફરી આવ્યો, ને કાંઇ પત્તો ન લાગવાથી નિરાશ થઇ પાછો આવ્યો. તે વખતે ગણેશદાસ ઘરમાં હતો.

"કેમ, ભાઇ, બાપજીનો કાંઇ પત્તો લાગે છે ?" તેણે પુછ્યું.

"ના, પિતાજી."

"જેમ એમની ઇચ્છા, આટલા દિવસ રહ્યા તે આપણાં નશીબ, બ્હેન વિજયા ! હવે આપણે વિલાસપુર જઇશું. તારી મનોરમા બ્હેનનો કાગળ આવ્યો છે, તે બધાં આપણી બહુ ફીકર કરે છે. તેણે લખ્યું છે કે, મામી પાછળ અમે રોયાં કુટયાં નથી. અને તેથી તમને ખોટું નહીં લાગે એવી આશા છે. કેમ, બ્હેન, એમાં આપણે શું ખોટું લગાડવાનું છે ?"

---

* "વિશુદ્ધ જ્ઞાન જેનો દેહ છે, ત્રણ વેદ જેનાં ત્રણ દિવ્ય આંખો છે, જેણે અર્ધ ચન્દ્રને ધારણ કર્યો છે, તેવા પરમાત્માને મારા શ્રેય અર્થે નમસ્કાર કરૂં છું." સપ્તશતિ.

" ખરી વાત છે, પિતાજી; મનોરમા બ્હેનના વિચાર મને બહુ ગમે છે. એમણે એ બહુ સારૂ પગલું ભર્યું; રોવા કુટવાના બલોરના તમાશાથી કંઈ મારી નિર્મળા મળવાની છે ? "

વિજયાની આંખમાંથી આંસુ નીકળી પડ્યાં.

ગણેશદાસે મમતાથી કહ્યું–" બ્હેન ! તને તારી માનું દુઃખ બહુ લાગે છે બેટા ! કેમ કરીએ બાપુ, આપણે બન્યું તેટલું કર્યું; હવે તો વિલાસપુરમાં જઈએ, કેમ ભાઈ ? " તેણે વિદ્યાસાગર ભણી જોઈ કહ્યું.

" હા પિતાજી ! યોગીરાજ ગયા જાણી હવે મારૂં મન પણ ઉઠ્યું છે. એ રહ્યા હોત તો મારો વિચાર થોડા દિવસ રહેવાનો હતો. પણ હવે મને અહીં રહેતાં કીડીઓ કરડે છે. "

આ પ્રમાણે વાત થયા પછી, વિજયા અને ગણેશદાસે તમામ સામન બાંધી દીધો ને બીજે દિવસે સ્હવારે એ શિગરામ કરી જવાની તૈયારી કરી. ગણેશદાસ જો કે પાડોશી જોડે લહડેલો હતો, છતાં જતી વખત મળવા ગયો. " લ્યો, મહેરબાનો, રજા લઈએ છીએ. બોલ્યું ચાલ્યું માફ કરજો. "

" એ વારૂ શેઠ સાહેબ, એતો બે હાંલ્લાં સાથે હોય તે ખખડે, સહમજ્યા. અમારી ભલામણ તો એટલી છે કે આ તમારાં છોકરાંને સંભાળજો ! " એક પાડોશી બોલ્યો.

" જો પેલા યોગીરાજ આવે તો કહેજો કે અમે વિલાસપુરમાં ગયાં છીએ. " વિદ્યાસાગરે કહ્યું.

પાડોશી—" બહુ સારૂ ભાઈ. હોં, ભાઈ તારી ગમ્મત બહુ હતી. બ્હેન વિજયા આવજે હોં. "

" આવજો, " " આવજો "ના ધ્વનિ વચ્ચે શિગરામ ચાલ્યાં. "જય અર્બુદાભવાની, મમ્મયા, જગતજનુની, રાજરાજેશરી, સહાય કરજે મારી માતા, " ગણેશદાસ અર્બુદાદેવીની ટેકરી ભણી નજર કરી બોલ્યો, ને છોકરાં પણ પગે લાગ્યાં. બારેક કલાકને આંતરે બધાં આબુરોડ આવી પહોંચ્યા, ત્યાં વિજયાએ ખીચડી બનાવી, ગણેશદાસ મઝેનું દહીં લઈ આવ્યો, ને બધાંએ ખીચડી, ઘી અને દહીં ઉડાવ્યું. " દહીં બહુ સરસ છે, ભાઈ, ખરૂં ને, " ગણેશદાસ બોલ્યો. " હા, પિતાજી; આવું દહીં મેં ખાધું નથી. "

થોડીવારમાં પરવારી બધાં સ્ટેશન પર ગયાં, અને વિલાસપુર જતી ટ્રેઇનમાં બેસી વિલાસપુર ઉતર્યો.

વિજયાને હૃદય શરસી દબાવી, અલક્ષ્યજ્યોતિ એકદમ તે સ્થળ છોડી ચાલ્યો, એના મગજમાં એમજ થઇ આવ્યું કે હવે આ સ્થળમાં વધારે રહેવામાં માલ નથી. રસ્તે ચાલતો હતો, પણ વિચારમાળા ચાલ્યા કરતી હતી. " વિજયા, વિજયા, તેં તો ગજબ કર્યો. તારો આવો અસાધારણ પ્રેમ સ્ત્રીઓમાં હોય છે, તે મેં આજેજ જાણ્યું. યોગદિક્ષા લેતા પહેલાં તું મને કેમ ન મળી ! હું તને અયોધ્યામાં ઘણી સુખી કરી શકત. વિજયા તારી મનોહર મૂર્તિ હવે મારા મનમાંથી ખસતી નથી. વિજયા, વિજયા, મારી યોગસાધનામાં તું બરોબર આડે આવી. ત્રિશંકુ જેવી દશા હવે બરોબર મારી થશે. ન મળ્યા રામ ને ન મળી માયા, આમ વિજયા જોડે લગ્ન કરૂં છું તો માંડો પંડયાધરથીની માફક બધું કર્યુ કારવ્યું ધૂળ મળે છે. *કાંઇપણ કાર્ય શરૂ ન કરવું એ પહેલું બુદ્ધિનું લક્ષણ છે. અને કાર્ય શરૂ કર્યા પછી, તેને અંત સુધી લઇ જવું તે બીજું બુદ્ધિનું લક્ષણ છે. વિજયા તારો પ્રેમ જબરો છે. વ્હાલા પ્રભુ, એકાંત, નિર્જન વનમાં તારૂં ભજન કરતો હતો, ત્યાં તને આ કયાંથી સુઝયું ? વ્હાલા નાથ, દુનિયામાં ઘણાએ મનુષ્યો, સ્ત્રીની ઝંખના કરતા પડયા છે. તે તારી નજરમાં ન આવ્યા. કે માહારા જેવો દીન, ડુંગરની ખીણમાં પડી રહેતો, યોગી, તેને આમ પ્રેમ-પાશમાં નાખ્યો. યોગ અને પ્રેમની લડાઇ ! વિજયા, તારા જેવી મનોહર, ને પવિત્ર કન્યા મેં કોઈ સ્થળે નથી દીઠી. હું આખી પૃથ્વીમાં ફર્યો છું, પણ તું તો તું છે. વિજયા, તું મને પ્રથમ કેમ ન મળી ! વિજયા, જો હું તારી તહેનાતમાં એક અડધો જ કલાક રહ્યો હત, તો મારૂં તાળવું ફાટી, મારો પ્રાણ નીકળી જાત. માટેજ નાશી આવ્યો. બિચારો વિદ્યાસાગર મારે માટે ઝંખતો હશે. ગણેશદાસ આવો દુષ્ટ છતાં મને માન આપતો. તે પણ મને સંભારશે ખરો. અને વિજયા, વિજયા તારૂં તો જીવન મેં રદ કર્યું. એ ગણેશદાસ વિજયાને બહુ સતાવશે. અને આવી મુગ્ધા અકાળ મૃત્યુ

---

* अनारंभो मनुष्याणां प्रथमं बुद्धिलक्षणम् ।
आरम्भस्यान्तगमनं, द्वितीयं बुद्धिलक्षणम् ॥

નો ભોગ થઇ પડશે. અથવા તો કોઇ નિર્માલ્ય મનુષ્ય જોડે બધાં સગાં સંબંધી પરાણે એનું લગ્ન કરશે. વિજયા ! તારો વિચાર હું કરી શકું તેમ નથી. અને તે વિચાર કરવા જાઉં છું તો યોગભ્રષ્ટ થાઉં છું. અર્જુને પુછેલો પ્રશ્ન ×"**चंचलं हि मनः कृष्ण**" ( હે કૃષ્ણ, મન ચંચળ છે, ઇત્યાદિ ) તેનો સાક્ષાત અનુભવ મને થાય છે. હું તો એમજ સ્હમજતો કે હું બસ દૃઢ છું એ અભિમાન તોડ્યું. એ અભિમાન તુટ્યું. અને એ અભિમાનનો ભોગ એક નિર્દોષ બાળા થઇ પડી." તે દેલવાડાની લગભગ આવી પહોંચ્યો. બે ચાર ગામડાના શ્રાવકો એ રસ્તે ચાલતા હતા. તેમાંના એકે યોગીને પૂછ્યું–"બાપજી, દેલવાડા ચેટલું છેટું હશે ? "

યોગી ચમક્યો–વિચારશ્રેણી તુટી, તે ચ્હીડાયો, વટેમાર્ગુ તરફ આંખ કહાડી મોટેથી બોલ્યો " ચુપ રહો. " એ શબ્દ સાંભળી પુછનારો તો શેં ખાઇ ગયો.

" રવા દે ઘ્યા ચમનીયા, આ આબુના જોગી તો જુદી જાતનાં માનવી. ફુંક મારશે તો બાળી નાંખશે. એ ના દીઠાં આપણા ગામડાંનાં બાવલાં. " બીજો બોલ્યો.

અલક્ષ્યજ્યોતિએ માર્ગ બદલ્યો. તે પર્વતની ખીણમાં ઉતર્યો. ત્યાંથી એનો આશ્રમ પાસે હતો. માર્ગમાં એક દીપડો મળ્યો. એણે ડોકું ફેરવ્યું ને સ્વર કર્યો. યોગીએ નજર દીપડા સ્હામી કરી. દીપડો બીજાજથી ચાલી ગયો. "વિજયા, તારા પ્રેમને લીધે મારી આ, દશા ! હવે આ જનાવરો, કાંઈ મને ગાંઠવાનાં છે. મારા દ્રષ્ટિપાત ની સાથે આવા દીપડા તો શું પણ સિંહ નાશી જતા, તે દૃષ્ટિની સત્તા હૃદયના આંદોલનની જોડે ઓછી થઈ. પંદર દિવસ તો વિજયાના ધ્યાનમાં સમાધિલક્ષ ખોયું, હવે તો આ સ્થાનને હમેશને માટે છોડવું પડશે." તે ધીમે ધીમે આશ્રમ પાસે પહોંચ્યો. દ્વાર આગળ મદોન્મત્ત સિંહ પડ્યો હતો. અલક્ષ્યજ્યોતિને જોઈ તેણે પુંછડું હલાવ્યું. તેણે સિંહને ખસવાનું કહ્યું. પણ તે ખસ્યો નહીં. "આ સિંહ માત્ર મારા તરફના સ્નેહને લીધે બોલતો નથી. પણ મારી સત્તાને લીધે તે જે નરમ હતો તે નથી રહ્યો. બસ હવે આ મારી પણ પર્ણકુટીને હું નમસ્કાર કરૂં છું. હવે આ સ્થળમાં રહેવા હું લાયક નથી રહ્યો. મારે દેલવાડામાં જ મુકામ રાખવો પડશે. " તેણે

× ભગવદ્દગીતા.

પોતાના આસનને પ્રણામ કર્યો–" આ આસનથી હું ભ્રષ્ટ થયો છું. એનાપર બેસવાનો મને અધિકાર નથી. " જાંબુડીઉપરથી જાંબુફળ તોડ્યાં, ને ખાધાં. " મિષ્ટ ફળો તમને નમસ્કાર છે. "

સિંહ ઉપર હાથ ફેરવી, બોલ્યો " ઉઠ બેટા, મને દેલવાડા સુધી મુકી જા. "

સિંહ ઉભો થયો–એની વિક્રાળ આંખ જોઇ યોગી ડર્યો. પણ મન સ્થિર કરી ચાલવા માંડ્યો. સિંહ સાથે આવ્યો. યોગી દેલવાડાની સડક ઉપર ચ્હડી ગયો. સિંહને હાથ ફેરવી કહ્યું " બેટા, ચાલ્યો જા, આશ્રમપર " સિંહ જાણે તિરસ્કાર કરતો હોય એમ એને ગણુગાર્યા વગર ચાલ્યો ગયો.

" હાશ ! " યોગી બોલ્યો. "હવે નિરાંત થઇ, આજની જ રાત જો એ આશ્રમમાં રહ્યો હત, તો સિંહ જેવાં ક્રૂર પ્રાણી મને નક્કી મારી નાંખત. " દેલવાડાની ધર્મશાળામાં તે ઉતર્યો. ત્યાંના મુનીમને મળ્યો ને કહ્યું " ચૈયતસિંહ ! "

" જી, મહારાજ ! " તેણે જવાબ દીધો.

" મારે રૂ. પાંચસો જોઇએ છીએ."

" જી, મહારાજની જેવી આજ્ઞા. " ચૈયતસિંગે પ્રણામ સાથે કહ્યું. ને તુરત પાંચસો રૂપીઆના નોટના કડકા ગણી આપ્યા.

" પદ્મનાભભાઇને મારા નામથી તાર કરી દેજો કે હું ડાકોર થઇ, ઉજ્જયિનીને રસ્તે એમને મળવા અયોધ્યા આવું છું. કેટલા દિવસ થશે તે કહી શકાતું નથી."

" જેવી આજ્ઞા," ચૈયતસિંગે ભોંય સુધી નમીને કહ્યું.

" હું હમણાં ઘણીક મુદત સુધી આબુની તળેટી છોડી જવાનો છું. ને મારો વિચાર હરદ્વાર જવાનો છે. ને પછી ચાર ધામની યાત્રા કરવાનો છે. માટે મને હમણાં ન દેખો તો ફીકર ન કરશો. "

" જેવી ભગવાનની આજ્ઞા. "

કોઇની પાસે યાચના ન કરવી એ અલક્ષ્યજ્યોતિનો ઉગ્ર નિયમ હતો. તેટલા માટે પદ્મનાભની જોડે એણે એવો બંદોબસ્ત કર્યો હતો કે દેલવાડાના મુનીમ પાસેથી ગમે તેટલા પૈસા તે ઉપાડી શકે. તે કવચિતજ પૈસા લેતો. વખતે કોઇ બહુજ ગરીબ મનુષ્ય નજરે પડે, તો તેને તે આપતો. જાતે તો ફળ અને દુધ ઉપરજ જીવન ગાળતો. હાલમાં એને આબુ છોડવાની જરૂર પડી. તેણે

પોતાનો ભગવો વેષ એક સારા યોગીને છાજે એવો પહેરી લીધો. અન્ય સમયે તે પગે ગાઉના ગાઉ ચાલતો. પણ આ વખત તેણે પોતાને માટે બે ઘોડાનો ટાંગો ભાડે કરી લીધો. અને ત્રણ કલાકમાં તે આબુરોડ સ્ટેશન પહોચ્યો. ત્યાંથી અમદાવાદ આવી, ડાકોર ગયો. તે સેકન્ડ કલાસમાં મુસાફરી કરતો. કારણ થર્ડ કલાસમાં સંસર્ગદોષ થવાનો એને સંભવ હતો. ને અજ્ઞાન વાતોડીઆ લોકથી કંટાળતો. ગાંજો અને ચલમ પીતા બાવા ભણી દ્રષ્ટિ કરતાં તેને તિરસ્કાર આવતો. જોકે દયાની દ્રષ્ટિથી તે તેમના તરફ નજર કરતો. એણે ડાકોર નહતું જોયું. ગુજરાતના પવિત્ર તીર્થોમાં તે મુખ્ય હતું. સ્ટેશન ઉપર તે ઉતર્યો. ત્યાં ગોરનાં ટોળાં મુસાફરનાં સમુહોને સતાવતાં હતાં. "ભાઇ, કયાં રહેવાં" કહીને ચોપડા હાથમાં લઇ પાનાં ફેરવતા હતા. અલક્ષ્યજ્યોતિની કાંતિ અને ભવ્યતા જોઇ બધા ઝાંખા પડી જતા. સ્ટેશન ઉપરથી તે ગામમાં ગયો. તે સમયે રાજભોગનાં દર્શન ખુલ્યાં હતાં. મંડપની વચમાં જઇ તેણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. જાત્રાળુ લોકો ડાકોરનાથની મૂર્તિનાં દર્શન ભુલી, આ યોગીનાં દર્શન કરવા લાગ્યાં. "અલી, આ મહારાજ કોણ હશે," ઉત્સુકસુંદરી બોલી—શ્રદ્ધાલક્ષ્મીએ જવાબ દીધો કે "બ્હેન આતો શ્રીભગવાનનું પરમધામ છે. કોઇક મહાત્માઓ જુદા જુદા વેષે આવી ભગવાનનાં દર્શન કરી જાય છે. અહીં તો પ્રભુદ્વાર કહેવાય. "કોણ" એ પ્રશ્ન અહીં કરવોજ નહીં. આવા મહાત્માઓના ચરણસ્પર્શથી પતિત થયેલી આ ભૂમિકા પવિત્ર થાય છે." અલક્ષ્યજ્યોતિએ આ બધું સાંભળ્યું. પણ એણે મૌન લીધું હતું. તે બહુજ થોડું બોલતો ને મિથ્યાલાપમાં જરાપણ ભાગ ન લેતો. પ્રણામ કર્યા પછી એકાગ્રતાથી મૂર્તિના સમીપ નજર રાખી સ્તવન કર્યા કર્યું. આ દરમીયાન બ્રાહ્મણો જાત્રાળુઓ પાસે પૈસાઉઘરાવે જતા હતા. મરજી ન હોય છતાં પરાણે કપાળમાં ચંદન ચોપડી, ચરણામૃતના જળની આચમનીઓ પરાણે હાથમાં રેડી, અથવા તો સાકર તુળસી આપી હરેક બહાને પાઇ, પૈસો, બે આની કઢાવતા ત્યારે જંપતા. ડાકોર દર્શન કરવા જવાનો પ્રધાન હેતુ ત્યાંના બ્રાહ્મણોને દક્ષણા આપવી, અને ગૌણહેતુ દર્શન કરવાં એ ભાવના બ્રાહ્મણોના વર્તન ઉપરથી જણાતી. કોઇ જાત્રાળુએ કદાચ એકાદ બ્રાહ્મણને પાઇ અગર પૈસો આપ્યો તો એની આસપાસ બ્રાહ્મણનું

ટોળું ભરાઈ પજવી નાંખે. અલક્ષ્યજ્યોતિએ જ્યાં સુધી ઠાકોરજીની સન્મુખ ઉભા રહી ધ્યાન ધર્યું ત્યાં સુધી તો કોઇની પણ મગદૂર નહતી, કે એની વચમાં આવે. ધ્યાન પૂર્ણ થયા પછી એણે આસ-પાસ નજર કરી, તો જાત્રાળુ અને બ્રાહ્મણો ક્ષુદ્ર, નિર્માલ્ય જેવા જણાયા. એકાદ કાનફટ્ટા બાવાએ અલક્ષ્યજ્યોતિને પુછ્યું કે " મહારાજ ! કહાં રહેનાં ? " " જી, મહારાજ મેં રમતારામ હું " તેણે જવાબ આપ્યો. કાનફટ્ટાની ફરી પુછવાની હિંમત ન ચાલી. થોડીવારમાં રાજભોગનાં દર્શન બંધ થયાં. તે ત્યાંથી નીકળી ગોમતી તલાવપર ગયો. અને ત્યાં સ્નાન કર્યું. અહીં પણ, બ્રાહ્મણો જાત્રાળુને સતાવે છે–" લ્યો, હાથમાં પાણી લ્યો. આ ગોમતી પવિત્ર તીર્થ છે. બધે ગયા હશો પણ અહીં નહીં આવ્યા હો. પહેલે શ્રી ભગવાને નિવાસ કર્યો હતો. અને બોડાણાજીને ભાલુ માર્યું તે આ જગાએ શ્રી રણછોડરાયે ઝીલ્યું હતું. " કોઇ એમ બોલતા, ત્યારે કોઇને પૈસા ન મળતા તો તે નિરાશ થઇ જાત્રાળુઓને તિરસ્કાર કરતા—" કીડીઓ મારતા આવ્યા ને કીડીઓ મારતા જશો. કાંઇક દયા રાખો. હાથે તે સાથે. સાહેબ જેવાં કપડાં પહેરવાં ને વાળના સેંથા રાખ્યા કે થયું. ભવાઇ કરો ભવાઇ. તમારા જેવા જાત્રાળુઓ આવતા અટકાવવાજ ભગવાન અહીં પ્લેગ મૂકે છે. "

અલક્ષ્યજ્યોતિને વિચાર થયો કે, " આખા ડાકોરમાં નિજ–મંડપજ ચોખ્ખો છે. બાકી આખું ગામ તદ્દન ગંદું છે. પુનમને દિવસે જે ડાકોરમાં કર લેવાય છે તે કરનો કાંઇપણ સારો ઉપયોગ થવો જોઇએ. વળી, આવાં તીર્થ સ્થળોની પવિત્રતા જાળવી રાખવી હોય તો બ્રાહ્મણો જાત્રાળુને કનડે નહીં એવો ખાસ બંદોબસ્ત થવાની જરૂર છે. " તે રાત્રી પોતાના મકાનપર તે પડી રહ્યો. ઘરધણી ભલો હતો. તેને આ યોગીને જોઇનેજ શ્રદ્ધા થઇ હતી. " બાપજી, " તેણે બીજે દહાડે સ્હવારમાં પુછ્યું " આપ ભગવાનનાં ચરણસ્પર્શ કરશો ? " હા, સેઠ, તમારી ઇચ્છા છે તો મને વાંધો નથી. હું સર્વત્ર પ્રભુનાં ચરણ દેખું છું. છતાં એ સૌ સૌની શ્રદ્ધાની વાત છે." મંગળાનાં દર્શન કરી, યોગીએ સ્નાન કર્યું. ઘરધણી જેનું નામ ચુનીલાલ હતું, તે યોગીની સાથેજ રહ્યો હતો. અને તે મંદિરના ભીતરભુવનમાં અલક્ષ્યજ્યોતિને લઇ ગયો. અંદર તો બ્રાહ્મણો રસોઈના થાળો આમથી તેમ ફેરવે ને ધમાધમી કરે. શ્રદ્ધાળુ

જાત્રાળુ ચાર ચાર આનાની ટીકેટ લઈ અંદર દાખલ થયેલાં, તેમની માફક યોગીંદ્રે પણ ટીકેટ લીધેલી ને અંદર જઈ, ચરણુસ્પર્શ કરી તે બહાર નીકળી આવ્યો. " શેઠજી, મને તો ભીતરભુવન કરતાં બહારથી દર્શન કરવાં બહુ ગમે છે. અંદરનો મંડપ ન્હાનો હોવાને લીધે, અને યાત્રાળુની ભાવનાને લીધે, વધતી સંખ્યાને લીધે, ભીડ બહુ થાય છે. ને સ્ત્રી અને પુરૂષોનો સ્પર્શાસ્પર્શ થાય છે. આથી પવિત્ર મનુષ્યોને દૂરથીજ દર્શન કરવાનો ધર્મ છે. વળી શેઠજી, રણુ-છોડરાયની મૂર્ત્તિ એજ ઇશ્વર છે એ ભાવના ઉચ્ચ પ્રકારની નથી. દૂર ઉભા રહી, એ મનોહર મૂર્ત્તિ તરફ એકાગ્રથી ધ્યાન ધરી, તે દ્વારા પરમાત્માનાં દર્શન કરવાં, એજ મૂર્ત્તિપૂજાનું રહસ્ય છે. હું આવાં તીર્થસ્થળોની નિંદા કરવા નથી માગતો. પણ ભાવના આપણી ઉચ્ચ હોવી જોઇએ. " " હશે, બાપજી, " ચુનીલાલે જવાબ દીધો. અલક્ષ્યજ્યોતિ અહિં આઠેક દિવસ રહ્યો. ને પોતાના મનને શાંતિ મેળવવા યત્ન કર્યો. પણ વિજયા ભુલાતી નહીં—" અહીંથી વિલાસ-પુર કેટલું દૂર હશે ? " તેણે ચુનીલાલને પુછ્યું. " ખબર નથી બાપજી, " તેણે ઉત્તર આપ્યો—" ખરેખર, " યોગીએ વિચાર કર્યો, " આ સ્થળ પવિત્ર તો છેજ એક ફેરી રણુછોડરાયનાં દર્શન કર્યાં પછી આપણને પુનઃ તે મૂર્ત્તિનાં દર્શન કરવાનું આકર્ષણ થાય છે. પછી મારી આ વૃત્તિ અંતરની શ્રદ્ધાને લીધે હો કે અન્ય કારણથી હો, તે કહી શકાતું નથી. " અલક્ષ્યજ્યોતિ ત્યાંથી વિદાય થયો. ચુનીલાલના હાથમાં પાંચ રૂપીઆ મુકયા તે તો સડગજ થઈ ગયો. ના કહી શકાઈ નહી. ગાડી ઉપર જોગીને વળાવી આવી, તે ઘેર આવ્યો, તો એને ઘરમાં ગમ્યું નહીં. "ખરેખર આ કોઈ ચમત્કારી મહારાજ લાગે છે, હું મુરખો, મારે ઘેર ગંગા આવી, તોએ ન્હાયો નહીં. " યોગીના આપેલા રૂપીઆ પ્રસાદી ગણી તેણે પૂજામાં રાખ્યા.

અલક્ષ્યજ્યોતિ ઉજ્જયિની થઇ, મહાંકાળેશ્વરનાં દર્શન કરી, અયોધ્યા ગયો. પદ્મનાભને એણે પોતાના આવવાનો દિવસ નક્કી નો'તો જણાવ્યો. ચૈયતસિંગે આબુથી ખબર આપી દીધા હતા. પ-દ્મનાભ એના આવાગમનની વર્ષાદની માફક રાહ જોતો હતો.

અલક્ષ્યજ્યોતિ અયોધ્યા પહોંચ્યો, તે વખત રાત્રિ હોવાથી ધર્મશાળામાં પડી રહ્યો. ત્યાં કેટલાક સાધુ પડયા હતા, ને માંહોમાંહી વાતો ચલાવતા હતા. " ઇધરતો ભૈયા જ્યોતીંદ્ર શેઠકા સદાવ્રત ચ-

લતા હય. લડુ ઓર ગાંઠીઆ મીલતા હય. વાં ફજરમાં જાયંગે. ” અલક્ષ્યજ્યોતિ ચમકયો. બીજા સાધુએ પૂછયું “ ભૈયા, જ્યોતીંદ્ર શેઠ કોન હય.” “ ઓતો બડા જાગીરદાર હય. સંસારપર વિરાગકા સબબસેં ઉંને યોગદીક્ષા ધારણ કીયા હય, ઉસકા ભાઇ પદ્મનાભ શેઠ ઉસકા કારભારી હય, ” “ અચ્છા ! શેઠીયા લોગુંકા કલ્યાણ હો, ભૈયા ! એસા સખીદાતા દુનીયાકા સ્તંભ હય. ” અલક્ષ્યજ્યોતિ મનમાં ખુશી થયો. પદ્મનાભ ઉપર પ્રીતિભાવ વધ્યો. “ સાબાશ છે, બન્ધુ, તેં તારી ફરજ બરોબર બજાવી છે.” જ્યોતીંદ્રે અલક્ષ્યજ્યોતિ નામ ધારણ કરી યોગ લીધો, તેના શોકથી છ માસની અંદર અ-મરેંદ્ર ગુજરી ગયો હતો. સઘળો વહીવટ પદ્મનાભ કરતો હતો. એણે જ્યોતીંદ્રના નામની સંસ્કૃતશાળા, અનાથાશ્રમ, અને સાધુઓને માટે લાડુ અને ગાંઠીઆનું સદાવ્રત કહાડયું હતું. જ્યોતીંદ્રની જાગીરમાંથી પોતાની આજીવિકા જેટલું રાખી, કેટલુંક દ્રવ્ય જ્યોતીંદ્રના નામથી ધર્માદા કરી દેતો. એનું લગ્ન કમલિની નામની સુંદર કન્યા જોડે થયું હતું. પદ્મનાભ અને કમલિની એક ઉત્તમ દંપતિનો નમુનો હતાં. દેવ-ગૃહમાં જ્યોતીંદ્રની છબી રાખી હતી. અને દેવતરીકે પૂજી તેની આરતી વિગેરે કરતાં. સ્હવારના પ્હોરમાં અલક્ષ્યજ્યોતિ પોતાના પૂર્વા-શ્રમના ઘર આગળ ધીમે ધીમે આવતો હતો. કેટલાંક ન્હાનાં ઘરો હમણાં મ્હોટાં થઈ ગયાં હતાં; કોઇક તો હવેલીના રૂપમાં બદલાઇ ગયાં હતાં. ઘણા ભાગે બધું એનું એ હતું. તેને વિચાર થયો “દુનિયાં એની એ રહે છે. મનુષ્યો માત્ર જાય છે ને આવે છે. ” “ Men may come and men may go, But I go on for ever ” એટેનીસનનું મહાન્ વાક્ય મને સાક્ષાત્કાર થાય છે. મારી હાજરીની સાથે આ દુનિયાં ખડી થાય છે. મારા જવાની સાથે આ સઘળું નષ્ટ થાય છે. “ **सारम्या नगरी, तदेव वि-पिनं सैषानु कुंजस्थली** ” લખનાર કવિ કેટલો અનુભવી હશે ? વિચારમાળા ચાલ્યે જતી હતી. પોતાના ઘરના રસ્તા ઉપર આવી પહોંચ્યો. “આ દૂર દેખાય તે મારી પૂર્વાશ્રમની હવેલી. આ પાટીયું સોનાના અક્ષરથી મારેલું છે તે શું છે ? ”

તેણે ઉકેલવા પ્રયાસ કર્યો. “ જ્યોતીંદ્રાલય ” લખેલું વાંચ્યું. “સાબાશ છે ભાઈ, તારો મારાપર નિઃસીમ પ્રેમ છે. મેં મારૂં સર્વ-સ્વ તને અર્પણ કરવામાં કોઇપણ રીતની ભુલ્ય કરી નથી. હું પોતે

પણ મારા દ્રવ્યની આવી વ્યવસ્થા કરી શકું તેમ નથી. વિજયા તારા અલક્ષ્યજ્યોતિના પૂર્વાશ્રમનો આર્થિક સુખવૈભવ આટલો બધો છે એમ તું જાણે, તો તને કેટલો આનંદ થાય ! વિજયા, વિજયા, તું મારા હૃદયમાંથી જરા પણ ખસતી નથી." બારણા આગળ આવી પહોંચ્યો અને "અલેક" બુમ મારી. પદ્મનાભે ઉપરથી નજર કરી. એણે તુરત ઓળખ્યો. "કમલિની ! પૂજાની તૈયારી કર્ય. જ્યોતીંદ્ર પધાર્યા છે." એમ કહી તે દોડતો હેઠળ ઉતર્યો, ને યોગીના પગમાં પડ્યો. "ભાઇ, ભાઈ, આમ વગર કહે, પગે ચાલીને આવવાનું કારણ ? અમે તો આપની વર્ષાદની માફક રાહ જોઇએ છીએ, ઘરમાં પધારો." બંને મિત્રો ઘરમાં આવ્યા; ને ઉપરની મ્હેડીએ ગયા. કમલિનીએ પૂજાનો સામાન તૈયાર રાખ્યો હતો. તે પગે પડી. "કેમ બ્હેન કમલિની, ખુશી તો ખરાંને" અલક્ષ્યજ્યોતિએ કહ્યું, તેણે શરમાઇ નીચું જોયું. જવાબ દઈ ન શકી. યોગીની ઘણી ના છતાં, આ દંપતીએ પૂજા કરી, આરતી ઉતારી અને પુષ્પથી તેને વધાવ્યો. અલક્ષ્યજ્યોતિની આંખમાંથી ખળખળ આંસુ નીકળ્યે જતાં હતાં. "ભાઈ, ભાઇ, તારા સ્નેહનો બદલો મારાથી વળે એમ નથી. પરોક્ષ રીતે મેં કાલે તારી કીર્ત્તિ સાંભળી. તેં મારા નામથી ઘણાં પરોપકારી કામ કર્યાં છે. તારો સ્નેહ દિવ્ય છે." તે ગદ્દ ગદ્દ કંઠે બોલ્યો. આ પ્રમાણે સ્નેહાલાપમાં કાળ વ્યતીત થયો. જમવા વખત થઇ. સુંદર રસોઇ બનાવવામાં આવી હતી. અલક્ષ્યજ્યોતિએ સવિનય અન્ન ખાવા ના પાડી. "ભાઇ, જ્યારે આપ આશ્રમમાં હો ત્યારે ગમે તેમ કરો. પણ અહીં જમ્યા વગર ન ચાલે" પદ્મનાભે વિનતિ કરી.

"ભાઇ, મને ફળ ખાવાનો અને દુધ પીવાનો અભ્યાસ છે. થોડા દિવસ સારૂ શામાટે એ ટેવ છોડવી." અલક્ષ્યજ્યોતિ બોલ્યો. પદ્મનાભ એની દૃઢતા જાણતો એને માટે દુધ કઢેલું તૈયાર કરાવ્યું. ને અયોધ્યામાં મળ્યો એટલો સુકો ને લીલો મેવો મંગાવ્યો. તે એના ખાધા પછી પદ્મનાભ અને કમલિની જમ્યાં. તે દિવસે બીજો કાંઇ જાણવા જેવો બનાવ બન્યો નહતો. અલક્ષ્યજ્યોતિને ઘણા દિવસનો શ્રમ હતો તેથી તે ઉંઘી ગયો.

બીજે દિવસે એના આવવાની ખબર મળવાથી ગામના સુપ્રતિષ્ઠિત ગૃહસ્થો મળવા આવ્યા; સ્હવારનો બધો સમય મળવામાં ગયો.

બપોરે ફળાહાર કર્યા પછી અલક્ષ્યજ્યોતિએ પદ્મનાભને એકાંતમાં બોલાવ્યો ને વિજયાવાળો વૃત્તાંત અથથી તે ઇતિ સુધી કહ્યો. "ભાઈ, વિજયાની મનોહર મૂર્તિ મારા હૃદયમાંથી ખસતી નથી. યોગ માર્ગ લીધા પછી લગ્ન કરી દેહને ભ્રષ્ટ કરવો એ થુંકેલું ચાટયા બરોબર છે." પદ્મનાભ ગંભીર થઈ ગયો હતો. અલક્ષ્યજ્યોતિએ પુછ્યું— "કેમ ભાઇ, બોલતો નથી?" "ભાઇ," તેણે ધીરેથી જવાબ દીધો, "ભાઇ, હું તો ટુંકો ને ટચ જવાબ એજ દઇશ કે તું વિજયા જોડે લગ્ન કર્ય. તારા ખરા નામથી વિલાસપુરમાં જાહેર થા. આપાણું પણ વતન અસલમાં વિલાસપુરમાં હતું. જો કે, ગણેશદાસ વિગેરે એ વાત જાણતા નથી. પણ તારી દૃઢતા હું જાણું છું. તારી જોડે વાદવિવાદ કરી વ્યર્થ તારો વખત ગુમાવવો મને યોગ્ય લાગતો નથી." મિત્ર-સ્નેહની ખુબી એજ છે. પ્રથમ જો કે માન ભરેલા બાહ્ય શબ્દોથી વાતો શરૂ થાય છે. અન્ય જન દેખતાં એક બીજાને માનાર્થે બોલાવે છે. પણ એકાંતમાં સ્નેહના પ્રભાવથી "તુ" અગર "આપ" એ ગમે તેવી રીતે વપરાય છે.

"પદ્મનાભ, તું સ્હમજુ છે. તું મારી યોગદીક્ષા સ્હમજી શકે છે. "વિજયા જોડે લગ્ન" એ તદ્દન અસંભવિત છે. તારો સ્નેહ મને સંસારમાં પડેલોજ જોવા ઇચ્છે, અને આવા પ્રસંગને તું ઉત્તેજન આપી વધાવી લે, એ હું સારી રીતે જાણું છું. પણ ભાઈ, જો લગ્ન કરવું હોત તો, પિતાશ્રી અમરેંદ્રનો જ આત્મા શું કામ દુભાવત?"

પદ્મનાભ—"પ્રીતિલગ્ન એ વાત જુદી છે, અને સામાન્ય લગ્ન એ વાત કાંઇક જુદી છે. પ્રીતિલગ્ન એ ઉત્તમ લગ્ન છે. એનો અનાદર એ ઇશ્વિરનો અપરાધ કર્યા બરોબર છે. ભાઇ, કદાચ તમે, દૃઢતાથી લગ્ન નહીં કરો, પણ તમારા મન ઉપર જે પ્રેમે અસર કરી છે, અને તમારા જેવા દૃઢ પુરૂષના હૃદયમાં "લગ્ન," એ ભાવ-નાએ પ્રવેશ કર્યો છે, તેજ કહી આપે છે કે તમારાં બન્નેનાં આત્મ લગ્ન થઇ ચૂક્યાં છે. તમે તો ગમે તેમ ફરશો પણ વિજયાનું જીવ-ન તો ધુળ મેળવશો."

અલક્ષ્યજ્યોતિ—"ગમે તેમ થાય પણ આ દેહથી મારે લગ્ન નથી કરવું, તે નથીજ કરવું. આત્મલગ્ન પરમાંત્માના હાથની વાત છે. વિજયાના વિચારથી મારા મનની સ્વસ્થતા, શાંતિ નાશ

પામી છે. અને તે મેળવવા મારે પ્રથમ હિંદુસ્થાનમાં મુસાફરી કરવી છે. "

પદ્મનાભ—" જો, તારી આજ્ઞા હોય તો, હું સાથે આવું. "

અલક્ષ્યજ્યોતિ—" ના, ભાઈ, મનઃ શાંતિને એકાંતની જરૂર છે. પણ હાલ દ્રવ્ય સંબંધી તારી સ્થિતિ કેવી છે ? "

"ઘણીજ સારી" એમ જવાબ દઈ પદ્મનાભે પોતાની મોટી હીસાબની ચોપડીમાં કુલ રકમ બતાવી. અલક્ષ્યજ્યોતિ બોલ્યો " અહો હો, ભાઈ, તેં તો ઘણીજ આવક વધારી દીધી. ચાલો, ખુશીની વાત છે. મારે મુસાફરીમાં દ્રવ્યની બહુ જરૂર છે, કારણ દ્રવ્યથી પરોપકાર થાય છે. જ્યાં જ્યાં જવું છે, ત્યાં ત્યાં પરોપકારનાં બને તેટલાં કાર્યો કરવાં છે. માટે હું માગું તે મુજબ રકમ મને તું મોકલાવજે. પણ, ભાઈ આટલું દ્રવ્ય છતાં, તું આમ સાદો કેમ રહે છે ? "

પદ્મનાભ—" ખરૂં પુછાવે તો આ આવકમાંથી માત્ર મહીને પચાસ રૂપીઆ મારા ખર્ચ જોગ કહાડી, બાકીની રકમનો અમુક ભાગ તારા નામથી ધર્માદામાં કહાડી, તારાજ નામમાં જમા કરાવું છું. "

અલક્ષ્યજ્યોતિએ પોતાના મિત્રને છાતી સરસો દબાવ્યો. " ભાઈ ભાઈ. આ બધું તારૂંજ છે ! હું પોતે તારો છું તો પછી આ સઘળું તારૂંજ છે. મુસાફરીનું ખરચ હું તારી પાસેજ માગી લઉં છું. ભાઈલા, તું અને આ ગરીબડી કમલિની મારા નિમિત્તે શા માટે આમ દુઃખી થાઓ છો ? હું જો વગડામાંજ રહ્યો હોત, અયોધ્યામાં ન આવ્યો હોત, તો મેં આ હકીકત જાણી પણ ન હત. પણ પ્રભુ જે કરે તે સારા માટે. "

આટલેથી તે દિવસે વાત અટકી. અને પંદરેક દિવસ તે અયોધ્યામાં રહ્યો, પણ આ વિષય ફરી ઉચાર્યો નહીં. આખર જવાનો દિવસ આવી પહોચ્યો. યોગીએ પદ્મનાભ, અને કમલિનીને પોતાની પાસે બોલાવ્યાં. " ભાઈ, હું હવે આજ સ્હાંજની ટ્રેઇનમાં કાશી થઈ, હરદ્વાર જવા ધારૂં છું. પણ જતા પહેલાં મારી એક વિનતિ સાંભળો. હું કમલિનીને રૂ. વીસ હજાર બેન તરીકે આપું છું ને રૂપીયા પચાસ હજાર તને નાના ભાઈ તરીકે આપું છું. તે સિવાય સર્વસ્વ પણ તારૂં છે, એવું "વીલ" કરી મેં રજીષ્ટર કરાવ્યું છે. મારાં વ્હાલાં પ્રિયજનો, તમારા સ્નેહનો બદલો વાળવા મારામાં

શક્તિ નથી, કમલિનીની સાથે તું પરમ આનંદ ને વૈભવ ભોગવ.' તે બન્ને કંઈક બોલવા જતાં હતાં પણ તેણે અટકાવ્યાં. "ભાઈ, મારે જે જોઈશું તે તારી પાસેથી મંગાવીશ." તે બોલ્યો. સ્હાંજ પડી, અને મિત્ર અને મિત્રપત્નિના વિયોગઅશ્રુ લોહી, અલક્ષ્યજ્યોતિ એકલો કાશી જવા ટ્રેઇનમાં બેઠો.



# પ્રકરણ ૮.

## શ્યામકુમારી.

ગણેશદાસ છોકરાં સાથે બિલાસપુર આવી પહોંચ્યો. વિલાસિકા તથા મનોરમાને, મામાને તથા છોકરાંને જોઈને મામી સાંભરવાથી પુષ્કળ રોયાં. પછી મનોરમાએ પુછ્યું "વિજયા, તું આમ કેમ અરધી થઈ ગઈ છે ? "

વિજયા—"કાંઈ નહીં બ્હેન ! મને માતુઃશ્રી બહુ સાંભરે છે. વાત કરતે કરતે ઝંપલાઈ ગઈ." તેની આંખમાંથી આંસુ નીકળી પડ્યાં.

ગણેશદાસ પાસે ખરખરો કરવા સગા સંબંધી આવવા લાગ્યા. કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ પણ આવી. વ્હેમકોર ડોશી બોલ્યાં. "ગણેશભાઈ, તમારી ભાણુજીઓ તો બહુ ઉપાડીને પગલું ભરે છે જો ! નિર્મળા પાછળ સમુદલ રોઈએ નથી ને રોવા દીધાંએ નથી. તમારૂં અશલી ઘર, તે નાતે તો ચુંટી ખાધાં." ગણેશદાસ જરા હસ્યો ને બોલ્યો "કંઈ નહીં, વ્હેમી કાકી, રોયે કાંઈ ગયું માણસ પાછું દેખવું છે. ઘરમાં ઘયડાં મરી ગયાં, એટલે આમ દીઠું પડે. ઘયડાં માણસનીએ ખોટ બહુ છે."

વ્હેમકોર—"હા તેજ તો. વારૂ, બાપા થયું તે ન થયું થવાનું નથી. હજી તો તમે નાના બાળક છો, ને કાલ ઉઠીને ફરી પરણશો. તમારી ભાણુજનાં સાસુ ગંગા વહુએ એની શ્યામલી કયારનીએ તમને દઈ મૂકી છે."

" આ ડોસલી તે ખરખરો કરવા આવી છે કે બ્હીવા મેળવા આવી છે તે મારાથી સ્હમજાતું નથી. " મનોરમા બબડી. વિજયા અને વિદ્યાસાગર સાંભળીજ રહ્યાં. ગણેશદાસ બોલ્યો—"જાઓ, જાઓ, બ્હેમી કાકી. એ વાત તે અત્યારે હોય. એ તો છોકરાં ન હોય તો વળી ફરી પરણવાનો વિચાર પણ થાય. મારે પ્રભુનો આપેલો દિકરો છે, ને દીકરીએ છે."

બ્હેમકોર—" ગણેશભાઈ, એમ કાંઈ બાયડી મરી ગયે બાવા થવાતું હશે. ઘડપણમાં બાયડી શિવાય કોઈ ચાકરી કરે નહીં. છૈયા છૈયાને રસ્તે જાય ને છોડી છોડીને સાસરે જાય. વળી શ્યામલી ખાસ્સી બાર તેર વરસની છે. તે પયણીને ઘર ઉપાડી લેશે. એ તો ઠીક, પણ વિજયાનું શું ધાર્યું? તમે બાયડા માણસ તે શું સ્હમજો. દીકરી મોટી થાય ને ન પરણાવીએ તો ડગલે ડગલે ગાળ્યાનું પાપ લાગે. "

ગણેશદાસ—" બ્હેમી કાકી, કોઇ લાયક વર હોય તો બતાવો, તો દઇ દઇએ, કેમ મનોરમા બ્હેન ? "

વિજયાના મનમાં તો એમજ થયું કે આ ડોશી હવે પતે તો ઠીક નહીં તો કાચું કપાશે. પણ ડોશી જાય શેની, એતો વિજયાનું માગું કરવા આવી હતી. મનોરમાને કાંઇ ઉત્તર દેવો ન ગમ્યો. " મામા, આ વિષય આપણે કોઇ અન્ય પ્રસંગે કહાડીએ તો ઠીક. "

" બેશ, બેશ ડાહલી, આવડી મોટી ઘરમાં દિકરી કુંવારી ફરે, ને હજી કોઇની આંખ ઉઘડતી નથી. જુઓને ગણેશભાઈ, મારા મામાનો દિકરો ચંદ્રરાય હમણાંજ રાંડ્યો છે. એને ચાર પાંચ છોકરા છે. બે ત્રણ છોકરીઓ છે. પણ એનો વિચાર ફરી પૈણવાનો છે. પાંચ સાત લાખ રૂપીઆનું આશામી ખરૂં. આપણી વિજયાના નામ ઉપર લાખેક રૂપીઆ મુકાવ્યા હોય, તો વારુ, કાંઇ વાંધો છે ? "

ગણેશદાસને આ વાત ધ્યાનમાં ઉતરી. પણ તે તુરત ન બોલ્યો. ડોશી વાતનો ઇશારો કરી ઉઠી. જરા બારણે ગઇ એટલે ગણેશદાસ પાછળ ગયો, ને ધીરેથી બોલ્યો—" બ્હેમી કાકી, ચંદ્રરાય જોડે વિજયાનું ચોકઠું બેસતું હોય તો જરૂર બેસાડજો. લાખ રૂપીઆ વિજયાના નામ ઉપર મુકે, ને દસેક હજાર મારે પણ જોઇએ. તમારો પણ અંદર ભાગ સ્હમજ્યાંને ! "

" વારૂ બાઇ, એમાં તારે મને કહેવું નહીં પડે. "

"બીજું કહું વ્હેમી કાકી, એ ગંગાડોશીની છોકરી કેવી છે?"

" રૂપ રૂપનો ભંડાર, ને આવશે એવું ઘર ઉપાડી લેશે. મને જ ગંગાવહુએ તમને કહેવાનું કહ્યું હતું."

"મારા તરફથી ગંગાને કહેજો, મારે કોઇ રીતનો વાંધો નથી. એતો છોકરાંને જરા ઓછું આવે માટે એમ બોલવું પડે. ચાલો, વિજયાની પણ નિરાંત તમે કરી નાંખી."

" તમારે ગંગા ડોશીની શ્યામલી જરા નજરે કરવી હોય તો, મારી જોડે ચાલો પુરશોતમરાયના મંદિરમાં. ત્યાં તમને મળશે."

" વ્હેમી કાકી, જરા ઉભાં રહેજો. હું આવ્યો, " એમ બોલી, મનોરમા પાસે જઇ " જરા બ્હાર જઇ આવું " કહી તે વ્હેમકોર જોડે ગયો.

મનોરમા બોલી—" બ્હેન વિજયા, તું જરાપણ ગભરાઇશ નહીં. મામાની ધારણા જો ચંદ્રરાય જોડે તારૂં લગ્ન કરવાની હશે, તો હું તે કદી થવા દેનાર નથી. પચાસ વરસનો ડોસો, ને દિકરાને ઘેર દીકરા, તેવા માણસો પણ ચૌદ ચૌદ વર્ષની કન્યાઓ જોડે લગ્ન કરવાની ઇચ્છા રાખે, અને ધનના લોભથી મામા જેવા લોભી પિતાઓ પોતાની કન્યાઓ દે ! અને પછી સુખની આશા રાખે, કેવી અસંભવિત વસ્તુ ! "

વિલાસિકા—" મારી સત્તા હોત તો, શ્યામકુંમારીનું લગ્ન પણ હું મામા જોડે ન થવા દત. પણ અમારા ઘરમાં તો ડોશીનું જોર જબરૂં છે. મારા સસરા આવા ડાહ્યા ને પ્રતિષ્ટિત માણસ, પણ ઘરમાં ડોશી આગળ કાંઇ નીપજે નહીં. "

મનોરમા—" શું કરે, બિચારા. ડોશી રહી કંકાશી. અને તે કંકાસ કરીને રોઇને, રસળીને, ઘરની ફજેતી કરીને પણ ધાર્યું કરે. તેમાં અતુલચરણ કરે શું ? "

વિજયા શુન્ય જેવી બેસી રહી હતી. એના મ્હો ઉપરથી લોહી ઉડી ગયું હતું. એની આંખોનો ચળકાટ ઝાંખો થઇ ગયો હતો. તે યોગીનું ધ્યાન કરી રહી હતી " યોગીંદ્ર, પ્રભો ! આપ ક્યાં ચાલ્યા ગયા ! મારી શી વલે થશે ? "

મનોરમા—"બ્હેન વિજયા, આમ ગાંડાઈ શું કહાડે છે ? આમ તો તને તાણનો રોગ થશે, મગજ ખસી જશે. ચાલ આપણે બા-

રહ્યું ગામમાં ફરવા જઇએ. વિદ્યાસાગર, મારે ઘેર જઇને રામાને કહે કે ગાડી જોડાવી લાવે."

વિદ્યાસાગર દોડયો તે મનોરમાને ત્યાંથી ગાડી જોડાવી લાવ્યો. ને ચારે જણું ફરવા ગયાં.

ગણેશદાસ વ્હેમકાર જોડે ગપ્પાં હાંકતો પુરૂષોત્તમરાયના મંદિર પાસે જઇ પહોચ્યો. દર્શન બંધ હોવાને લીધે બ્હાર સ્ત્રી અને પુરૂષની ભીડ જામેલી હતી. ત્યાં એક ઓટલા ઉપર ગંગા તથા શ્યામકુમારી બેઠાં હતાં તેમને વ્હેમકારે હાંક મારી—" એ ગંગા વહુઅ...જરા આમ આવજોય...... !"

ગંગા તથા શ્યામકુમારી આવ્યાં. ગણેશદાસને જોઇ, શ્યામકુમારી શરમાઈ ગઇ, ને પાછી ઓટલે જઇ બેઠી.

" આવો, ગણેશદાસભાઇ, તમે કાંઇ દર્શન કરવા નવરા પડયા ! " ગંગાએ કહ્યું. " તમારે તો પાકી અડચણ આવી પડી. નિર્મળા જતે કરીને તમારે પાકી મુશીબત આવી. રોજ માંદી, રોજ માંદી, તે મને તો લાગતુંજ કે આ શંમ કાંઇ કાશી પહોચે એમ નથી. "

" કેમ કરવું ! ગંગાબા ! ભગવાનની મરજીની વાત છે. બધી પ્રભુની લીલા છે. "

આપણા હિંદુસ્થાનમાં તત્ત્વજ્ઞાનની વાતો હરતાં ફરતાં થાય છે. તત્ત્વજ્ઞાનની એટલી બધી અસર છે, કે અજ્ઞાનમાં અજ્ઞાન માણસ પણ વાત કરશે, ત્યાં તત્ત્વજ્ઞાનનો ભાસ જણાશે. વ્હેમકારથી બોલ્યા વગર ન રહેવાયું. " હવે ચોખ્ખે ચોખ્ખી વાત કર્ય ને ડાહલી. કહેને કે જમાઇરાજ, ખુશીતો ખરાને " !

" મરો વ્હેમકાર ! તમારા જીભમાં તો હાડકુંજ નથી જો ! અમારાં એવાં ધનભાગ્ય ક્યાંથી હોય કે એમના જેવા જમાઈ મળે ! " ગંગા ડોશી મલકાતાં મલકાતાં બોલ્યાં.

એટલામાં દર્શન ખુલ્યાં, ને લોકનો સમૂહ દર્શન કરવા દોડયો. ગણેશદાસ પણ કેડે દુપટ્ટો બાંધી અંદર ઘુસ્યો, ને ગંગા તથા શ્યામકુમારી પણ દોડયાં. ભીડનો તો શુમાર નો'તો, હૈયેહૈયું દળાય, ને મ્હોટા ભૈયાઓ પાટે ઉભા રહી ઝાપટો લગાવ્યે જાય. પા કલાક સુધી આરતી ચાલી, ને તેમાં માણસો ગભરાઇ ગયાં. કંઇક છોકરાં ચગદાયાં, કંઇક ડોસાં ડગરાં કચરાયાં. કોઇની કંઠી તુટી, કોઇકની

વાળી તુટી. વળી એક બાઇડીનું તો છોકરૂં ખોવાયું. અંદર આ પ્રમાણે દર્શનની લીલા ચાલી રહી હતી. ત્યારે બ્હારના ભાગમાં કોઇના દક્ષણી જોડા બદલાયલા, તો કોઇકની છત્રી, તથા લાકડીઓ ચોરાયલી માલુમ પડી. દર્શન બંધ થવા વખતે પાંચ પચીસ માણસો "જે, જે," કરતાં દોડતાં આવ્યાં, ને આવ્યાં તેવાં દર્શન બંધ થઇ ગયાં. એકાદ ડોસાને તો દમ ચ્હડયો, તે ત્યાંને ત્યાં કોકડું થઇ ગયો. એટલી ઉધરશ ને ઉધાન ચ્હડયું તે ગાડીમાં ઘાલીને ઘેર લઇ ગયા. આ પ્રમાણે દર્શન પુરાં થયાં પછી પાછી શ્યામકુમારીના વિવાહની વાત વ્હેમકોરે ઉપાડી. ને ગણેશદાસે શ્યામકુમારીને પરણવા હા કહી. "જુઓને ગણેશદાસજી! મારી શ્યામલીના બાપનો હાથ જરા ભીડમાં રહેો, એટલે ધરમાદા નથી થતું. તે મારી શ્યામલીને જરા ધરમ નીમમાં પૈસો ખરચવા દેજો." ગંગાડોશીએ હળવેથી કહ્યું.

ગણેશદાસ—" એ શું બોલ્યાં ગંગાબા, વિજયા તો વિજયાને સાસરે જશે. વિદ્યાસાગર તો બાળક છે. પછી તમારી દીકરી વગર ઘરમાં રહ્યું કોણ ? "

ગંગા—" વિજયા કોને આપશો ? "

વ્હેમકોર—" મારા ભાઇ ચંદ્રરાયને. "

ચંદ્રરાય અતુલચરણનો પિત્રાઇ થતો હતો. નહીં તો તો એને શ્યામકોર કયારનીએ દીધી હત. " બહુજ સારો ઘાટ બેસાડયો, વ્હેમકોર્ય. વારૂ, છોકરી પૈસે ટકે સુખી થશે. ગાડી, ઘોડા, હિરા મોતીનાં ઘરેણાં, ચાકર, રસોઇયા, મળશે. હું તો સાંભળીને બહુજ રળીયાત થઇ !" ગંગાડોશી લ્હેંકો કરીને બોલ્યાં. આટલી વાતચિત થયા પછી બધાં નોખાં પડયાં.

ગણેશદાસના ઘરમાં આ સંબંધી ફરી વાત થઈ નહતી. રીત મુજબ નિર્મળાના મશીસાને દિવસે બ્રાહ્મણો તથા સગાં વ્હાલાં જમતાં. પણ નાત્યમાં તો શ્યામકુમારી તથા વિજયાના વિવાહ મળ્યાની વાતો ચાલી રહી હતી. વિદ્યાસાગરે પાછું નીશાળમાં જવાનું શરૂ કર્યું હતું. એની કલાસમાં નફરચંદ્ર નામનો માસ્તર હતો. તે શરીરે કદાવર હતો. ને તામસી પ્રકૃતિનો હતો. ન્હાનાં છોકરાને તે પુષ્કળ મારતો. અને ક્રોધના આવેશમાં છોકરાંને દાદરેથી ગબડાવી મુકતો. કેટલીકવાર તો છોકરાઓના હાથ ઉપર સલેટ મારી મારીને આંગળાં ખોખરાં કરી નાંખતો. અથવા તો છોકરાને સ્ટુલ તળે ઘાલતો, ને જરા

જો સ્કુલ બ્હાર દેખાયો તો લાતે લાતે મારતો. છોકરાઓને નકશો બતાવવાનો હોય, ને નફ્ફરચંદ્ર પુછે કે કલકત્તા કયાં આવ્યું, ને જો છોકરો ગભરાયો ને મુંબાઇ ભણી આંગળી કરી, તો તેના હાથ ઉપર છુંટું " વેઇટ " ( વજન ) મારે, ને આંગળી તોડી નાંખે. એક મણીઓ કરીને ગરીબ છોકરો હતો. એનો બાપ મ્યુનીસીપાલીટીમાં નોકર હતો. તે એક દિવસ પોતાના છોકરાની ભલામણુ કરવા આવ્યો. તે વખતે મણીયાના બાપે કાને કલમ ખોશી હશે હાથમાં ખડીયો લીધો હશે, ને બગલમાં દફતરનું પોટલું રાખ્યું હશે. તે વાત નફ્ફરચંદ્રના ધ્યાનમાં રહી ગઇ. તે જે વખતે મણીઆને દેખે કે એના બાપની માફક બગલમાં પોટલું રાખે, કાને કલમ ખોસે, હાથમાં ખડીયો રાખે, ને ચાળા પાડે; ને ભોગજોગે કોઇ છોકરો હસ્યો, તો તેનો ઝુડીયો નીકળે. મણીયો તો બિચારો નફ્ફરચંદ્રને દેખે કે ક્ફક્ફડ ધ્રુજે. એટલે એને કોલરથી પકડી પાટલી બહાર માસ્તર કહાડે. આથી બિચારો મણીયો વધારે ધ્રુજે. ત્યારે માસ્તર એના સ્હામો ધ્રુજવાનો ચાળો કરી બોલે, " કેમરે સાલ્લા ! શિવાજીની માફક મને અફ્ઝલખાંન ધારી તારે ખંજર બંજર મારવું છે કે ધાર્યું છે તેં શું ? " ચુનીયો કરીને એક છોકરાને " સબમીસીવલી " શબ્દનો ઉચ્ચાર ન આવડે. તે એનો ઉચ્ચાર " સબમીશીવલી " કરે. તેને તો એટલો મારે કે શુમાર નહીં. " કેમરે સાલ્લા શિવલી, સાલા સબમીશીવલી, કયાં મુવો છે ?" આમ સાંભળતાં તેના બીચારાના હોશ કોશ ઉડી જતા. વિદ્યાસાગર ઘણે દહાડે દાખલ થવા આવ્યો. જેવો આવ્યો તેવોજ ઉપાડયો.

" કેમરે પોરીયા, આટલા દિવસ કહાં ગયો તો ? " તેણે પુછ્યું. "સાહેબ, આબુ ગયો હતો." ચબરાકીથી વિદ્યાસાગરે જવાબ દીધો.

" તે ભલ્લો તારા બાપનો જીવ ચાલ્યો, દોડીયાં ખરચતાં. અલ્યા આવડો મોટો થયો છતાં તને જનોઇ નથી દીધું. શરમાવા જેવું છે. લેસન બરોબર કરજે. નહીંતર મારી મારીને ચાંમડું ઉખેડી નાંખીશ." વિદ્યાસાગર તો બિચારો ડઘાઇજ ગયો. ને કલાસમાં બેઠો. નફ્ફરચંદ્રની પડખે એક નાથુરામ નામના માસ્તરની કલાસ બે-

સતી. નાથુરામ " શોર્ટ સાઇટેડ " ( ટુંકી નજરનો ) હતો. તેના ક્લાસમાં છોકરાઓને ઇતિહાસ પુછવામાં આવે, તો બધા ચોપડી ઉઘાડીને જવાબ કડકડાટ દે. માત્ર એના સ્હામી નજર રાખીને બોલવું જોઇએ. ને જો જોગજોગે કોઇએ આડું જોયું તો નાથુરામ માસ્તર પોતાના બેંસ જેવા જાડે ઘાંટે બોલે " યુ ! ફુલ ! માઇનસ ટવેંટી " "( મૂર્ખા, તારા વીસ માર્ક ઓછા. ) આ માસ્તરને મારવાની લત નો'તી. એને માર્ક કાપવાની ટેવ હતી. અને તેમાં તે એટલો અ્હડતો, કે વખતે અઠવાડીયા સુધીના મેળવેલા માર્ક સપાટામાં કાપી નાંખતો. આથી આની કલાસમાં ઘોંઘાટ બહુ થતો, છોકરાઓ મશ્કરીઓ પણ ખુબ કરતા. કોઇકવાર માસ્તરના ટેબલ ઉપર કૌવચ નાંખતા. એકાદવાર તો નાથુરામ જેવો ખુરશી ઉપર બેસવા ગયેલો, તેનીજ કોઇક ટીખળી છોકરાએ પાછળથી ખુરશી ખસેડી લીધેલી, ને તે ચટાપાટ પડી ગયેલો. નફરચંદ્ર નાથુરામને ગાળો દેતો. કારણ એની કલાસ એની જોડેજ બેસતી અને એના ઘોંઘાટથી એને બહુ અડચણ થતી. નફરચંદ્રની ધાકથી છોકરાઓ ભણતા, ને દરસાલ એની કલાસનું પરીણામ સારૂં આવતું. ચૌદમા રતનનો એ પ્રભાવ છે (?) તેથી ઉલટું નાથુરામની કલાસના છોકરાઓ મૂર્ખ ને ઉધમાતી રહેતા. ને પરીક્ષામાં પણ નપાસ થતા.

મનોરમા તથા વિલાસિકાને નફરચંદ્રની વાત સાંભળવી બહુ ગમતી અને હરેક રીતે વિદ્યાસાગર પાસે નફરચંદ્રની વાતો કહેડાવતી. "કાલને બ્હેન એક ગ્યાસુદીન કરીને મુસલમાનનો છોકરો છે, તેને અમારા માસ્તરે માર્યો. એતો સલેટ લઇને સ્હામો થઇ ગયો. તે માસ્તરને ઓરડીમાં ભરાઇ જવું પડયું. ગ્યાસુદીનને ધક્કા મારી સિપાઈ પાસે બ્હાર કહડાવ્યો. તે બારણા આગળથી ખસે નહીં. ને કહે કે જો માસ્તર બારણે આવે તો છુટે પથરે માથુ ફોડી નાંખું. માસ્તરતો ગભરાયા કની તે ભાડાની ગાડી મંગાવીને બારણું બંધ કરી, પડદા નાંખી ઘેર ગયા. ને એના બાપને બોલાવી છોકરાને ધમકી આપવા કહ્યું. બાપે છોકરાને ખુબ ધમકાવ્યો. તેથી પાછો છોકરાને દાખલ કર્યો. માસ્તર આઘા પાછા જાય છે કે છોકરો મુછ ઉપર તાલ દે છે. ને કહે છે, કે તમે હિંદુભાઇઓ શું કરી શકવાના હતા. જોયાં ફાંકડાનાં પરાક્રમ. "

"ત્યારે તમારા નાથુરામ માસ્તર શું કરે છે ?" વિલાસિકાએ પુછ્યું.

"એ આંધળો શું કરવાનો હતો ! એની ક્લાસમાં કોપી છપાટાબંધ ચાલે છે. ચીઠીઓ પણ છોકરાઓ ચલાવે છે, ચીઠીઓમાં ગધેડાં, કુતરાં, વિચિત્ર માણુસોનાં ચિત્રો છોકરાઓ કહાડે છે. કટાણું મ્હોડું કરીને માસ્તર લેસન શિખવ્યે જાય છે, તે કોઇ સાંભળતું નથી. છેલ્લા નંબરવાળા છોકરાઓ બહુ તોફાન કરે છે. એક દહાડો માસ્તર જરા બ્હાર ગયા, ને એકદમ એટલો ઘોંઘાટ ક્લાસમાં થયો કે હેડ માસ્તર આવી પહોચ્યા. તેવું એકદમ શાંત થઇ ગયું. ને જ્યાં હેડમાસ્તર બ્હાર ગયા કે એકદમ હસવાનું શરૂ થયું. આવી ખરાબ ક્લાસને માટે નાથુરામ વિરૂદ્ધ સરકારમાં લખ્યું, તેથી તેમને નાલાયક ગણી પેનશનપર કહાડવાના છે, એમ સંભળાય છે."

મનોરમા—"તમે તો નક્ટચંદ્રનાજ દાવના છો. સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે રમઝમ."

આ પ્રમાણે નિર્દોષ આનંદમાં ચોમાસું પુરૂ થયું. જ્યાં સુધી ગણેશદાસ વિજયાના વિવાહની વાત બ્હાર પાડે નહીં ત્યાં સુધી એ બ્હેનોએ કાંઇ પણ બોલવું નહી, એમ ઠરાવ કર્યો. વિજયા યોગીનાજ વિચારમાં શૂન્ય રહેતી. એણે આપેલી શંકરની છબીને તે પોતાના પ્રાણથી પણ પ્રિય ગણતી. અને પૂજન કરતી. કલાકોના કલાક સુધી ધ્યાનસ્થ બેસી રહેતી. એની બ્હેનો એને જુદા વિષયમાં ચિત્ત લગાડવા બહુ પ્રયાસ કરતી પણ તેની અસર તેના ઉપર થતી નહીં. એનો આનંદી, બોલકો, રમતીયાળ સ્વભાવ બદલાઇ ગયો હતો. તે ગંભીર, શાંત, થઇ ગઇ હતી. દીલગીરી એના મુખ ઉપર પુષ્કળ જણાતી. તે ખાતી, પણ બીલકુલ સ્વાદ વગર. વસ્ત્ર પહેરતી પણ તે પહેરવા ખાતરજ. વિલાસિકા વિજયાની આ સ્થિતિનું કારણ નિર્મળાનું મૃત્યુ સમજતી. ગણેશદાસ ધંધામાં પડયો હતો. એનો વિચાર પૈસા કમાવાનો વધારે હોવાથી છોકરાં તરફ તે લક્ષ આપી શકતો નહી. વિજયા ઘણો સમય મનોરમા જોડેજ, અગર એકાંત અવસ્થામાં ગાળતી. રવીંદ્રે વિલાસિકાને લખી દીધું હતું કે બી. એ. ની પરીક્ષા સુધી પોતે વિલાસપુર નહી આવે. વિદ્યાસાગર પરીક્ષામાં પાસ થઇ. નક્ટચંદ્રની ક્લાસમાંથી ચ્હડી બીજી ક્લાસમાં ગયો. તેથી તેના આનંદનો પાર ન હતો.

બી. એ. ની પરીક્ષા આપીને રવીંદ્ર વિલાસપુર આવી પહોચ્યો. ત્યાર પછી શ્યામકુમારીનો વિવાહ ગણેશદાસ જોડે મળ્યો. રવીંદ્ર જાતે આ લગ્નની વિરૂદ્ધ હતો. પણ માતપિતાની ઇચ્છા આગળ એનાથી બોલાય એમ પણ નહતું. તેમજ ન્હાની નાત રહી, અને નાતમાં કોઇજ વર કુંવારો નહી, પછી કન્યા ક્યાં દેવી ? નાતોનાં નાનાં તડોને લીધે, રોટી વ્યવહાર હોય છે, પણ બેટી વ્યવહાર નથી હોતો. તેને લીધે ઘણીવાર અયોગ્ય લગ્ન કરવાં પડે છે. રવીંદ્રની નાતમાં શ્યામકુમારી, અગર વિજયાને લાયક વિલાસપુરમાં કોઇ વરજ નહતો. નાતમાં કન્યાઓની સંખ્યા વધી ગઇ હતી. ને વર ઘટી ગયા હતા. આથી ન છુટકે રવીંદ્રથી પણ આ બાબતની વચમાં ન પડાયું. જે દિવસે શ્યામકુમારીનો વિવાહ મળ્યો, તેજ દિવસે રવીંદ્ર બી. એ.ની પરીક્ષામાં બીજી કલાસમાં પાસ થયો. આથી નવા જમાઇનાં પગલાં ભાગ્યશાળી ગણાયાં. અતુલચરણને પણ બહુ આનંદ થયો. મુંબાઇ રહ્યાની મહેનત, ખરચ સફળ થયું, જાણી ગંગા પણ ખુશી થઇ. મુબારકબાદીના તાર, તથા પત્રો રવીંદ્રને આવવા માંડયા.

“ વ્હાલા, હવે મારા જીવને નિરાંત થઇ. મનોરમા બ્હેનનો પતિ દાકતર, ને તમે કાંઇજ નહીં, તે મારા મનમાં તો બહુ ઓછું આવતું. મારા તો મનમાં એમજ થતું કે તમે ક્યારે બી. એ. થાઓ. હવે બે વરસ પછી તમે વકીલ થશો. એટલે કુસુમભાઇ દાકતર અને તમે વકીલ, કેમ ખરૂં કની ? ” વિલાસિકા બોલી.

“ ના, વિલાસિકા, પિતાની ઇચ્છા એમ છે કે હાલ સરકારી નોકરી લઇ લેવી. અને હું પણ એમજ ધારૂંછું. કારણ પિતાને મારે હવે મદદ કરવી જોઈએ.” રવીંદ્ર બોલ્યો.

“ ત્યારે તમે, વકીલ નહીં થાઓ ? ” વિલાસિકાએ પુછ્યું.

“ ધીરે ધીરે બધુંએ થવાશે, એલ. એલ. બી.એ થવાશે, એમ.એ થવાશે. બી.એ થયા એટલે બધુંએ થઇશું. પણ ઉંમર થઈ તે કમાવું પણ જોઇએ ને! તમે પછી સ્વતંત્ર ક્યારે થશો ? છ મહીના ઉપર બા વ્હડી હતી, તે વખત બોર બોર જેવડાં આંસુ નીકળ્યાં હતાં, ત્યારે મને સ્વતંત્ર બનાવવાની ઇચ્છા થઇ હતી. અને હવે વકીલ બનાવવો છે ! લોભનો કાંઇ થોભ છે?”

આ પ્રમાણે રવીંદ્ર બોલી હસી પડયો. હમણાં અતુલચરણના ઘર સંસારમાં આનંદ વ્યાપી રહ્યો હતો. એક દિવસ ગણેશદાસે મનોરમા અને વિલાસિકા આગળ વિજયાના લગ્નની વાત ઉપાડી. "આપણી વિજયાને ચંદ્રરાય જોડે પરણાવી હોય તો !" તે બોલ્યો.

મનોરમા--"મામા, એ વાત તમે કરશોજ નહીં. જ્યારથી એ વાત વિજયાએ સાંભળી છે, ત્યારથી તે અડધી થઇ ગઇ છે."

"પણ ત્યારે દેવી કોને ?" ગણેશદાસ ચ્હીડાઇને બોલ્યો.

"અયોધ્યા ભણી આપણાં સગાં છે. ત્યાં જ્યોતીંદ્ર નામનો કોઇ આપણી નાતનો યોગી થઇ ગયો છે. પણ એનો ભાઇ પદ્મનાભ પણ ત્યાં સુપ્રખ્યાત છે. ઇચ્છા હોય તો ત્યાં લખી પુછાવીએ." મનોરમા બોલી.

ગણેશદાસ—"કોણ એ માથાકુટ કરે. ક્યાં વિલાસપુર ને ક્યાં અયોધ્યા ! એના કરતાં ચંદ્રરાય શો ખોટો છે ? છોકરી પૈસે ટકે તો સુખી થાય. વર જાતે પણ તંદુરસ્ત છે. ઉમર ચાળીસેકની ખરી. પણ તે તો કેમ કરીએ."

વિલાસિકા—"એનો મોટો દિકરો હાથીભાઇ ત્રીસ વર્ષનો તો છે. ત્યારે બાપદિકરા વચ્ચે દસજ વર્ષનો ફેર ? "

ગણેશદાસ ચ્હીડાયો. "લ્યો, એનો બે વરસ ઓછાં બોલાઇ ગયાં તે માફ કરો. એની ઉમર પીસતાળીસની, પચાસની, હવે થયું. મારે તો વિજયાને એને દેવી છે."

મનોરમા—"મામા, હું મારો પ્રાણ આપું એ વાત હા, પણ આ લગ્ન કદી નથી થવા દેવાની."

ગણેશદાસ—"બેશ બેશ ડાહ્યલી, નાને મોઢે મોટું બોલતાં શરમાતી નથી? ખબરદાર જો તમે વચમાં પડીઓ છો, અગર મારી દીકરીને ચ્હડાવી છે તો."

મનોરમા શાંત રહી. એ જાણતી હતી કે મામાનો સ્વભાવ ખરાબ છે. તેમ રીસાયે વિજયાનો સ્વાર્થ બગડે તેમ હતું. ગણેશદાસ આટલી વાત કરી, ક્રોધાયમાન થઇ બ્હાર ગયો. વિજયા અગર વિદ્યાસાગર આ વૃત્તાંત જાણતાં નહતાં. મનોરમાને તેમને જણાવવાની જરૂર પણ ન જણાઇ. ગણેશદાસ બહુ મુંઝાયો હતો. વિલાસિકા ઉપર તો ગંગાદ્વારાએ દબાણ કરાવી શકે તેમ હતો. પણ

મનોરમા અગર કુસુમચંદ્ર ઉપર એની બીલકુલ યુક્તિ પ્રયુક્તિ ચાલે એમ નહતી. તેણે બીજે દિવસે વિજયાને સહમજાવવા માંડી. "બ્હેન, હવે તું મોટાં થઇ, તારી નવી મા તારાથી ન્હાની છે, તેની પરણાવાની તૈયારી ચાલે, ત્યારે બેટા તારાં લગ્ન કર્યા વગર ચાલે ?"

"પિતાજી, મારી માતાની મૃત્યુ સમયની ઇચ્છા અમુક શખ્સ જોડેજ મારૂં લગ્ન કરવું તેમ હતી. તેના સિવાય મારે કોઇ જોડે લગ્ન કરવું નથી." વિજયાએ ધીરેથી જવાબ દીધો.

"આ તો વળી તીસરી નીકળી, ઘાણુ ઘાલ્યો સુધારાએ," તે બબડયો. "ત્યારે તે કોણુ છે, નામ તો દઇશને ?"

"મારાથી તે કહી શકાય તેમ નથી. તેનો પત્તો પણ લાગે એમ નથી. માટે મારે તો લગ્નજ નથી કરવું. લગ્ન સિવાય જે આજ્ઞા કરો તે કરવા તૈયાર છું" વિજયા બોલી.

ગણેશદાસ—" બ્હેન, તું આશું બોલે છે ! 'લગ્નજ નથી કરવું' એ વિચાર તારા મગજમાં કયાંથી આવ્યો ! બ્હેન, હું તને બે દિવસ વિચાર કરવાના આપું છું. ડાહી થજે બાપુ. સંસારમાં પડયાં તે શેના વગર ચાલે !" વિજયા જવાબ દીધા વગર ત્યાંથી ખસી ગઇ.

મનોરમાએ ગણેશદાસવાળી હકીકત કુસુમકાંતને કહી. "વખતે મામા વિજયાને ઘરમાંથી કહાડી મુકે, તો આપણે ત્યાં એને રાખવી છે, હો."

કુસુમકાંત—" બહુ સારૂ, તમારાં સ્તુત્ય પગલામાં હું સદા સહાય કરવાનો છું. પણ હવે બીસમાજ કયારે કહાડો છો !"

મનોરમા—" હું તેનાજ વિચારમાં છું. પણ જો રવીંદ્રભાઇ નોકરી અર્થે પરદેશ જશે તો મારે વિલાસિકાની મદદ ઓછી થવાની. વળી વિજયા તો બાળક રહી. મને તો એના શરીરનીજ ફકર થયા કરે છે.

કુસુમચંદ્ર—" રવીંદ્રને નોકરી નોકરી થઇ રહ્યું છે, પણ એક ફેરી અનુભવ લઇ આવવા દો. ત્યાં કાંઇ રમત નથી, જો વિલાસપુરમાં મળી જશે તો તો નોકરી અઘરી નહીં પડે. પણ જો કાંઇ આડફેટા ગામડામાં કે વગડામાં મળીને તો ૭ મહીનામાં રવીંદ્રભાઇ પાછા વિલાસપુરમાં આવ્યા જાણજો."

"એમ થાય તો બહુ સારૂં, કારણુ વિલાસિકાની આરે બહુ જરૂર છે." મનોરમા બોલી.

"તમારો બન્ને બ્હેનોનો સ્નેહ અનુકરણીય છે. બાકી સામાન્ય એ બ્હેનોમાં ઘણો મત ભેદ હોય છે. વિલાસિકા જો કે તારા જેટલી ચંચળ નથી, પણ તારાથી શાંત છે. અને, સદા તારાજ મતને અનુસરે છે. અમારા પુરૂષ વર્ગથી એમ એક બીજાના મતને અનુસરાય નહીં. અમારૂં મિત્રમંડળ જે વખત એકઠું થાય, તે વખત તમે મત મતાંતર જોયો હોય તો છક થઇ જાઓ. જોકે અમે પણ એક બીજાને ઘણુંજ માન આપીએ છીએ. અને બ્હાર એક બીજાનું કદી પણ વાંકુ નથી બોલતા."

આટલેથી વાત બંધ પડી. ગણેશદાસે વિજયાને ચંદ્રરાય જોડે લગ્ન કરવા, અને ચંદ્રરાય જોડે નહીં તો જે એની ધ્યાનમાં આવે તેની જોડે લગ્ન કરવા પંદર દિવસ સુધી સહમજાવી. વ્હેમકોરે પણ બહુ બહુ સહમજાવી. પણ નાનીના કહ્યા કરતી હતી. વ્હેમકોર ડોશી કહે કે "એતો હાથ પકડીને પરણાવી દેવી. પરણ્યા પછી એની મેળે ઠેકાણે આવશે"

વિજયા દ્રઢતાથી બોલી—"વ્હેમીકાકી, નક્કી જાણજો કે એનું પરીણામ સારૂં નહીં આવે. અને કોની મગદૂર છે કે મને પરાણે પરણાવે."

ગણેશદાસ બહુજ ગુસ્સે થઈ ગયો, "તો નીકળ મારા ઘરમાંથી તું મારી દીકરી નહીં અને હું તારો બાપ નહીં. જા, ભટકી ખા.

વિજયા—"જેવી આપની આજ્ઞા. હું પણ એજ વિચાર કરતી હતી. હું મનોરમા બ્હેન સાથેજ રહેવાની છું, મારી સ્વર્ગસ્થ માતાની આજ્ઞાને હું આપની અધમ ઇચ્છા કરતાં વધારે માન આપીશ. આપને પણ શ્યામકુમારી સાથે અમારા જવાથી વધારે આનંદ થશે."

ગણેશદાસને હાડોહાડ લાગી ગઇ "નીકળ, કર્કશા, રાં...થં... એકદમ ચાલીજા. તારી મા મરી ગઇ તેમ તું શેં ન મુઇ. મુઇ હોત તો બલા ટળત." તે ક્રોધથી બોલ્યો.

વિજયા પ્હેરેલે લુગડે મનોરમાને ઘેર ગઇ. અને અથથી તે ઇતિ સુધી વાત કહી. મનોરમાએ અને કુસુમકાંતે બહુજ આશ્વાસન દીધું. થોડીવારે વિદ્યાસાગર પણ ત્યાંજ આવ્યો—" પિતાજી જોડે

ટક્કર ઝીલીને આવ્યો છું, જ્યાં મારી વિજયા ત્યાંજ હું. મેં તો કહ્યું કે હવે પરણીને નિરાંતે આનંદ કરો.”

મનોરમા—“બહુ સારૂં કર્યું ભાઇ. પણ હવે જાણે એ વાત બનીજ નથી, એમ આપણે વર્તવું. તારા પિતા સમય આવે પસ્તાશે. આપણે એમના ઉપર રીસ અગર દ્વેષ રાખવા કાંઇ કારણ નથી. ઇશ્વરે મને પુષ્કળ આપ્યું છે. તમારા બંન્નેથી મારે કાંઇ વધારે નથી. તમે તમારૂં આ ઘર છે એમજ ધારજો. હાં, વિદ્યાસાગર આજ નફ્ફરચંદ્, માસ્તરના કાંઇ ગપાટા છે કે?” વિદ્યાસાગર મુંગો રહ્યો. વિજયા આંખમાં આંસુ સાથે બોલી—“બહેન, મારી એક ઇચ્છા છે તે અમલમાં મુકવા દે. સંસારમાં મારૂં સર્વસ્વ ગયું છે. મને આ વસ્ત્ર કહાડી ભગવાં પહેરવાની રજા આપ. એમ કરવામાં મારે ચોક્કસ કારણ છે. જે હું તમને પછી કહીશ.” મનોરમાએ વિજયાને છાતી સરસી દબાવી. વિજયાની આંખમાંથી ચોધાર આંસુ નીકળ્યે જતાં હતાં. મનોરમાના ખભા ઉપરજ વિજયા બેભાન થઇ ગઇ હતી, વિદ્યાસાગરે અને મનોરમાએ એને પથારીમાં સુવાડી. કુસમકાંત બ્હારથી તેજ સમયે આવ્યો અને કંઇક દવા સુંઘાડી તેથી તે શુદ્ધીમાં આવી. પછી તે સુઇજ રહી.

વિજયાને ગણેશદાસે કહાડી મુકી એ વાત આખા વિલાસપુરમાં ચર્ચાઇ. અને તેમાં તે બન્નેની પુષ્કળ નિંદા થઇ. કોઇ કાંઇ બોલે ને કોઇ કાંઇ બોલે. ગપને કાંઇ ધડ માથું છે? લોકો પોતાની કલ્પનાશક્તિ પ્રમાણે, પોતાના ઘરનું મીઠું મરચું ભભરાવીને ગપ ફેલાવતા હતા. પંદર દહાડા વાત ચાલી. પછી ટહાડું પડી ગયું. વિજયાએ ભગવા વસ્ત્ર ધારણ કર્યાં. તે આવા વસ્ત્રમાં ઘણીજ સુંદર, તેજોમય, ને દિવ્ય લાગતી. મનોરમા અને કુસુમકાંત એનું મન બહુ સાચવતા. યોગીની આપેલી છબી તે સદા પોતાના હૃદય જોડે રાખતી. વિદ્યાસાગર એમને એમ નિશાળે જતો, ને નફ્ફરચંદ્ર માસ્તરના ગપાટા હાંકતો. હવે તો એ એની ક્લાસમાં નહોતો. એટલે એના ભય વગર વાતો કરવામાં વધારે આનંદ પડતો.

વિજયાને ઘરમાંથી કહાડયા પછી, ગણેશદાસ એક મહીને શ્યામકુમારીને પરણ્યો. પરણતી વખત ધામધુમથી વરઘોડો કહાડ્યો હતો. સારા સારા ગૃહસ્થોને સાજનમાં બોલાવ્યા હતા. ઘેર નાચ મુજરા કરાવ્યા હતા. પાર્ટીઓ આપી હતી. આતશબાજી ફોડી

હતી. હાર્મોનીયમ, ગ્રામોફોન, ફોનોગ્રાફ વિગેરે ગમ્મતો કરવામાં આવી હતી. નાત્યો જમાડવામાં આવી હતી. કંજુસ ગણેશદાસ આટલો ઉદાર થયો એ બધાને બહુ નવાઈ લાગી. ગંગાડોશી ને શ્યામકુમારીના હર્ષનો પાર નહતો. લગ્ન વખતે પાંચ સાત મહારાજોની પધરામણી કરી હતી. આખી નાતમાં ગણેશદાસની વાહ વાહ બોલાઇ હતી. રવીંદ્ર અને વિલાસિકા આ લગ્નથી બહુજ દિલગીર હતાં. અને તટસ્થ રીતે રહેતાં. ગંગાડોશીનો ક્રોધી સ્વભાવ બદલાઇ ગયો હતો. અતુલચરણ પણ ખુશી દેખાતો. બન્ને પક્ષ તરફથી નાત્યો થઈ, લ્હાણાં થયાં. આનંદ આનંદ પ્રવર્તી રહ્યો.

આ લગ્નમાં કુસુમકાંત અને મનોરમાએ બીલકુલ ભાગ લીધો ન હતો. તેમ રવીંદ્રે પોતાના કોઇપણ મિત્રને નોતર્યા નહતા. તે સિવાય તમામ નાત્યે આનંદ કર્યો. નિર્દોષ વિદ્યાસાગર અને વિજયાને કોઇ સંભારતું પણ નહી. લગ્ન પૂર્ણ થઇ ગયાં. પેપરોમાં ગણેશદાસના લગ્નની નોંધ આવી. વાહ, વાહ સાથે એ સમય પણ ચાલ્યો ગયો. કોઇપણ વસ્તુ આ સંસારમાં સ્થિર નથી. હર્ષ અને શોકના સમયો આવે છે ને ચાલ્યા જાય છે. '**उत्सवप्रिया हि लोकाः**' ( મનુષ્યને ઉત્સવ પ્રિય છે. ) પણ ઉત્સવનો આનંદ પણ કાયમ રહેતો નથી. તેમ પ્રિયજનના મૃત્યુનો શોક પણ કાયમ રહેતો નથી. વખત સર્વભક્ષી છે. કાળ તમામ લાગણીઓને મોડી વ્હેલી ઘશી નાંખે છે. તેમજ ગમે એવો દુઃખનો ઘા પડયો હોય છે તો પણ રૂઝવી નાંખે છે. " Old doctor Time has an ointment for everything. "



# પ્રકરણ ૯.

## રવીંદ્ર.

* सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ।

भर्तृहरिः

અતુલચરણના કુટુંબની હમણાં ચ્હડતી હતી. શ્યામકુમારીના લગ્નને થોડા દિવસ થયા, ત્યાં રવીંદ્રને નોકરી મળી. વિલાસપુરથી ચાળીસ ગાઉ ઉપર સુવર્ણપુર ગામ હતું. ત્યાંથી પાંચેક ગાઉ દૂર પત્થરાની ખાંણુ નીકળી હતી. ત્યાં કેસ્યરની જગાઓ કામચલાઉ નીકળી હતી. ત્યાં રૂ. ૨૫ ના પગારની જગા રવીંદ્રને મળી. બી. એ. થયો કે તુરત એણે દરેક ખાતામાં અરજીઓ કરી દીધી હતી. તેમાંના કેટલાંક ખાતાવાળાઓએ તો અરજી ફાઇલજ કરી હતી, ત્યારે કોઇક વળી "તમારૂં નામ કેન્ડીડેટ ( ઉમેદવાર ) ના લીસ્ટમાં દાખલ કર્યું છે" એવો જવાબ આપતા, ત્યારે કોઇક અમારા ખાતામાં બીલકુલ જગા ખાલી નથી, એવા ચોખ્ખા જવાબ આપતા. આથી રવીંદ્ર નીરાશ થઇ ગયો હતો. એક એવો સમય હતો કે બી. એ. પાસ થવું તે શી વાત ! અતુલચરણ જ્યારે નોકરીમાં હતો, ત્યારે એક બી. એ. પાસ થયેલાને અવલકારકુનની નોકરી પહેલીજ મળેલી. એને સાહેબ લોકો પણ માન આપતા. એક ફેરી ગવર્નર સાહેબની સ્વારી ત્યાં આવી પહોંચી. સ્ટેશન ઉપર બધા અમલદારો સાહેબને તેડવા આવ્યા હતા. તેમના ભેગો આ ગ્રેજ્યુએટ અવલકારકુન પણ હતો. એણે પોતાનો યુનિવ્હર્સિટીનો ઝભ્ભો પહેરી લીધો હતો. ગવર્નર સાહેબની ટ્રેઇન આવી પહોચી. અંદરથી ઉતર્યા અને યુરોપીઅન અમલદાર સાથે વાતો કર્યા પછી દેશીમાં પહેલ વહેલી પેલા ગ્રેજ્યુએટ જોડે વાત કરી. હજુર ડેપ્યુટી કલેકટરો, ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટરો, ઇજનેરો, ને એવા એવા મોટા અમલદારો, જેઓ ક્રેસની અને

---

* સેવાધર્મ અત્યંત કઠિન છે, અને તેને યોગીઓ પણ જાણી શકતા નથી

મુછની ટાપટીપ કરવા આખી રાત જાગ્યા હતા, અને કેટલાએ પૈસા ખરચી નાંખ્યા હતા, તે તો પહોંચા કરડતા ઉભા રહ્યા. આ ગ્રેજ્યુએટે માથા ઉપર પોતાની પાઘડી મુકી હતી, તેને માટે પણ ગવર્નર સાહેબે પ્રસંશા કરી અને કહ્યું " જેમ અમે તમારા દેશમાં રહીએ છીએ, છતાં અમારો વેષ કદી બદલતા નથી, તમારી પાઘડી કે ધોતીમાં કદી પહેરતા નથી, અને જ્યાં જઇએ છીએ ત્યાં અમને જોઇનેજ કહે કે આ ઇંગ્લીશ-મેન છે, તેમજ તમારે પણ તમારા દેશને માટે, તમારા વેષને માટે, અભિમાન જોઇએ. તમે લોકો તદ્દન અમારા જેવો વેષ ફેરવી નાંખો છો. તેથી અમે અંદરખાનેથી તમને હસીએ છીએ." ગવર્નર સાહેબના ખુદના આવા અભિપ્રાય અને બી. એ. પાસ થયેલાને આટલું માન, એ વાત અતુલચરણના મગજમાં ઠસી ગઇ હતી. રવીંદ્રને એની ખાસ આજ્ઞા હતી કે પહેરવેષ કદી બદલવો નહીં. તેમ તે એમ પણ સમજતો કે રવીંદ્ર બી. એ. થયો છે એટલે એને ઘણી સારી નોકરી મળશે. પણ ડોસો આ ધારણામાં લગભગ નિરાશ થયો હતો. " નકામો ખરચ કરી મુઓ. આટલા આટલા પૈસા કેળવણી પાછળ ખરચવા ને. વ્યાજ પણ પાછું ન મળે, એ વાત તો કામની નહીં; હવે બી. એ. કરવામાં કાંઇ માલ નથી. એ-તો પૈસાવાળાનાં કામ, કે વરસોનાં વરસો ભણ્યા કરે તોએ ખરચ એમને અડે નહીં. !" તેણે વિચાર કર્યો.

રૂપીઆ પચીસની કામચલાઉ નોકરી રવીંદ્રને મળી એથી બધાંને આનંદ થયો. વિલાસિકા પણ ખુશી થઇ. હાલમાં રવીંદ્રને એકલાનેજ જવાનું ઠર્યું. કુસુમચંદ્રે એને કહ્યું કે "ઘણાક માણસો નોકરીમાં પડયા પછીપોતાનું જ્ઞાન ઘટાવી નાંખે છે, તેમ તું ન કરીશ. તેમજ તને ત્યાં ઠીક ન પડે તો વિલાસપુર પાછો આવજે." થોડા દિવસ પછી રવીંદ્ર વિદાય થયો. જતી વખતે એની બ્હેન શ્યામકુમારીએ કંકુનો ચાંલ્લો કર્યો, કપાળમાં ચોખા ચ્હોડયા, ને હાથમાં નાળીએર આપ્યું. "વીરા, જાસક કમાજો, ને સુખી રહેજો. તમારો પહેલો પગારતો મારો હો ! " તે બોલી. માતાપિતાએ આશીર્વાદ દીધો. વિલાસિકાને મ-ળવા તે અંદરના ખંડમાં ગયો. " વ્હાલા, મને તુરત બોલાવી લેજો હો. તમારા વિના મને બીલકુલ ગમવાનું નથી. " તેણે ગદ્દગદ્દ કંઠે

કહ્યું. પ્રિયજનના આશીર્વાદ સાથે અને ઉત્સાહથી તે ટ્રેઇનમાં બેઠો, ને સુવર્ણપુરના સ્ટેશને ઉતર્યો. ત્યાં ન મળે કાંઇ વાહન; આથી થોડોક સામન સ્ટેશન માસ્તરને ત્યાં મુકી, તે ગામમાં ગયો. અને ત્યાં ગાડું પરાણે લાવી, તેમાં સામન મુકી ખાંણો તરફ રસ્તો લીધો. હવે તેને વિલાસપુર તથા મુંબાઇ નજરે તરવા લાગ્યાં. રસ્તામાં કંઇક વિચાર થવા લાગ્યા. એના તો મનમાં સુવર્ણપુરમાં પગ મૂકયો કે પાછા ફરવાનો વિચાર થયો. પણ પોતાનું અપમાન થાય એ ભીતિથી તે વિચાર અમલમાં મુકી શકયો નહીં. ધીરે ધીરે પત્થરની ખાણુ આગળ પહોચ્યો. ત્યાં નાનું સરખું એક ગામ વસ્યું હતું. જાત જાતના લોક ત્યાં હતા. થોડાક યુરોપીઅન અમલદાર પણ હતા. સુવર્ણપુરથી રેલવેનો પાટો આ ખાંણુ સુધી લંબાવ્યો હતો. ને ત્યાં ભારખાનાની ગાડી આવતી. રવીંદ્ર જે વખતે પહોચ્યો તે વખતે ત્યાં સ્હાંજ પડી ગઇ હતી. આથી મુકામ એણે પોતાના એક ઓળખીતાને ત્યાં કર્યો. તે વિલાસપુરનો વતની હતો. તેણે રવીંદ્રને જોઇને કહ્યું કે "મીસ્ટર, તમે અહીં શું કામ આવ્યા? અહીંનું કામ એવું હલકું છે. ને માણસો એવાં વિચિત્ર છે કે તમને ઠીક નહીં પડે. વળી તમારા જેવા બી. એ. થયેલાને લાયક આ નોકરી નથી. કારણ પૈસા ટકાનો હિસાબ રાખી તમારૂં માથું ભમી જશે. વળી પૈસાના હિસાબ રાખ્યા ઉપરાંત પત્થરાનો હિસાબ પણ વખતે તમારે રાખવો પડશે, ભાઇ, બી. એ. સુધી ભણી અહીં તે જખ મારવા આવ્યા!"

"કેમ કરવું, કોઇપણ જગાએ નોકરી નથી મળતી. તેમાં મને પ્રથમ રૂપીઆ ૨૫ ની નોકરી મળી, તે તો વિલાસપુરનાં લોકો, ને સગાં સંબંધી એમજ જાણે છે કે મને લાખ્ખો રૂપીઆ મળી ગયા. અને મુખ્યત્વે કરીને મારા પિતાનો બહુ આગ્રહ છે." રવીંદ્રે જવાબ દીધો. રાત્રી ત્યાંજ પસાર કરી. બીજે દિવસે દસ વાગે તે ઉપરી અમલદાર જે ઇંગ્લીશમેન હતો, તેને મળ્યો.

[1]"Are you the same graduate, that applied for the post? તેણે કડક મીજાજથી પૂછયું."

---

૧ તું તેજ બી.એ. થયેલો ગૃહસ્થ છે કે? તેંજ જગા માટે અરજી કરી હતી કે?

૨"Yes Sir." રવીંદ્રે જવાબ દીધો.

૩"Just See the work, and report the matter to me through my head-clerk."

સલામ કરી, રવીંદ્ર હેડકલાર્ક પાસે આવ્યો. હેડકલાર્ક બંગાળી બાબુ હતો. એની ઇચ્છા આ નોકરી પોતાના દેશના બાબુને અપાવવાની હતી. તેથી કોઇ પણ પ્રકારે આ માણસને નાલાયક ઠરાવી, પોતાના માણસને ગોઠવવાની દાનત હતી. એની પાસે તે આવ્યો, ને સલામ કરી ઉભો રહ્યો. "તમને બુકકીપીંગ આવડે છે કે?" તેણે પુછયું.

"ના સાહેબ," રવીંદ્રે જવાબ દીધો.

"ત્યારે તમે કેશયરનું કામ શી રીતે કરી શકશો ? ઓલરાઇટ, એ મારે જોવાનું નથી." તેણે એક કારકુન ભણી નજર કરી "મી. ખોડાભાઇ. આમને કામ બરોબર શિખવજો."

"બહુ સારૂ સાહેબ." જવાબ મળ્યો.

રવીંદ્ર તો આ લીલા જોઇને છકજ થઈ ગયો. કયાં કૉલેજની કેળવણી, કયાં શહેરના આનંદ, સભાઓ, ને કયાં કેશીયરનું કામ ? કુસુમચંદ્રની આજ્ઞા કે "તું સદા સરસ્વતી દેવીની સેવા કરજે," તે આવા સ્થળમાં તે કયાંથી કરે ! ટેનીસન, શેકસપીયર, શેલી, કાલિદાસ, ભવભૂતિના અભ્યાસી રવીંદ્રને ખાણ આગળ ઉભી કરેલી ઝુંપડીમાં બેસી પથરાનો હિસાબ રાખવો પડયો, ને સ્હાંજે મજુરને પૈસા ચુકવવા પડયા, ત્યારેજ પોતાની સ્થિતિનું ભાન થયું. તેમાં કાળા અક્ષર કુટી મારે એવા, કાંઇ આવડત નહીં છતાં, વિદ્વતાનો ડોળ રાખનારા રવીંદ્રની જ્યારે મશ્કરી કરતા ત્યારે એને બહુ લાગતું. પણ શું કરે ? પિતાની આજ્ઞા કે ગમે તેવી પણ સરકારી નોકરી મળે તે લેવી, એટલે ઉપાય શો ? ધીરે ધીરે તેણે કામનો અનુભવ લેવા માંડયો. ઉપરી અમલદારને ખુશી રાખવા માંડયો. સાહેબની તો એના ઉપર પ્રીતિ પ્રથમથીજ સારી હતી. માત્ર પેલો બંગાળી હેડકલાર્ક એને હરેક રીતે પછાડી નાંખવા યત્ન કરતો. તે વારંવાર રવીંદ્રને અડાવતો "મીસ્ટર, આવા ડ્રાફ્ટ શું લખો છો ? તમે ભણ્યા પણ ગણ્યા નહીં હો !" જરા આટલાં ફારમ આંકી

---

૨ હા સાહેબ. ૩ કામ જો ને મારા હેડ કલાર્ક મારફત મને જાહેર કર્ય.

નાંખો જોઉં." આમ દબડાવ્યા કરતો, ને જરા ભુલ પડતી તો, સાહેબને અડાવી દેતો. આ પ્રમાણે માંડ માંડ એક મહીનો એણે કહાડયો. અને તે એક વરસ જેવો લાગ્યો. કુસુમચંદ્રને તે રોજ કાગળ લખતો. તે તેને ઉત્તરમાં આશ્વાસન આપતો. "Wait and Hope" (વાટ્ય જુઓને આશા રાખો) એ સૂત્ર લક્ષમાં રાખવા કહેતો, ને તે લખતો કે "કોઇપણ રીતે પાછી પાની કહાડવી નહીં. બી. એ. થતાં જેટલી તને મહેનત પડી છે તેનો સોમો ભાગ પણ આમાં પડવાની નથી. જનસમાજનો અનુભવ તને મળશે. જ્યારે અજ્ઞાન માણસો, અથવા થોડા જ્ઞાનવાળા માણસો, ઉપરી અમલદારને ખુશી રાખે છે, તો તું શા માટે ન રાખી શકે? લાગ આવે તો બીજા ખાતામાં બદલી કરાવી દેજે." વિલાસિકા ત્યાં આવવા માટે કાગળ ઉપર કાગળ લખતી. પણ રવીંદ્ર સાફ ના લખતો. કારણ વગડામાં એને બોલાવીને કરે શું? ન મળે લાઇબ્રેરી, ન મળે દવાશાળા, ન મળે કાંઇ જોવાનું. ત્યાં જીવન શી રીતે પસાર કરવું, એજ વિચારમાં તે તલ્લીન રહતો. મિત્રમંડળ આગળ આનંદમાં રહેનાર રવીંદ્ર પથરાની ખાણ આગળ મૌનજ રાખતો. પોતાની જોડે પાસ થયેલા કેટલાક ગ્રેજ્યુએટોને સારી જગ્યા મળી, ને પોતાને આવી હલકી જગ્યા મળી જોઇ ભાગ્યને નિંદવા લાગ્યો. જાત જાતનાં મનુષ્યોને ખુશી રાખી કામ કરવું એને બહુ કઠિન પડયું. જ્યારે આમજ નોકરી કરવી હતી, જ્યારે આમજ જીવન ગાળવું હતું, ત્યારે શરૂઆતથીજ શું કામ આવો ધંધો ન લીધો? Reading, Writing અને arithmetic [1]ત્રણ "R" નીજ માત્ર સામાન્ય નોકરીમાં જરૂર છે. બાકી બધું નકામું છે. અહીંઆ પુરૂષ વર્ગ પોતપોતાની નોકરીથી પરવાર્યા પછીનો વખત ગપાટામાં, શોગટાબાજી રમવામાં ગાળતા, તથા કેટલાક તો ચલમ, ગાંજો, અને દારૂ પીવામાં ગાળતા. એકબીજાની નિંદા કરવી, હલકા પાડવા, એમાંજ જીવનસાફલ્ય સ્હમજતા. આવા સ્થળમાં "ધર્મતો" બિચારો ક્યાંયે નાશી ગયો હતો. અને સરસ્વતી દેવી તો દૂરજ રહેતી. ત્રણ મહીનામાં રવીંદ્રે સર્વેની પ્રીતિ મેળવી. બધાને એમ થવા લાગ્યું કે આ માણસ સામાન્ય માણસથી કંઇક જુદી જાતનો છે. એના

---

૧ વાંચન, અક્ષર ને હિસાબ.

મૌનના ગુણથી એને કોઇ જોડે વેર થયું નહતું. જીભ વશ રાખવાની બહુ જરૂર છે. નાની સરખી જીભ જો વશ ન રહે તો મહાન અનર્થ થાય છે. સાથેના કારકુનો લ્હડતા, વ્હડતા, ને પાછા એક થતા, તેમનો દોષ તે જીવ્હાવશ ન રાખવાનોજ સ્હમજતો. ધીરે ધીરે બધુ અનુકુળ પડી ગયું. છ મહીના રહ્યા પછી તે છ દિવસની રજા લઇ પોતાની સ્ત્રી તથા માતપિતાને મળવા ગયો. વિલાસિકાને પોતાના અનુભવની વાત કહી. કુસુમચંદ્ર જોડે એણે નિશ્ચય કર્યો કે "નોકરી ન કરવી, પણ કાંઇપણ વ્યાપાર કરવો. હવે નોકરીમાં કસ નથી રહ્યો. ભારે નોકરી ભાગ્યે દેશીને મળે છે. જે રમત તે હવે પચાસ રૂપીયામાં આવી રહી છે. ખાસ વગ વગર નોકરીમાં હવે શ્રેય રહ્યું નથી. વર્ષે વર્ષે ખાંડીબંધ ગ્રેજ્યુએટો ને તે એક એકથી ચ્હડીયાતા થયે જાય છે. અને તે દરેકને સરકાર નોકરી આપે પણ ક્યાંથી ?" આવી મતલબની વાતો કરી તે પાછો ખાંણુ આગળ આવી પહોચ્યો. અને બીજા છ મહીના ત્યાં ગાળ્યા. ત્યાં વિલાસપુરથી તાર આવ્યો કે અતુલચરણ બહુ બીમાર છે, માટે જલ્દી આવો." તુરત રવીંદ્ર વિલાસપુર જઇ પહોચ્યો. અતુલચરણ એકદમ માંદો થઇ ગયો હતો. રવીંદ્ર આવ્યો ત્યારે તેને ભાન આવ્યું. "ભાઇલા તું આવી પહોચ્યો, બાપ ! હું તો હવે ચાલ્યો જાઉં છું. ભાઇ, હવે તું એ વગડામાં ન રહીશ. દરેક રીતે પૈસો કમાજે. ને નોકરી ન ફાવે તો ફેંકી દેજે. તારી માની આમન્યા કદી ન તોડીશ. ને શ્યામલીની સંભાળ લેજે." ડોસો ભરપુર માંદો હતો. "મારી પાસે આબરૂ શિવાય બીજું કાંઇ નથી. આ ઘરનું ખોખું ને હજાર બારસેંનો દાગીનો, તે સિવાય કાંઇ નથી. તમે બધાં સુખી રહો એ મારો આશીર્વાદ છે" તેણે તોતડાતી જીભે કહ્યું. રવીંદ્રના આવ્યા પછી છઠ્ઠે દિવસે અતુલચરણે દેહ મુકયો.

અતુલચરણના મૃત્યુથી રવીંદ્રને બહુ લાગ્યું. એને એમ ખબર નહતી કે પોતાના શિરછત્ર આમ ઘડીકમાં ઉડી જશે. પિતા ઉપર રવીંદ્રનો બહુ પ્રેમ હતો, અને પિતાને માટે તેને માન પણ ઘણું હતું. અતુલચરણે મોંઘવારીના વખતમાં શ્રીમાન સગાંસંબંધીની જોડે રહીને, મહા મુશ્કિલીથી પોતાની આબરૂ સાચવી હતી. તેમાં વળી ગંગાની ધર્મને બ્હાને ઉડાઉ ટેવથી તે સાવ ગ-

રીબ સ્થિતિમાં આવી ગયો હતો. બલ્કે જે સમયે ગુજરી ગયો, તે સમયે પાંચસો સાતસો રૂપીઆનું દેવું થયું હતું. બાહ્યદૃષ્ટિમાં કાંઇપણ ખરચ ન જણાતું તેમજ અતુલચરણ કે રવીંદ્ર ઘણાજ સાદી રીતે રહેતા, તેથી આ દેવાની વાત કોઇ ન માનતા. દરેક ટાણે, પ્રસંગે, રવીંદ્રે જેવું જોઇએ તેવું ને તેટલુંજ ખરચ સગાં સંબંધી જોડે કરેલું, તેથી તેની આબરૂ સારી હતી. પણ દુનીયામાં જશ તો જાનગરો છે. રૂપીઆ પાંચસોનો કમાનાર ને પચાસનો કમાનાર સરખાંજ ખરચ કરે તો પરીણામે પચાસનો કમાનાર હેરાન થાયજ. લાંબાની જોડે ટુંકો જાય મરે નહીં તો માંદો તો થાયજ! પણ, જનસમાજનું બંધારણ એવું રહ્યું ત્યાં શું કરવું? ગરીબ થવું એમાં કાંઇક હીણપત રહી હોય એમ ઘણાનું માનવું થાય છે. અને તે દોષથી દૂર રહેવાને મનુષ્યો સાધન ન હોય છતાં દેવાં કરીને ડોકી ઉંચી રાખે છે. *It's not poverty, so much as pretence, that makes man miserable. અતુલચરણનો આમાં જરાપણ દોષ નહતો. શ્યામકુમારીના લગ્નમાં, તથા મહારાજોની પધરામણીમાં, ગંગાએ આ દેવું કર્યું હતું. જ્યાં સુધી એનાથી કુટુંબ બારવહન થયો, ત્યાં સુધી વહ્યો. ખરાબ સ્વભાવની સ્ત્રીની જોડે રહી, જનસમાજમાં પોતાની આબરૂ સાચવી કુટુંબભાર વહન કરનાર, અને પોતાની ગરીબી અવસ્થાનું ભાન સરખું ઉત્પન્ન ન કરાવનાર ગૃહસ્થ પણ એક જાતનો યોગી છે. અતુલચરણને આવી જાતનો યોગી કહીશું તો કાંઇ ખોટું નથી. તે દરેક દિશાએ નિરાશ થયો હતો. માત્ર તેને આશા રવીંદ્ર ઉપર હતી. પોતાની ઇચ્છાનુસાર વગડો વેઠીને પણ સરકારી નોકરી લીધી, તેથી રવીંદ્ર ઉપર તે બહુજ પ્રસન્ન હતો.

આવા આજ્ઞાકારી પુત્રને શુભ આસીર્વાદ સાથે, અને ગંગાની ભલામણ કરી તેણે તો દેહ છોડી દીધો. પણ તે સઘળો બાર રવીંદ્રને માથે આવી પડયો. પિતાનો હિસાબ તપાસતાં દેવું માલુમ પડયું. તે ઉપરાંત ઉત્તર ક્રિયાનું ખરચ ઉભું હતું. જો પોતે સ્વતંત્ર હત તો દેવા ઉપર દેવું વધારવાની ઇચ્છા ન કરત. પણ ગંગાની ઇચ્છા એ હતી, અને એને માન આપવું એ પિતાની મૃત્યુ સમયની ભલામણ હતી, તેથી બોલી શકયો નહીં.

* Washington Irving.

ઘર ખ્હાનામાં લખી આપી પાંચસો રૂપીઆ કોઇકના વ્યાજે લાવ્યો. તે રકમમાંથી ઉત્તર ક્રિયા સારી રીતે કરવાનું ઠર્યું. સગાં સંબંધીઓ એકઠાં થાય, ને ખીચડી ખાવાનું ચાલે. તેની અંદર ઘી, પાણીની માફક ઉડે " સજ્જાના " સામાનની યાદીઓ આવે, તેરમાની દક્ષણાની નોંધ લેવાય, ઇત્યાદિ કામમાં બાર દિવસો જણાયાએ નહીં. સ્હાંજે બેસણામાં ગીતાનો પાઠ ચાલે, અને ગીતા થઈ રહે કે બધાં બૈરાં કુટે. આખર તેરમું કર્યું. છુટા લાડુ ઉપર ધારે ઘી પીરસાયું. સગાં, સંબંધી, ને બ્રાહ્મણોએ " વાહ, વાહ, " કહી. " અમે તો જાણુતા કે રવીંદ્રભાઇ સુધરેલા છે, તે બાપનું નામ બોળશે. પણ નાના, એમણે તો બાપથી સવાઇ આબરૂ કહાડી. ! ' રવીંદ્ર જાણતો કે આ આબરૂ સાચવતાં એને મહા પ્રયાસ પડયો છે. અને હેવું વાળતાં, એને સાત પાંચ થવાનાં છે. પણ, ' માથે પડયું વિશ્વદેવા ' કરીને પ્રસન્ન રહેતો. કુસુમકાંતને તે તેરમાને દિવસે જમવાનું કહેવા ગયો, માથામાં વાગે એવી ના તે ડાકતરે કહી. " જીવનમાં શુભ પ્રસંગ કયાં ઓછા આવવાના છે કે મરણનું ખાઇશું. મરનાર પાછળ આનંદથી ખાનાર મનુષ્યોમાં હું મનુષ્યત્વ ઓછું જોઉંછું. શું આપણા જનસમાજનું બંધારણ છે! મરે તોએ ખાવું, પરણે તોએ ખાવું, વહુને સીમંત આવે તોએ ખાવું. ખાવું. ખાવું. ને ખાવું. બસ ખાધેજ પાર. ભાઈ, મને માફ કર્ય, હું અગર મનોરમા કે વિજયા, કે નાનો વિદ્યાસાગર કોઇ પણ આ પ્રસંગે જમવા આવનાર નથી. તારી જન્મતીથીને દિવસે બોલાવીશ તો જરૂર આવીશું. "

કુસુમકાંતનું કહેવું રવીંદ્રને સત્ય લાગ્યું. અંદરથી મિત્રની પ્રસંશા કરતો ઘેર આવ્યો. તેરમું પતી ગયું. બે દિવસ વિત્યા કે ઉઘરાણીવાળાઓ ઘેર આવવા લાગ્યા. " ભાઇ ઘીના પૈસા આપશો કે ! " " ભાઈ, શાકના પૈસા આપશો કે ! " " ભાઇ, દુધવાળાના પૈસા આપશો કે ? " એમ ચોગરદમથી પૈસાની ઉઘરાણી આવવા માંડી. ધાર્યા કરતાં બસો રૂપીઆ વધારે ખરચ થઇ ગયું. કારણ જે આવે તે ઉડાવ ઉડાવ કરતાં આવે. એકલો રવીંદ્ર કેટલે ઠેકાણે નજર રાખે ! ધીમે ધીમે હિસાબ પતવ્યો. ને બસો રૂપીઆનો દિવાળી સુધી વાયદો કર્યો. વિલાસિકા મારફત મનોરમાને અને મનોરમા મારફત કુસુમકાંતને આ હકી-

ક્તની ખબર પડી. કુસુમકાંત બસો રૂપીઆ લઇ રવીંદ્ર પાસે આ-
વ્યો, અને આપવા માંડયા. રવીંદ્રે ના પાડી. "મિત્ર, હું તારો જેટલો
ઉપકાર માનું તેટલો થોડો છે. આવા સમયમાં મને પાઇની પણ
મદદ કરનાર કોઇ નથી. પણ આપણા ગાઢા સંબંધમાં હું પૈસાની
લેવડ દેવડ કરનાર નથી. તારો સ્નેહ હું આ બસેં રૂપીએ ખરીદી
નહીં લઉં. માટે મને માફ કર્ય. મને તારા સ્નેહનીજ આકાંક્ષા છે.
માત્ર તું મારો સત્ય મિત્ર રહીશ તો મારે લાખ રૂપીઆ છે. આ
બસો રૂપીઆ તો વળી પ્રભુ મને આપશે. એને આખા વિશ્વની
પડી છે." તેની આંખમાંથી આંસુ નીકળી પડયાં. દેવું માથે થઇ
ગયું હતું. પાસે ખાવા પાઇ નહતી. સુવર્ણપુર વાળી નોકરીની તેણે
કપાતે પગારે રજા લીધી હતી. કુસુમકાંતના મહાપ્રયાસથી એણે
આખરે ઘર ખરચ જેટલા સો રૂપીઆ રાખ્યા. બીજું દેવું તો
માથે ઉભુંજ રહ્યું.

ગંગાડોશી ખુણે પેઠાં, એટલે ભટકવાનું બંધ થયું. ડોશીનો
વખત કેમે જાય નહીં. એવું નવરૂંએ કોણ હોય કે ડોશી પાસે રાત
દિવસ બેશી રહી લમણાઝીક કરે? ડોશી જ્યાં અતુલચરણનું
તેરમું ગયું કે પાઠ પૂજાની પાછળ પડી. સ્હવારમાં વ્હેલી ઉઠે. ને
ભડભડાટ ચુલો સળગાવી પાણી ઉનું મુકી ન્હાય. નાહીને ઘીના
દીવા સળગાવી, તથા અગર વાટયો સળગાવી પૂજામાં બેસે. ને પછી
પાઠ ઉપર પાઠ ચલાવે. ઉઠે એવી પ્રભાતીઆં તો ગાતી હોય. પણ
તે ગાતે ગાતે કોઇને વ્હઢવું હોય તો વ્હડી શકાય ખરૂં. અ-
થવા તો બારણું ઉઘાડું રહી ગયું હોય ને કુતરૂં ઘરમાં પેસે તો
" હડે, હડે, હડે, જો, જો, જો, " એવા ઘાંટા પાડી
શકાય તથા પાડોશણો કાંઇ નવા જુની કહેતી હોય તો
તે સાંભળી પણ શકાય, ને ટાપશી પણ પૂરી શકાય. નાહીને
પાઠ કરવા માંડે. તેમાં. રામરક્ષા, નારાયણકવચ, ચંડીનું કવચ,
પુરૂષોત્તમ સહસ્ત્રનામ, ભીષ્મસ્તવરાજના પાઠ ને ગીતાજીના અ-
ઢારે અધ્યાય ગગડાવી જાય . સ્હવારના ઘીના દીવા સળગાવીને
ડોશી બેસે તે દોઢ વાગે જમવા ઉઠે. વચમાં વચમાં વિલાસિકાને
ખીજે ખરી. રસોઇ કરતી હોય ત્યાં ખોતરણાં ખોળે. " વહુ ત-
મને લાકડાં બાળવાનો હિસાબ નથી. મારો રાંક દીકરો આ લટકે
લીખ માગે. હવે તો કમાનારા ગયા " એમ કાંઇક ધમકી

આપવાનાં બ્હાનાં ખોળ્યે જાય. આ બધું પાઠ પૂજા ચાલ-તી હોય તેની વચમાં થઇ શકે. ને વ્હડી પરવારે કે પાછું દિવામાં ધી પુરી પાઠ પૂજા ચલાવે. પાઠ એજ વાંચે ને એજ સ્હમજે. કંધકનું ધડ ને કંધકનું માથું ગગડાવે પારાદોઢ બે વાગે એટલે ડોશી ઉઠે. આટલો વખત શ્યામકુમારી ઠાકોરજી માંડેલા હતા તેની પૂજામાં, ધોળ ગાવામાં તથા, મહારાજે આપેલા ગુરૂ મંત્રોનો જપ કરવામાં ગાળે, મા અને દીકરીમાંથી કોઈ વિલાસિકાને રસોઇમાં મદદ ન કરે. અતુલચરણના મરણ પછી તુરત ઘરનો જુનો નોકર પણ મરણ પામ્યો. એટલે ઘરનું ચુલાઅબોટ વાસણ માંજવાનું કામ પણ વિલાસિકાને કરવું પડતું. બે વાગે જમ્યા પછી બે એક કલાક ડોશી તથા શ્યામકુમારી ઉંઘે. ને સ્હાંજના પાંચેક વાગ્યાને સુમારે ભાગવત વાંચવા વ્યાસ આવે. ડોસાની પાછળ ગંગાએ બાર મ-હીના કથા બેસાડી હતી. તે કથા કહેવા વ્યાસ આવે તે વખતે સગાં વહાલાં, પાડોશી આડોશી એકઠાં થાય. વ્યાસ કથા વાંચે, ગામ ગપાટા ચાલે, નિંદા થાય, કુથલી થાય, માંહ્ય કોઇક દિવસ લ્હડાઇ પણ થાય. સ્હાંજ સુધી આમ લીલા ચાલે. પછી રાતે પા-છાં મા દીકરી મળી ભજન ગાય, ધોળ ગાય ને વખતે વ્હડે પણ ખરાં. જે સમય ઘરમાં કથા બેસે તે સમયે વિલાસિકા એની બ્હેન પાસે જાય. ને બે કલાક રહી પાછી આવે.

આ પ્રમાણે રવીંદ્રના કુટુંબમાં દિવસો નિર્ગમન થતા. સુવ-ર્ણપુરવાળી રજા પુરી થઇ જવા આવી, ત્યાંથી હુકમ આવી ગયો કે "જો અમુક તારીખે હાજર નહીં થાઓ તો તમને નોકરીમાંથી બાતલ કરવામાં આવશે." શું કરવું તેવી સલાહ લેવા કુસુમકાંત પાસે ગયો.

કુસુમકાન્ત તો પહેલેથી જ આવી નોકરીની વિરૂદ્ધ હતો. તેણે કહ્યું " ભાઇ, આપણી પ્રકૃતિ આવી નોકરીને લાયક નથી. ચાર રૂપીઆના પગારથી ચારસો રૂપીઆ સુધી ચ્હડેલા અમલદારોની પ્રકૃતિ આપણાથી જુદી. આપણાં ideals ( પ્રાપ્ય ) જુદાં, એમનાં જુદાં. અને હવે તો સમયજ બદલાઇ ગયો. તે વખતે કેળવાયલા લોક બહુ થોડા હતા. હવે ઘાંચી, મોચી, તાઇ, તંબોળી, તમામ ભણ્યા. અને તમામ નોકરી પાછળ પડયા. અને સરતમાં જે આગળ ગયો.

તે પહેલો, તેમાં આપણે પાછળ જ પડવાના. આપણાથી હલકું કામ ન બને. આપણાથી અમલદારની પ્રીતિ મેળવવા તેનાં બુટ લોહી ન શકાય. આપણાથી તેમની દરેક જાતની ઇચ્છાને આધીન ન રહી શકાય. બજારમાંથી આપણી પાસે દારૂ મંગાવે તો તે પણ લાવતાં આપણને સ્વાભાવિક રીતે નહાનમ લાગે. તે ઉપરાંત આપણી વિચાર શીલ પ્રકૃતિ હોવાને લીધે, હિસાબી કામમાં લક્ષ ન રહે. સરકારી નોકરીમાં તો કાંતો વૈતરો ચ્હડે, કે કાંતો ખુસામતીઓ ચ્હડે. આપણાથી ન થાય મહેનત, કે ન થાય ખુશામત. અને અમે તો "ગ્રેજ્યુએટ" છીએ, એટલે સામાન્ય કારકુનથી, કાંઇક ઉંચા છીએ, એ ખુમારી મગજમાંથી ખશી ન શકે. અને પરિણામ એ આવે કે આપણું એ દ્વારા કાંઇપણ શ્રેય ન થાય. માટે મારી તો સલાહ એ છે કે તારે વિલાસપુરમાંજ રહેવું. હાલ આફ્રિકા માટે તારે કાંઇ નોકરી કરવી, અને પછી કાંઇક સ્વતંત્ર ધંધો ઉપાડી લેવો, સાહસ વગર કદી શ્રેય થવાનું નથી. બેઠા બેઠા વિચાર કર્યા કરીએ તો કદી હિંમત ચાલેજ નહીં. એ તો આંખ મીંચીને જ શરૂ કરવું. કારણ—

* शंकाभिः सर्वमाक्रान्तमन्नं पानं च भूतले ।
प्रवृतिः कुत्रकर्तव्या जीवीतं तु कथं नु वा ॥

રવીંદ્રને કુસુમકાંતના બોલ બહુજ યોગ્ય લાગ્યા. તે બોલ્યો "ભાઇ, લાઇન તો તેંજ સારી લીધી છે. પૈસાની ટંકશાળ તને પડે છે. ને તું ધારે તો વગર પૈસે પરોપકાર કરી શકે. વગર પૈસે પરોપકાર કરી શકાય એવી જો કોઇ લાઇન હોય તો તે ડોકટરની છે." કુસુમકાંત બોલ્યો.— § My dear Brother, There are doctors and doctors. તમે કહો છો તેવાં પગલાં અમે લઇએ તો અમારામાંના કેટલાક દાક્તરો કહે છે કે, આ રસ્તે એમના પ્રોફેશન (ધંધા)ને ધક્કો લાગે છે. માટે ભાઇ એતો બોલવુંજ

---

* ખાવામાં, પીવામાં જો શંકાથી જ ઘેરાયલા રહીએ, તો પ્રવૃતિ શી રીતે થાય, ને જીવાય પણ શી રીતે.

**હિતોપદેશ.**

§ મારા પ્રિયભાઇ, બધા દાક્તરો સરખા હોતા નથી.

નહીં. પણ એટલું તો ખરૂં કે, આ વખતમાં એકલા બી. એ. થવા કરતાં કાંઇપણ બીજી હુન્નરની લાઇન લીધી હોય, અને પછી તે માણસો તેજ લાઇન દ્વારા પોતાની આજીવિકા મેળવવા પ્રયત્ન કરે, તો સારૂં. પણ, બાઇ એ વિષે આપણે આગળ ઉપર વાત કરીશું. હાલમાં તને હરકત ન હોય તો તારે માટે મેં આપણા મિત્ર રેવતીરમણની ખાનગી સ્કુલમાં ગોઠવણ કરી છે. પગાર પણ હું ધારૂં છું કે તને સારો આપશે, જો કે તેનું નામ પાડ્યું નથી. અને તારા આવવાથી એ ઘણો ખુશી છે. માટે તારી સુવર્ણપુરવાળી નોકરીનું રાજીનામું આપી દે. અને પહેલી તારીખથી આ નિશાળમાં દાખલ થઇ જા. ” રવીંદ્ર ઘણો જ ખુશી થયો. સુવર્ણપુરની ખાણોથી એ બહુ કંટાળી ગયો હતો, અને તે આવા જ પ્રસંગને ખોળતો હતો. ગંગાને પણ આ યોજના ગમી. અને વગર ઢીલે તેને રવીંદ્રે અમલમાં મૂકી.



## પ્રકરણ ૧૦.

### દિવ્ય પ્રેમ.

जटा नेयं वेणी कृतकचकलापो न गरलम्,
गले कस्तूरीयं शिरसि शशिरेखा न कुसुमम् ।
स्तनौ भूतिर्नेयं प्रियविरहजन्मा धवलिमा
पुरारातिभ्रांत्या कुसुमशर किं मां प्रहरसि ॥

( હે કામદેવ, હું શંકર છું, એવી ભ્રાંતિમાં શામાટે મને બાણ મારે છે ? આ જટા નથી, પણ વાળના સમૂહની વેણી છે. આ કંઠે ઝેર નથી, પણ કસ્તૂરીનો લેપ કરેલો છે. કપાળમાં ચંદ્રની રેખા નથી, પણ પુષ્પ છે. આ સ્તન ઉપર વિભૂતિ નથી, પણ મારા પ્રિયજનના વિરહને લીધે ઉત્પન્ન થએલી ધોળાશ છે. )

વિજયાએ ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં. ઘણે ભાગે તે એકાંત સેવતી. મનોરમાના આગ્રહથી ક્વચિત તે બીજાં પુસ્તક વાંચતી. વિદ્યાસાગર પોતાના ગંમતી સ્વભાવથી વખતે એની ગ્લાની ઓછી કરતો. પણ તેની અસર બહુ થોડી થતી. તે એક વખત જમતી. જે થાળીમાં પીરસાઇને આવતું તે બોલ્યા વગર જમી લેતી. બ્હારની દુનિયાંએ એની થાય એટલી નિંદા કરી ઠરાવી દીધું હતું કે તે ગાંડી થઇ ગઇ છે. અને પછી તેના સંબંધી વાત કરવી પણ છોડી દીધી હતી. ક્વચિત તે ભગવા વેષમાં ફરવા નીકળતી, અને કોઇ અજાણ્યું માણસ એના વિષે જાણવા માગતું કે આ કોણ છે, તો " કોઇ નહીં, એ તો ગણેશદાસની ગાંડી છે; નાનપણમાં છોકરાંને ખુબ સ્વતંત્રતા મળે, તેનું આ પરિણામ. આ તો હવા ખાવા એની માને આબુ લઇ ગયાં, ત્યાં કોણ જાણે શું એ થયું કે એની મા મરી ગઇ, ને એની ડાગળી ખસી ગઇ, " એવો જવાબ મળતો. મનોરમાએ પોતાના પતિને વારંવાર પુછેલું કે " દાક્તર, મારી વિજયાને રોગ શો છે ? " તેના જવાબમાં તે એટલોજ ઉત્તર દેતો કે, " એના હૃદયમાં કાંઇક ઉંડો ઘા છે. એને હૃદયનો વ્યાધિ છે, મગજનો નથી. એ બીલકુલ ગાંડી નથી. એના વિષે મેં સિવીલ સરજનને, તથા સુપ્રીંટેંડેંટ એસાયલમ (ગાંડાની ઇસ્પીતાલના) દાક્તરને પુછેલું છે. અને તેઓ એમજ કહે છે કે એને મગજનો વ્યાધિ નથી, પણ હૃદયનો છે. સિવીલ સરજને તો એમ પણ કહેલું છે કે એ કોઈ જોડે લવ (પ્રેમ) માં હોય અને તેમાં નિરાશ થઇ હોય, તો પણ આવી દશા થાય, પણ તે તો મને કાંઇ સંભવિત લાગતું નથી. વિદ્યાસાગરની વાત તો ઢંગ ધડા વગરની છે. એનું એમ કહેવું છે કે એ ભૂલી પડી હતી, ત્યાંથી એક યોગી એને ઘેર મુકી ગયો હતો. તેની પાછળ તે ગાંડી થઈ છે. આમ અસંભવિત વાતોને સંભવિત માનીએ, તો કાંઇક ખુલાસો થાય છે. પણ તેથી મનને શાંતિ વળતી નથી. વિજયાની આવી સ્થિતિ થવાનું કારણ, એના પિતાની ક્રૂરતા, અને માતાનું મૃત્યુ, એ બે છે. કેટલાંક એવાં મૃદુ હૃદય હોય છે, કે એના ઉપર અસર એકદમ થાય છે. હીસ્ટીરીયા વિગેરે રોગનું કારણ પણ માનસિક નબળાઇજ છે. બીજા લોકો એને ગાંડી ધારે તો તે ભલે ધારે. કારણ એથી આપણો જીવ ખાતાં રહેશે. આ દુનિયામાં પારકે સુખે દુઃખીઆ, ને પારકે દુખે

સુખીયા, એવા ઘણા લોક છે." આમ વાતો કરી તેઓ મન વાળતાં.

વિજયા એકાંતમાં બેસતી તે વખત યોગીનાજ વિચાર કરતી. એની આપેલી છબીને પૂજતી, માથે મુકતી, હૃદય સાથે દાબતી, એના સામું જોઇ રોયા કરતી, " વ્હાલા યોગીંદ્ર, મને આપ સાવ છોડી દેશો ? તમારે ખાતર પિતાનો સંબંધ છોડયો, જ્ઞાતિનો સંબંધ છોડયો, પ્રિયજનોનો સંબંધ છોડયો, છતાંપણ મને આપ આમજ વિસારી દેશો ? " રોઇ રોઇ રાતી આંખડી, ખુટયું આંસુનું નીર, " એ દમયંતી જેવી મારી દશા થઇ. વ્હાલા પ્રાણ, મને-આ સંસારમાં બીલકુલ ગમતું નથી. મારા યોગીને, મારા નાથને, હું શી રીતે મળું ? મારો પ્રાણ નીકળી જતો નથી. વ્હાલા હું જીવી શકું છું તે માત્ર રાત્રિએ સ્વપ્નમાં આપનાં દર્શન થાય છે તેથીજ. નહીં તો તો કયારનોએ મારો પ્રાણ ઉડીને તમારા ચરણમાં આવ્યો હોત. અહાહા ! રાત્રીનાં સ્વપ્ન દર્શન. અને એમાં યોગીંદ્રની સાથે ફરવું, એ મને પરમપ્રિય લાગે છે. દિવસના બાર કલાક, અને ઉંઘ ન આવે એ રાત્રિનો ભાગ મને કાળ જેવો લાગે છે. ભગવન્ ! એક ક્ષણ મને એક યુગ જેવી લાગે છે. **त्रुटिर्युगायते त्वामपश्यताम् ।** એ ગોપીઓની ભાવના હું બરોબર અનુભવું છું." આવી રીતે તે ઝુર્યા કરતી. દિવસ આખો એ વિચારમાં નિર્ગમન કરવાથી, જ્યારે તે ઉંઘતી ત્યારે તેને સ્વપ્નામાં એની એ જંખના રહેતી. તે યોગીને દેખતી, તેની જોડે ફરતી, તેનાથી રીસાતી, વખતે યોગી અંતર્ધાન થઇ જતા, તો વિલાપ કરતી. જયારે જાગૃત થતી ત્યારે પણ તેમના વિયોગને લીધે ઝુરતી. અને ઇચ્છતી કે રાત્રી કયારે પડે કે હું યોગીનાં દર્શન કરૂં. અને થતું પણ તેમજ. એવી રાત ભાગ્યે હોય કે એને સ્વપ્ન ન આવે ને એવું સ્વપ્ન ભાગ્યે હોય કે તે તેમને ન દેખે. અને આ સ્વપ્ન દર્શનને લીધેજ તે જીવી શકતી. " અહાહા " તે એકાંતમાં વિચાર કરતી, " આતે હું સ્વપ્ન જોઉં છું કે બીજી દુનિયાં જોઉં છું. અને હું સ્વપ્નમાં જોઉં છું તે સત્ય છે, કે આ જાગૃત અવસ્થામાં જોઉં છું તે સત્ય છે ? અથવા તો હું આ જાગૃત અવસ્થા જાણું છું તે સ્વપ્ન છે કે સ્વપ્નાવસ્થા તે જાગૃત અવસ્થા છે ? "

એને સ્વપ્ન પણ વિચિત્ર આવતાં. કોઇકવાર તે યોગીની જોડે ઉડતા વિમાનમાં ફરતી, અને દિવ્ય તેજોમય મૂર્તિનાં દર્શન

કરતી. કોઇકવાર તે મંદાકિની નદીના કિનારા ઉપર સેંકડો દંપ-
તીને ફરતાં જોતી, રમતાં જોતી. કોઇકવાર તે દિવ્ય શિવાલયો
જોતી, જેની અંદર શંકરના બાણુને બદલે દિવા જેવો પ્રકાશ દે-
ખતી; કેટલીકવાર તે પાણીની સપાટી ઉપર યોગી જોડે બુડયા
વગર ફરતી. કેટલીકવાર માથા ઉપર પુષ્પના શણગાર ધારણ ક-
રેલી, અને હાથમાં વીણાઓ લીધેલી કન્યાને દેખતી; તેથી ઉલટું
મનુષ્યોનાં માથાં હાથમાં લીધેલી, ને ખડગથી રમતી યોગિનીઓને
દેખતી. કોઇ સ્થળે યજ્ઞ થતો જોતી, કોઇક સ્થળે લગ્ન થતાં જો-
તી, કોઇક સ્થળે નાટયપ્રયોગ થતાં જોતી. આ બધો વખત
યોગી સાથેજ રહેતા. એટલુંજ નહીં પણ તે વાતો કહેતા, બોધ
દેતા, ઠપકો દેતા. કોઇકવાર અંધારામાં એકલી ભટકતી. જેવી
રીતે સુંદર સ્વપ્ન પણ આવતાં, તેવી રીતે ભયંકર સ્વપ્ન પણ
આવતાં. અગ્નીના દાવાનળમાં અનેક મનુષ્યને તે બળતાં દેખતી.
જળના સમુદ્રમાં ડુબતાં કાંઇકને દેખતી. જળ હોય ત્યાં સ્થળ થઇ
જતું, સ્થળ હોય ત્યાં જળ થઇ જતું, આમ ઘણુંજ વિચિત્ર દે-
ખતી. વખતે એકનું એક સ્વપ્ન બે ત્રણ રાત્રી સુધી સંધાતું.
એક રાત્રીએ તે સુતી, તેવી ઉંઘી ગઇ. અર્થાત એનો સ્થૂળ
દેહ ઉંઘી ગયો; પણ સૂક્ષ્મદેહ જાગૃત થયો. તે ચાલી, માર્ગમાં
અલક્ષ્યજ્યોતિ મળ્યા, તેમની સાથે આગળ વધી. રસ્તામાં સુંદર
ઉપવનો આવતાં હતાં. અને ત્યાં મનોહર દંપતી દેખાતાં હતાં.
જાતજાતનાં પક્ષિગણો ગાયન કરતાં હતાં, કલ્લોલ કરતાં હતાં; યો-
ગીનો હાથ એણે પકડયો હતો. અને તેની જોડે વાર્તાવિનોદમાં
ચાલ્યા કરતી હતી, એટલામાં એક ચક્ર દીઠું. તે ચક્ર ઉપર યોગી
ચ્હડી ગયા, પણ તેનાથી ચ્હડાયું નહીં. આથી હાથથી પકડીને તેને
ચક્ર ઉપર ચ્હડાવી. એ એટલા જોરથી ભમ્યા કરતું, કે તેના ઉપર
ચ્હડતાંની સાથે વિજયા બેભાન થઇ ગઇ. પણ મસ્તક ઉપર યો-
ગીએ હાથ મુકયો તેથી જાગૃત થઇ. ચક્ર ફર્યાજ કરતું હતું, તેની
મધ્યમાં સ્થિર એક જ્યોતિ દેખાતો. તેને યોગીએ નમસ્કાર કર્યો,
ને કહ્યું " બાળા, આ તું જેના ઉપર ઉભી છે, તે સંસારચક્ર
છે. તે સદૈવ ફરતું છે. ને તેની અંદર સ્થિર એક પરમાત્મારૂપી
જયોતિ છે. એ નિરાકાર છે, છતાં સાકાર કલ્પ્યો છે. તારી ભાવના
જેવી હશે તેવાં તને દર્શન થશે." એમ કહી, પાછો વિજયાના મસ્તક

ઉપર હાથ મૂક્યો, તો ચક્ર ઉડી ગયું ને એક સુંદર મહેલ દેખાયો. તેના પર્યંક ઉપર પોતે તથા અલક્ષ્યજ્યોતિ બેઠાં. બે તેજોમય પુરૂષો વિજયાને પંખો નાંખવા લાગ્યા, ને બે દાસીઓ પગ દાબવા લાગી. યોગી બોલ્યા—" વિજયા, સ્વસ્થ થા ! આ મહેલ દિવ્ય છે, એમાં ઘણી બારી છે. તેમાંની પ્રથમ આ બ્હારી ઉઘાડ." આજ્ઞા પ્રમાણે બ્હારી ઉઘાડી કે એણે અલૌકિક લીલા દીઠી. એક તેજોમય પ્રદેશ દીઠો અને ઘણીજ સૂક્ષ્મદૃષ્ટિથી જોયું તો, એક તેજોમય વડનું વૃક્ષ દેખાયું. જે ઘણુંજ પ્રકાશમાન જણાતું. એને પાંદડે પાંદડે સૂક્ષ્મદેહ ધારણ કરી મહાત્માઓ તપ કરતા હતા તેમના મુખમાંથી પ્રણવનાદ નીકળતો હતો. એ વૃક્ષની મધ્યમાં ભગવાન્ સદાશિવ બિરાજતા હતા. એમની કેવી કાંતિ હતી, કેવું રૂપ હતું, તે વિજયાથી સ્હમજી ન શકાયું. તેમના ચરણ આગળ એક મનોહર કન્યા, સાક્ષાત્ મહાદેવી પાર્વતી હાથમાં ચાંમર લઇ ઉભલાં હતાં. મસ્તક ઉપર અવિચ્છિન્ન ધારાથી ગંગા અભિષેક કરી રહી હતી. હાથમાં વીણા લઇ નારદ નૃત્ય કરી રહ્યા હતા. આ લીલા અલૌકિક હતી. અલક્ષ્યજ્યોતિ બોલ્યા " વિજયા, આ ભગવાન્ સદાશિવનાં દર્શન તને થયાં, હવે એ બારી બંધ કરી દે, આ બીજી બારી ઉઘાડ." બીજી બારી ઉઘાડી કે ભગવાન નારાયણ એક હોટા પર્યંક ઉપર પહોડેલા દેખાયા. પગ આગળ મહાદેવી લક્ષ્મી બેઠેલાં હતાં. ચોગરદમ સુગંધ પસરી રહી હતી. બે ગંધર્વ કુમાર બેઠા બેઠા વાજીંત્ર વગાડતા હતા, અને બે નાની કન્યાઓ સામવેદનું ગાયન કરતી હતી. આ સ્થળે એવી પરમશાંતિ હતી કે તેનું વર્ણન કરવું પણ મુશ્કેલ છે. " વિજયા, આ ભગવાન્ નારાયણ, જે પરમાત્માનો સત્ત્વઅંશ જણાય છે. તેનાં તને દર્શન થયાં. હવે ત્રીજી બારી ઉઘાડ." ત્રીજી બારી ઉઘાડી તો બ્રહ્મદેવની સભાનાં દર્શન થયાં. જ્યાં બ્રહ્મબોધ થતો હતો, જેમાંનું કાંઇ પણ વિજયા સ્હમજી શકી નહીં. ચોથી બારી ઉઘાડી તો ગોલોકની લીલા જોઇ. ઝરમર ઝરમર વર્ષાદ વરસી રહ્યો હતો. મયૂરો નૃત્ય કરી રહ્યા હતા. મલ્હાર રાગ ગવાઇ રહ્યો હતો. પ્રભુની અદ્વૈત લીલા જામી રહી હતી. એમ જુદી જુદી બારી દ્વારા એને જુદાં જુદાં દર્શન થયાં. એટલુંજ નહીં, પણ અલક્ષ્યજ્યોતિએ એ બ્હારીદ્વારા વિજયાને પાશ્ચિમાત્ય ધર્મગુરૂઓનાં, ધર્મવેત્તાઓનાં, પીરસ્તાનાં, દર્શન કરાવ્યાં. સર્વ

ધર્મ એક પરમાત્માની વિભૂતિ છે, એમ એ મ્હેલ દ્વારા બતાવ્યું. પાપી જીવો અસંત દુઃખી થાય છે તથા નર્કયાતના કેવી રીતે ભોગવે છે, એ દેખાડ્યું. ગર્ભવાસ રૂપી નર્ક, જેમાં જીવાત્માની પ્રભુ કેવી રક્ષા કરે છે, તે બતાવ્યું. અને છેવટે કહ્યું. " બાળા, પરમાત્માની અનંતલીલાનો પાર આપણે માનવબુદ્ધિથી કદી જાણી શકવાના નથી ! " આ પ્રમાણે ચમત્કાર દીઠા પછી, તે સ્હવારે જ્યારે જાગૃત થઇ ત્યારે તે ગાંડા જેવી થઇ ગઇ. " આ મેં શું દીઠું ? આ બન્યું શું ? " એમ થયા કર્યું, પણ પરમાત્માની કૃપાને લીધેજ તે ગાંડી થઈ જતાં બચતી. બાકી સ્વપ્નદ્વારાએ એવા ચમત્કાર, દિવ્ય અને ભયાનક બનાવો જોતી કે કાચા પોચાનું તો મગજ ચસકી જાય. તેમ આ વાત એનાથી કોઇને કહી શકાતી નહીં. કારણ એને સામાન્ય લોક મગજનો ભ્રમજ ગણે. આમ ધર્મસંકટ થતાં તે મૌન રહેતી. પોતે જે જે બનાવ જોતી, તે પોતાની એક નોંધ પોથીમાં ઉતારી લેતી. બ્હારની દુનિયાં જોડેનો એનો સંબંધ બંધ થવાથી, એનું મનોરાજ્ય કાંઇક નવીનજ ઉદ્‌ભવ્યું હતું, અને એ સ્વપ્નરૂપી આશામાં ને આશામાં એના દિવસ ચાલ્યા જતા. દિવ્ય સ્વરૂપોનાં સ્વપ્નદ્વારા દર્શન થવાથી, એની સાંસારિક વાસનાઓ ઓછી થઇ ગઈ હતી. વિદ્યાસાગર કવચિત બ્હેનને શિખામણ દેવા આવતો, તેની જોડે તે શાંતિથી વાતો કરતી. વિદ્યાસાગરે એક દિવસ કહ્યું, " બ્હેન ! તને શું થાય છે ! તું ઘડીકમાં બેઠી બેઠી બેભાન થઈ જાય છે, તો ઘડીકમાં નાચે છે, ઘડીકમાં રૂએ છે ? તારી શી વલે થશે ? એતો સારૂં છે કે મનોરમા બ્હેન, ને કુસુમકાન્ત સારા છે, નહીંતો તારી શી વલે થાત. પિતાજીએ તો નિર્મળાના મૃત્યુ પછી આપણી જોડેનો સંબંધ છોડી દીધો છે. એતો એમની નવી શ્યામલીને જોઇને ગાંડા થઇ ગયા છે. આપણે ઘેર બાવાઓ આવે છે, ભજન થાય છે, સાધુઓ જમે છે. જે પિતાજીએ વઢડી વઢડીને મારી માતાનો અંત આણી દીધો, એક પઈ વધારે ખરચ થતું તો ચાકરનો દમ કહાડી નાંખતા, તેજ પિતા અત્યારે લખલુટ ખરચ કરે છે. અને તે માત્ર એક એમનાં નવાં વહુ શ્યામકુમારીને સારૂજ. બ્હેન, જ્યારે એક તરફ પિતાજી આમ થઇ ગયા છે, ત્યારે બીજી તરફ તું ગાંડી થઇ ગઇ છે. મારાથી તો લોકને મ્હોં બતાવાતું નથી.

નિશાળમા છોકરાઓ મારી મશ્કરી કરે છે. નાતના લોક મારા તરફ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. બ્હેન, તું કાંઇક ડાહી થા. તારે લગ્ન ન કરવું હોય તો ન કરીશ. પણ આમ ગાંડાઇ કયાં સુધી કહાડીશ ? જો આપણી બ્હેનોએ એક નવી સ્ત્રીસમાજ કહાડી છે. તેમાં એ લોક ગમ્યાં રહે છે. તેવામાં તું ભાગ ન લે? બ્હેન, બ્હેન, મારો જીવ બહુ મુંઝાય છે. આપણી માતાના મૃત્યુ જોડે આપણું પણ મૃત્યુ થયું હત તો નિરાંત હતી. પછી પિતાજી સ્વતંત્ર રીતે વર્તી શકત. તે રસ્તામાં મળે છે તો મને જાણે ઓળખતા પણ નથી. અરે, હું તો જાણું છું કે માની જોડે બાપ પણ મરી ગયા છે." તે બોલતે બોલતે ગળગળો થઇ ગયો; વિજયા આ વખત બરોબર શુદ્ધિમાં હતી. અન્ય સમયની માફક અડધી ભાનમાં, અને અડધી બેભાન સ્થિતિમાં ન હતી. નહીં તો તો વિદ્યાસાગર વાતોની વાતો કર્યા કરે પણ તે સાંભળેજ નહીં. તે ગદ્દગદ્દ કંઠે બોલી! "ભાઈ, હું તારૂં કહેવું માનું છું. પણ મારી વાત મારા હાથમાં નથી. છતાં તારે ખાતર હું દુનિયાને બતાવી આપીશ કે હું ગાંડી નથી. હું બેન મનોરમા જોડે સ્ત્રીસમાજમાં ભાગ લઇશ. હવે મને કાંઇપણ સ્પૃહા નથી. આ દુનિયાં શોકમય સમજવાને બદલે હું આનંદમય જાણું છું. આ શરીર હોય છે તો તેથી પરમાત્માનું સ્મરણ થાય છે. ભાઇ, સંસારમાં મમત્વ છુટયા પછી હર્ષ શોક નાશ પામે છે. યોગીંદ્ર, યોગીંદ્ર, યોગીંદ્ર !" તે બોલતી અટકી પડી.

"શું બોલી બ્હેન?" વિદ્યાસાગરે પુછ્યું.

"કાંઇ, નહીં. આ સંસારનો બોધ."

ના, ના, યોગીંદ્ર એટલે કોણ ? તું કોને સંભારે છે ? કીયા યોગીને ?" વિદ્યાસાગરે પુછ્યું.

અસત્ય ન બોલવું એવી વિજયાની પ્રતિજ્ઞા હતી. તેણે વાત ઉડાવવા યત્ન કર્યો.

"કાંઇ નહીં ભાઇ, હું તો એમ કહેતી હતી કે હવે હું વધારે દૃઢ થઇ, બેન મનોરમાને સ્હાય કરીશ."

"યોગીંદ્ર કોણ છે, તે મને કહીશ ?" વિદ્યાસાગર પોતાના પ્રશ્નને વળગીજ રહ્યો.

વિજયા—"કોણ છે, તેનો તું જ વિચાર કર્યને ! આણુ ઉપ-

રની બધી વાત ભુલી ગયો કેમ ?"

વિદ્યાસાગર—"હાં, હાં, ત્યારે એમ કહેને કે આબુવાળા યોગી પાછળ તું ગાંડી થઇ છે. ખરે યોગીરાજ હતા તો એવાજ પણુ હું તો અહીંની ધમાલમાં પડવાથી એમને ભુલી ગયો હતો. વખતે સાંભરતા ખરા, પણુ મારા લક્ષમાં રહેતા નહીં. વારૂ ત્યારે તેં એમની પાછળ ભગવાં લુગડાં પહેર્યાં છે ?"

વિજયા—"ભાઇ, તું મને માફ કર્ય. તું વાતોડીયો છે. હજી બાળક છે. તારા પેટમાં વાત ટકતી નથી. તું મને પ્રશ્ન પુછીને કાયર ન કર્ય. હું તને આજથી વચન આપું છું કે હું ગાંડી નથી, એમ દુનિયાંને સાબીત કરી આપીશ. આથી તારે શરમાવાનું કાંઇ પણુ કારણુ નહીં રહે. તેમ મનોરમા બ્હેનને પણુ હું પૂર્ણુ મદદરૂપ થઇ પડીશ. પિતાજીને પણુ પરમેશ્વર ઠેકાણે લાવશે. શ્યામકુમારી અને ગંગા એકઠાં મળી જ્યારે એમનો પૈસો ઉડાવશે, ત્યારેજ મારી પવિત્ર માતાનું ભાન એમને થશે. ભાઇ સર્વશકિતમાન પ્રભુ સર્વ કોઇને પોત પોતાના કૃત્યનો બદલો આપે છે. ભાઇ વીરા, આમ આવ્ય. તું મુંઝાઇશ નહીં !!" વિદ્યાસાગર બ્હેન પાસે ગયો. ને બ્હેનના ખોળામાં માથું મુકયું. "ભાઇ" વિજયા બોલી, "ભાઇ, તારા માથામાં આટલો બધો મેલ શો ! કાલ તારૂં માથું ચોળી નાંખી, હું સુગંધી ફુલેલ તેમાં નાંખીશ." વિદ્યાસાગર બ્હેનના ખોળામાં માથું મુકી રોયા કરતો હતો. તેને નિર્મળા સાંભરી આવી. "ઓ મારી મા રે, તું અમને બંનેને નિરાધાર મુકી કયાં ચાલી ગઇ!" તે ધીમે ધીમે ડસકાં ખાતે ખાતે બોલતો હતો. વિજયાએ આશ્વાસન આપ્યું "ભાઇ, ભગવાન્ સદાશિવ આપણા પિતા છે, અને મહાદેવી પાર્વતી આપણાં માતા છે. તેનું સ્મરણુ કર્ય. આપણી માતા તેના અનંત ધામમાં વસે છે. મેં તેને દીઠી છે." આમ સાંત્વના કરી, ભાઇ બ્હેન રોઇ પડયાં. તેમનાં અશ્રુ ખાળનાર કોણુ હતું ! નિરાધાર બાળકો પ્રભુ ઉપર આશા રાખતાં, ને જીવન ગાળતાં. વખતે વખતે ભૂતકાળ સાંભરી આવતો, તો અશ્રુબિંદુ ખેરવી શાંત થતાં.

અલક્ષ્યજ્યોતિ પોતાના મિત્ર અને મિત્રપત્નીથી વિખુટો પડી કાશી તરફ ચાલ્યો. ધમધમાટ ટ્રેઇન ચાલી જતી હતી. અને

તેનાથી બેવડા જોરથી એના મગજમાં વિચાર ચાલી રહ્યા હતા. "પ્રેમ, પ્રેમ, અને પ્રેમ. એક તરફ વિજયાનો પ્રેમ, બીજી તરફ મારા મિત્ર પદ્મનાભ તથા તેની પત્ની કમલિનીનો પ્રેમ! અને ત્રીજો પરમાત્મા તરફનો પ્રેમ! આમાંથી ઉચ્ચ કોને ગણવો! પ્રેમ તો પવિત્રજ છે. પ્રેમ એ પરમાત્માનું સ્વરૂપ છે. હું આટલા દિવસ અજ્ઞાનજ હતો, જ્યાંસુધી થોડું જ્ઞાન હોય છે, ત્યાંસુધી આપણા મનમાં એમજ થાય છે કે આપણે બહુ સમજીએ છીએ. પણ જેમ જેમ જ્ઞાન વધતું જાય છે, તેમ તેમ આપણા અલ્પજ્ઞાનનો આપણને ભાસ થાય છે. વિજયા ન મળી હોત તો પ્રેમનો મને કદી અનુભવ ન થાત! બધાજ જો મારી માફક અરણ્યમાંજ રહેતા હોત તો દુનીયા નભતજ નહીં. વિજયા, વિજયા તારી શી દશા હશે! તારાં દર્શન કયારે થશે! તારી પ્રેમમય મૂર્ત્તિ કયારે મળશે? * ममतु यदीयं यातालोके विलोचनचंद्रिका नयनविषयं जन्मन्येकः सएव महोत्सवः

આ પ્રમાણે અલક્ષ્યજ્યોતિના મન ઉપર વિજયાએ ઘણીજ અસર કરી હતી. એનું જીવન વિજયામય બની રહ્યું હતું. એકવાર ફરી તે જો વિજયાને જુએ, તો પછી એનાથી એનો ત્યાગ કરી શકાય તેમ નહતું. એની એકાગ્રતા, સમાધિલક્ષ વિગેરે સઘળું ધીરે ધીરે ઓછું થઇ ગયું હતું. એણે જેમ બન્યું તેમ એકાંતમાં ઓછું રહેવા માંડયું. અને તેટલા માટે તે આ ફેરી થર્ડ કલાસની ગાડીમાં બેઠો. માણુસની બહુજ ગીરદી હતી. જેમ ઢોર ખડકે તેમ ગાડીમાં માણુસ ખડકયાં હતા. કાબુલીઓ પાંચ માણુસ ઉચકે એટલો બોજો લઇ ધક્કા મારી ચ્હડી બેસતા. મારવાડીઓ પણ પોતાનો સામન પાટીઆ ઉપર ગોઠવી બેસતા. અને કાબુલી અને મારવાડીની ગાળાગાળી અને મારંમારી બે ઘડી ગાડીમાં બેસારૂને આનંદ આપતી. કોઇ બીડીઓ ફુંકતા, કોઇ ચલમ અગર ગાંજાના દમ મારતા કોઇ ભાથુ ખાતા, કોઇ વૈરાગી વળી ભજન ગાતા. આ બધાની અંદર પણ અલક્ષ્યજ્યોતિને વિજયાનું રટણ થયા કરતુ. એમ કરતાં મોગલસરાઈનું સ્ટેશન આવ્યું. અહીંથી પછી તુરતજ કાશીનું સ્ટેશન આવે છે. વચમાં ગંગા નદીનો પુલ ઓળંગ-

* મારા નેત્રની ચંદ્રિકારૂપ એ કન્યા કદી પણ મારી નજરે આવેતો, મારા જન્મમાં મોટામાં મોટો નયન ઉત્સવ એજ થશે.

વાતો આવે છે. ગંગા ઉપર ચાલતી ટ્રેઇનમાં તેને વિચાર આવ્યો " અહોહો. આ ભગવતી ભાગીરથી નદી કે જેના પવિત્ર તટ ઉપર કાશીવિશ્વેશ્વર બિરાજે છે. નદી કેટલી વિશાળ છે ! " તે કાશીમાં ઉતર્યો. રસ્તા એને બહુજ સાંકડા લાગ્યા. વિશ્વનાથનાં દર્શન કર્યાં. મંદિર જોઇ એને વિચાર આવ્યો. અહોહો, આ મંદિર જેવું ધારતો હતો તેવું નથી. આનાથી તો વડનગરના હટકેશ્વરનું મંદિર પણ મોટું છે. વળી અહીં પણ ડાકોરની માફક પુજારીઓ બહુ સતાવે છે. તેણે વિશ્વનાથનાં દર્શન કરતાં કહ્યું. " પ્રભો, મારી ચિત્તવૃત્તિ એવી વિશુદ્ધ ક્યારે બનશે કે મારું જીવન તારામય થાય !

**आत्मात्वं गिरिजामतिः सहचराःप्राणाः शरीरं गृहम्**
**पूजा ते विषयोपभोगरचना, निद्रा समाधिः स्थितिः ।**
**संचारः पदयोः प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वागिरो**
**यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥**

મારો આત્મા તું છે, ગિરિજામતિ છે, પ્રાણ મિત્ર છે. અને શરીર ઘર છે; વિષયના ઉપભોગની રચના તે પૂજા છે, અને સમાધિ અવસ્થા એ નિદ્રા છે. પગ જ્યાં જ્યાં ફરે છે તે પ્રદક્ષિણાના પ્રકાર છે, અને સઘળી વાચા તે તારાં સ્તોત્રો છે. ટુંકામાં, હે પ્રભો, હું જે જે કર્મ કરું છું તે તારી પૂજા છે. "

વિશ્વનાથના દર્શન કરી, તે પ્રયાગ, મથુરા; વૃંદાવન વિગેરે સ્થળોમાં થઇ હરદ્વાર ગયો. ત્યાંથી બદરીનારાયણ ગયો. ત્યાંથી પાછો પૂર્વમાં આવેલા જગન્નાથપુરીમાં ગયો. " આપણે સઘળા એક પરમાત્માનાં બાળક છીએ, એવું કંઇક ભાન મને આ જગન્નાથપુરીમાં થાય છે. અહીં વર્ણાશ્રમ ભેદ રહેજ ઓછો જણાય છે. " ત્યાંથી કલકત્તા થઇ, પાછો મુંબાઇ આવ્યો. મુંબાઇથી મદ્રાસ થઇ, ત્યાંથી સેતુબંધ રામેશ્વર ગયો. ત્યાં દર્શન કરી, પછી દ્વારકાં ગયો. આ પ્રમાણે હિંદુસ્થાનના ચારે ધામની યાત્રા કરી. હિંદુસ્થાનની સ્થિતિ એણે સૂક્ષ્મ દ્દષ્ટિથી જોઇ. સામાન્ય રીતે એણે મનુષ્યોને ગરીબ અવસ્થામાં દીઠા. ગરીબાઇ દરેક સ્થળમાં પ્રસરી રહેલી માલુમ પડી. ક્લેશ, કુસંપ, અને મલિનતા ઠેર ઠેર દશ્યમાન થઇ. હિંદુઓમાં અનેક ધર્મ, પંથ દીઠા. " આ રસ્તે પ્રભુ મળશે

કે પેલે રસ્તે, ” એમ ફાંફાં મારતાં મનુષ્યો દીઠાં. તેને વારંવાર વિચાર આવતા. “ આ મારા દેશની દશા ! આ મારો આર્યાવર્ત, જેમાં ભગવાન રામચંદ્ર, અને યુધિષ્ઠિર જેવા રાજાઓ, તથા વશિષ્ટ, વિશ્વામિત્ર, વાલ્મિકી જેવા મહર્ષિઓ થઇ ગયા ! જ્યાં યંત્રશાસ્ત્ર અને મંત્રશાસ્ત્ર સંપુર્ણ કળાથી ખીલેલાં હતાં. જ્યાં સુવર્ણના સિક્કા સાધારણ હતા. જ્યાં સુખ વૈભવનો શુમાર ન હતો ! સંસ્કૃતગ્રંથોના એકેકાં વર્ણન વાંચતાં આ મારા દેશની કેવી ઉન્નત સ્થિતિ હતી તેનો મને ખ્યાલ આવે છે. હાલ બહુજ પડતી દશા છે. ધર્મસ્થાનોમાંથી દયાનો અંશ ઓછો થતો જાય છે ધર્મગુરૂઓ ગરીબ મનુષ્યોની સ્થિતિ સુધારવા કરતાં, પોતાના સુખવૈભવ ઉપર વિશેષ લક્ષ આપે છે. મારા ગરીબ થતા જતા દેશમાં, ગરીબ પ્રજાના હિત અર્થે બહુજ થોડા લક્ષ આપે છે. અપાત્રે દાન થાય છે. પ્રભુ, પ્રભુ, પ્રભુ, આ આર્યાવર્ત ક્યારે સુધરશે ? આ દેશમાં રખડતા બાવાની સંખ્યા આશરે પાંચ કરોડ જેટલી કહેવાય છે. પાંચ કરોડ ! આટલા માણસની વસ્તી તો પૃથ્વીપરના કેટલાક સુધરેલા દેશોની પણ નથી હોતી. અને અહીં તો તેટલા બાવા, પારકું અન્ન ખાઇ, કાંઇપણ પરોપકારનું કૃત્ય કરવાને બદલે, આળસમાં પડયા રહે છે. આમ ફાટયું ત્યાં ક્યાં થીંગડું દેવું ? દેશના શ્રીમાન મનુષ્યો પોતાની મોજશોખલાલીમાં ગરીબ પ્રજાભણી દૃષ્ટિ પણ ફેરવતા નથી. નાટ્યઘરમાં, વરઘોડામાં, પાર્ટીઓમાં અઢળક દ્રવ્ય ખરચાય છે, ત્યારે ઘણાંએ ગરીબ મનુષ્ય અન્ન વગર પગ ઘસી મરી જાય છે. ગરીબોને ખાવાને અન્ન નથી, પહેરવાને લુગડાં નથી. રહેવાને ઘર નથી. **महदपि परदुःखं शीतलं सम्यगाहुः ॥** ( પારકાનું ગમે તેટલું દુઃખ હોય, તોપણ આપણને શાંતીજ રહે છે ) એ કવિ કાલીદાસનું વાક્ય શું ખોટુ છે ! દેશમાં સ્ત્રી તથા પુરૂષની કેળવણીની બહુ જરૂર છે. ખેતીવાડી, હુંનર વ્યાપાર ખીલવવાની બહુ જરૂર છે. ધાર્મિક કેળવણીની આવશ્યકતા છે. પાખંડી, સ્વાર્થી, નીચ મનુષ્યો, જેઓ ધર્મને બ્હાને ભોળી પ્રજાને છેતરે છે, તેમને યોગ્ય શાસન થવું જોઇએ. ધર્મ મંદિરોમાં, દેવાલયોમાં મુકાયલો પૈસો, પરોપકારાર્થેજ વપરાવો જોઇએ. એ દ્રવ્યમાંથી પૂજારીઓનાં ઘર ભરાવાં ન જોઇએ. આર્યાવર્તમાં ઘણા ઘણા વિષયો છે, જેના ઉપર ઉછરતી પ્રજાએ લક્ષ આપવાની જરૂર છે. ”

અલક્ષ્યજ્યોતિ પોતાનું દ્રવ્ય પરોપકારાર્થે વપરાય તેટલું વાપરતો. એની નજરે પડેલો એવો કોઇ પણ ગરીબ મનુષ્ય નહોતો કે જેને એણે અન્ન તથા વસ્ત્ર ન આપ્યું હોય. જે જે ગરીબ મનુષ્યો એના હાથનું દાન લેતા, તે તે તેને સાક્ષાત્ ઇશ્વરનો અવતાર ધારતા. તેણે વિચાર કર્યો " વિજયા, વિજયા, તારા પ્રેમે મને ઘણો ફાયદો કર્યો છે. જો હું જંગલમાં ભરાઇ રહ્યો હત, તો મારા દેશની સ્થિતિનું ભાન મને થાત નહીં. વિજયા, વિજયા, તું કયાં છે ? " ચારે ધામની યાત્રા પરિપૂર્ણ કર્યા પછી તેણે વિજયાની સ્થિતિ જોવા સારૂ વિલાસપુર જવા વિચાર કર્યો. " વિજયા, હવે મારાથી તારો વિયોગ સહન નથી થતો. મને ખાત્રી છે કે તું મારા પ્રેમને ખાતર કોઇને પરણી નહીં હોય ! ગણેશદાસ તને બહુજ સતાવતો હશે ! વિજયા, તારી સ્થિતિનું એકવાર અવલોકન કરવુંજ જોઇએ. તારા આવા દિવ્ય પ્રેમનો બદલો મારે શી રીતે વાળવો ? વિજયા, વિજયા, હું પણ મનુષ્યજ છું. તારા પ્રેમમાં લીન થયો છું. " ચિત્તની અસ્થિર વૃત્તિથી અલક્ષ્યજ્યોતિનું માનસિક બળ તદ્દન નષ્ટ થઇ ગયું હતું તેના હૃદયમાં પ્રેમ, અને દયા મૂર્તિમાન વસવા લાગ્યાં હતાં. યોગાભ્યાસથી દૃઢ અને ઉદાસીન થયેલી એની પ્રકૃતિ પ્રેમમાં લીન થવાથી નમ્ર અને દયાશીલ થઇ હતી. યોગ અને પ્રેમ અંતે તો એકજ છે. પણ તે એક સ્થાને જવાના માર્ગ જુદા છે. અલક્ષ્યજ્યોતિ મનની એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં આવ્યો હતો. Love is Heaven, and Heaven is Love. ( પ્રેમ એ પરમેશ્વર છે, અને પરમેશ્વર એ પ્રેમમૂર્તિ છે) એ સૂત્રનો અનુભવ પુરેપુરો અલક્ષ્યજ્યોતિને થવા લાગ્યો. વિલાસપુર જવું અને વિજયાની સ્થિતિ જોવી, એ નિશ્ચય ઉપર પોતે આવી જઇ વિલાસપુર જવા નીકળ્યો.



# પ્રકરણ ૧૧

## સ્ત્રીસમાજ.

ઉપદેશતણા ત્રણ ભેદ શાસ્ત્ર વખાણે છે,
ત્યાં ક્લેશરહીત ઉપદેશ, સ્ત્રીનો જાણે છે.
× × × ×
મૃગનયનાનો ઉપદેશ, રસમય લાગે છે.

ગફુલાલજી.

મનોરમા અને વિલાસિકાએ સ્ત્રી સમાજ કહાડી હતી. પણ સ્ત્રીઓ ગૃહકાર્યોને લીધે, પરાધીનતાને લીધે, તથા કેળવણીના અભાવે, એમાં જોઇએ એટલું લક્ષ આપી શકતી નહોતી. તેમજ જે કોઇ સન્નારીઓ ભાગ લેવા યત્ન કરતી તેમની સ્હામે વૃદ્ધા, અને જુના વિચારની સ્ત્રીઓ એવી સખત ટીકા કરતી કે તેમની આ સભામાં બીલકુલ જવા હીંમત ચાલતી નહી. કેટલીક વાર તો સભાના ગૃહમાં મનોરમા, અને વિલાસિકા એકલાંજ બેસી રહેતાં. આમ કરતાં એમને કંટાળો આવતો. આ સભામાં બે એક પારસી સન્નારીઓ, તથા એક બે ઇંગ્લીશ બાનુઓ પેટ્રન થઇ હતી. પણ તેઓ કવચિતજ ભાગ લેતી. મનોરમાએ વિચાર કર્યો કે આ રસ્તે આપણા સ્ત્રીવર્ગનું કલ્યાણ થાય એમ નથી. તેથી એણે સ્ત્રીઓની સ્થિતિ જોવા ગંગા ડોશીની કથામાં જવા માંડ્યું. અહીંયાં, નાતની, જાતની, પડોશીની સર્વ સ્ત્રીઓ એકઠી મળતી. ને કથાને બહાને કુથલી કરતી. મનોરમા પ્રથમ દિવસે ગંગા ડોશીની કથામાં ગઇ, ત્યારે બધાંને આશ્ચર્ય લાગ્યું. જો કે તે ન્હાની હતી, તોપણ તેના આવવાથી તે દિવસ કથામાં કાંઇ પણ ટીકા ન થઇ. વ્યાસ જે વાતોડીઓ હતો, તેણે પણ મનોરમા આગળ ડહાપણ ન ડોળ્યું. કથા પુરી થઇ રહી પછી "અચ્યુતં કેશવં" થઇ રહ્યા પછી, વ્યાસ ઘેર ગયો. ગંગાએ હળવેથી વાત ઉપાડી—"અહો મનોરમા બ્હેન આજ તો તમે અમારાં ઘર પાવન કર્યાં ?"

મનોરમા—"એ શું બોલ્યાં માજી ! અમે તો તમારાં છોકરાં

કહેવાઇએ. અમને તે એટલું બધું માન ઘટે ! ”

ગંગા—“વાહ, બે ઘડીક ભગવત ભજન થાય છે. આવતાં હો તો જીવને જરા જંપવળે તમે ને મારી વિલાસિકા તો નાત્યમાં એ પંકાઓ છો. જરા દુશ્મનો તમને સુધારાવાળાં કહે છે. ”

મનોરમા—“માજી, અમે સુધારાવાળાંજ છીએ. સ્ત્રીઓને સુધારવાની અમે દીક્ષા લીધી છે. અને તમે સ્હાય કરશો તો, અમે થોડી મુદતમાં તેમાં ફત્તેહમંદ થઇશું. ”

ડોશીને આ વાત ગમી નહીં. એણે ઉત્તર ન આપ્યો. તે દિવસે બધાં વેરાઇ ગયાં.

મનોરમાએ ધીરેધીરે કથામાં ભાગ લેવા માંડયો. આથી એ બધાંને પ્રિયકર થઇ પડી. પુરૂષોત્તમ માસ ચાલતો હતો. આથી સ્ત્રીઓ ઉપવાસ, એકટાણું ફરાળ વિગેરે કરતાં હતાં. કથા ચાલતી હતી, એવામાં પાડોશણ ઝવેર ડોશી દોડતી ત્યાં આવી, તે બોલી—“ અલ્યાં ગંગા વહુ, આમ આવોને બા, મા'રી શશીને તો કોણ જાણે શુંએ થાય છે ! આંખ્ય બાંખ્ય ફટાડી દીધી છે, ને પેટમાં ગોળો ચ્હડયો છે ! ”

આથી બધાં ત્યાં દોડી પહોંચ્યાં. ને શશીને બેભાન અવસ્થામાં પડેલી દીઠી. મનોરમાએ સારવાર કરી તેને શુદ્ધિમાં આણી. એને ગરમ ચ્હા પાયો. આથી તે જાગૃત થઇ. પછી બધાં કથામાં ગયાં. કથા પુરી થઇ રહ્યા પછી મનોરમાએ વાત ઉપાડી-“ શશી બ્હેન ! તમે ઇશ્વર કૃપાથી બચ્યાં. બાકી આવાં વ્રત કરવાં નહી. આમ દેહકષ્ટે તમને શો ફાયદો છે ? ” શશી કાંઇ બોલી નહી.. પણ ઝવેર ડોશી જરા ચ્હીડાઇ બોલ્યાંઃ—“ મનોરમા ! ખાવાં, પીવાં, મોજ મારવી એ તમને પાલવે. મારી શશીનું બિચારીનું નાનપણથી બગડેલું તે વરત વરતુલાં ન કરે તો શું કરે ? પુર્વે જન્મમાં શાંએ પાપ કર્યાં હશે કે આ જનમમાં ભોગવવાં પડે છે. ”

મનોરમા—“ ઝવેરમા, તમારૂં કહેવું ખરૂં છે પણ દેહનો ધર્મ તે કાંઇ ખાધા વગર ચાલે. જમતાં નહીં હોય તો શશી બ્હેન ફરાળ કરતાં હશે. અને ફરાળ વાયડો પડેજ. ભાત ન ખાય તો સામો ખાય, રોટલી ન ખાય તો, રાજગરાની પુરી ખાય. બટાટા, સુરણ તો ખવાયજ. ત્યારે ફરાળ એ માત્ર ખોરાક ફેર છે. એથી કાંઇ સાત્વિક વૃત્તિ આવે એમ તો હું માનતી નથી ”

ગંગા ડોશી—" મનોરમા ! તમારા સુધરેલા વિચાર તમારી સભામાં ખતાવજો. અહી નહીં; અહીં તો હરિનું નામ લેવાનું છે. એવી આડીતેડી વાતો તમારે ઘેર કરજો "

મનોરમાને ખોટું લાગ્યું, પણ વખતને અનુસરીને સહન કરી ગઇ. ધીરેધીરે એણે પોતાની સભા તરફ સ્ત્રીઓનું ચિત્ત આકર્શવા માંડયું. દાખલાથી, દલીલોથી તે પોતાની બ્હેનોને કેળવણીના ફાયદા બતાવી શકી. અને પરીણામે કેટલીક સરળ હૃદયની પણ અભણ સ્ત્રીઓએ એના બોધથી ભણવા માંડયું. સભામાં નાની છોકરીઓ વખતે ગરબા ગાતી, વખતે હાર્મોનીયમ બજાવતી. રવીંદ્ર કોઇક વખત મેજીક લેન્ટર્ન ( જાદુઇ ફાનસ ) ના ખેલો સ્ત્રીઓ સમક્ષ કરી બતાવતો. કોઇકવાર મનોરમા, તથા વિલાસિકા ભાષણ આપતાં. ગંગા ડોશીની કથામાં જે મંડળ ભરાતું તેમાંનું હવે અડધુંએ ન ભરાવા લાગ્યું. સ્ત્રીસમાજ એવો આનંદમય મનોરમાએ બનાવ્યો હતો, કે ઘણીક સ્ત્રીઓને કથા શુષ્ક લાગતી. માત્ર શ્યામકુમારી આ સભામાં ભાગ ન લેતી. તેમ વિજયા ન જણાતી.

વિદ્યાસાગરના આગ્રહથી વિજયાએ ધીમે ધીમે આ સભામાં આવવા માંડયું. આથી એના મનને કાંઇક શાંતિ વળી. ગોર્યના દિવસ પાસે આવતા હોવાથી, મનોરમાના આગ્રહથી તે વિષે વિજયાએ સ્ત્રીસમાજમાં નીચે મુજબ નિબંધ વાંચ્યો:—

" બ્હેનો, હું જે વિષય ઉપર બોલવાની છું, તે ટુંકો છે. અને સર્વ કોઇને વિદિત છે. હું ગોર્ય ઉપર બોલવા માંગું છું. જેને આપણે ગોર્ય કહીએ છીએ, તેને વ્રતરાજમાં જયા પાર્વતી વ્રત કહેલું છે. એ ગ્રંથમાં વ્રતનો વિધિ રહેલો છે. તેમાં આ પ્રમાણે લખ્યું છે.

**व्रतंकुरु विधानेन, मम नाम्ना च विश्रुतम् ।**
**जयायुक्तेन सुभगे त्रैलोक्ये पावनं परम् ॥**

આનો અર્થ એવો છે કે, હે સારા ભાગ્યવાળી, મારા નામ જોડે જયા શબ્દથી જોડાયલું અને ત્રણે લોકમાં પવિત્ર, એવું વ્રત વિધાનથી કર્ય. હે સુંદર નેત્રવાળી, "જયાપાર્વતી" વ્રત આષાઢ મહીનામાં ભક્તિથી કરવાનું છે. આ વ્રત પાંચ દીવસ સુધી દૃઢતાથી પાળવાનું છે. જેમાં સ્વાદ વગરનું, મીઠા વગરનું ભોજન લેવાનું

છે. આ વ્રત અષાડ માસના શુકલ પક્ષની તેરશથી શરૂ થાય છે. ને કૃષ્ણ પક્ષની ત્રીજે પુરૂ થાય છે, ઇત્યાદિ.

પોતાનાં સૌભાગ્ય અને યોગ્ય પતિ મળે તેને માટે આ વ્રત બાલિકાઓ કરે છે. આ દિવસોમાં કન્યાઓએ ઇંદ્રિયોને નિયમમાં રાખી, મોળું ખાઇ, સતત ઉમા મહેશ્વરની ભકિત કરવી. અને નવાંકુર તથા પુષ્પથી તેમનું પૂજન કરવું, તથા નવાં ફળ ધરાવી તે ખાવાં. નવરાશનો વખત પોતાની સમવયસ્કી કન્યાઓ સાથે, ઇશ્વરની કીર્તનના, પતિ ભકિતના ગરબા ગાવા વિગેરેમાં વ્યતીત કરવો. આ પ્રમાણે આ એક ઉત્તમ વ્રત છે. પતિસુખને અર્થે ઇશ્વર પ્રસન્ન કરવા એ ભાવના ઉત્તમ છે. કારણ પતિ એજ સ્ત્રીનું પરમ દૈવત છે. એનાજ સુખમાં પોતાનું સુખ સમાયલું છે. નાનપણથી આ સંસ્કાર પાડવા માટે આ વ્રત કન્યાઓને સૂચવ્યું છે. આટલી મૂળ વાત છે. હવે આ વ્રત હાલમાં કેવી રીતે કરવામાં આવે છે, તેનો વિચાર કરીએ. જે દિવસથી આ વ્રત શરૂ થાય છે, તેના સ્હવારમાં કન્યાઓ નદીએ ન્હાવા જાય છે. રસ્તામાં તેઓની જુદી જુદી ટુકડી બંધાઇ, કાંતો કુટતાં શીખે છે, અથવા લ્હડતાં શીખે છે, કે નિંદા કરતાં શીખે છે. આ પ્રમાણે નદીએથી નાહીને આશરે આઠેક વાગ્યાને શુમારે પાછી આવે છે. પછી માટીના બનાવેલા હાથી ઉપર બેસાડેલી ઉમામહેશ્વરની બે મૂર્તિઓની પૂજા કરે છે. અને એક ટોપલીમાં જવારા વાવે છે. બારેક વાગ્યાને શુમારે તેઓ બેસે છે, અને મીઠા વગરનો ખવાય એટલો ફળાહાર ખાય છે. બાજી રમે છે. અને એટલા માટે "ગોર્ય બેઠી." એ શબ્દ ખાસ વપરાય છે. સ્હાંજના પાંચેક વાગે કન્યાઓ ઉભી થઇ જાય છે. પછી બ્હાર રમવા જાય છે. જ્યાં બધી એકઠી થઇ કાંતો ગરબા ગાય છે, કે કુટે છે; એમના સ્હામા છોકરાઓ એકઠા થઇ, એમની મશ્કેરી ઠઠ્ઠા કરે છે. તેમને સ્હામી ગાળો દઇ, કન્યાઓ આનંદ માને છે. આ પ્રમાણે પાંચ દિવસ વ્રત કરી છઠ્ઠે દિવસે પારણાં કરે છે. સન્નારીઓ, તમે સ્હમજી શકશો કે હાલ કરાતા આ વ્રતથી કન્યાઓને નૈતિક શિક્ષણમાં કોઇ પણ રીતે ઉત્તેજન નથી મળતું. તેથી ઉલટું કેટલીક અજ્ઞાન બાળીકાઓને આ વ્રત અનીતિનું સાધન થઇ પડે છે. વ્રતનો ગૌણ હેતુ કે "મોળો ફળાહાર કરવો," તે પ્રધાનપદ લે છે. અને પ્રધાન હેતુ ઇશ્વર સ્તવન, નીતિબોધ વિગેરે છે તે તો બિ-

ચારો કન્યાઓને રોવા કુટવા, ને ગાળો દેવાનાશિક્ષણ આગળ, ઉડી જાય છે. આ પ્રમાણે આ વ્રતની અધોગતિ થવાનો દોષ ન્હાની બાલિકાઓ કરતાં, તેમનાં માતા પિતાનો છે. માતાઓ સારી રીતે સ્હમજી શકે છે કે મનની અને પાણીની ગતિ સરખી છે. હમેશાં તે અધો (નીચી) ગતિએ જવા યત્ન કરશે. પણ જેમ યંત્રવડે પાણીને ઉચે ચ્હડાવવામાં આવે છે, તેમજ દ્દઢ નિયમો, તથા ઉત્તમ નૈતિક શિક્ષણ વડે મનને ઉચે ચ્હડાવવાની જરૂર છે. વ્રતનો હેતુ માત્ર ઉપવાસ અગર ફળાહાર, એટલે ખોરાક ફેરમાં સમાયેલો નથી. પણ મનઃશુદ્ધિ, અને પવિત્રતામાંજ વ્રતનું રહસ્ય રહ્યું છે. ત્યારે સન્નારીઓ, મારી અલ્પ મતિ પ્રમાણે હાલ જે રીતે ગોર્યનું વ્રત કરવામાં આવે છે તે કહ્યું. હવે શી રીતે આ વ્રત થવું જોઇએ તે કહુ છું. જે દિવસથી આ વ્રત શરૂ થાય, તે દિવસથી છોકરીઓની માતાઓએ અગર વડીલે વ્હેલાં ઉઠી, છોકરીઓને વ્હેલી જગાડી ઘેરજ ન્હવડાવવી. અને નવાં અંકુર, તથા પુષ્પથી ઉમા મહેશ્વરની પૂજા કરાવવી, નવાં ફળ, ધરાવી, ખાવાં. એમાં ઉભા રહેવાનું અગર બેસવાનું કાંઈ કારણ નથી. છતાં કોઈનું હૃદય દુભાતું હોય તો બપોરે બેઠા પછી ખાવું. આ સમયમાં કુટુંબની વૃદ્ધાઓએ, પુત્રીઓના મ્હો આગળ, ભારત, રામાયણ, અગર પાશ્ચિમાત્ય દેશોમાંની સતીઓના વૃત્તાંત, જીવન કથાઓ કહેવી. અને તે એવી સુંદર રીતે કહેવી કે કન્યાઓનો આનંદ થાય. આ પ્રમાણે બે કલાક કથા વાંચ્યા પછી, છોકરીઓને, બાજી, પાંચી કુકા, બીઝીક, શેત્રંજ વિગેરે રમવાની છુટ આપવી. રમત એવા ભાવથી રમવાની ટેવ પાડવી કે તેનાથી ભગિનીપ્રેમ વધે. બાજી, અગર એવી રમતમાં લ્હડાઇ વારંવાર થાય છે, તે થતાં અટકાવવી. તથા ખાવા પીવાની, અગર ફળાહારની છુટ આપવી. સ્હાંજના છોકરીઓને એકઠી કરી, વાજીંત્ર સાથે ગરબા શીખવવા. બને તો આવા ગરબા ઘરમાંજ છોકરીઓને શીખવાય તો ઠીક. બ્હાર ચોગાનમાં પુરૂષો દેખતાં ગરબા ગાવા મારા મત પ્રમાણે યોગ્ય નથી. વળી સંગીત સાથે ઉત્તમ કવિઓના નીતિના ગરબા શીખવવા. આથી નીતિ અને સંગીત બંન્નેનું જ્ઞાન થાય. આ પ્રમાણે ગોર્યના વ્રતનો ઉત્સવ થાય તો હું ધારૂંછું કે કન્યાઓ આનંદની સાથે સ્વધર્મ શીખે. બ્હેનો, મારા અલ્પજ્ઞાન પ્રમાણે મેં તમારી સમક્ષ ગોર્ય ઉપર બે બોલ કહ્યા છે. જો યોગ્ય લાગે તો તે પ્રમાણે વર્તનમાં મુકશો. ”

આટલું બોલી વિજયા બેસી ગઇ. એને થાક બહુ લાગ્યો હતો. બેઠા પછી પાણી પી, તેણે યોગીંદ્રનું ધ્યાન ધર્યું. આ સમાજમાં વિજયાના ભાષણથી બહુજ આનંદ થયો હતો. જે ગાંડા જેવી ગણાતી. જેને સ્ત્રી સમાજ મૂર્ખ, અને બેવકુફ સ્હમજતી, તેના મુખમાંથી નિકળતાં અમુલ્ય બોધ વચનો, સાંભળી સ્ત્રીઓ તો છક થઇ ગઇ. વિજયાનું ઘેલછાનું કલંક ભુંસાયું. અત્યાર સુધી જે કોઇ વિજયાને જોતું, તે મ્હો મરડતું, અગર હાથનો ચાળો કરી તિરસ્કાર કરતું. તે સઘળા વિજયાની જોડે વાતો કરવા લાગ્યાં, અને એની ખબર પુછવા લાગ્યાં. વિજયાએ ભગવો વેષ કાયમ રાખ્યો હતો. એના મુખઉપર પવિત્રતા અને ભક્તિ ભાવની છાપ હતી. એને જોઇનેજ સર્વ કોઇને ભક્તિ રસ ઉત્પન્ન થતો. એ ભક્તિની સાક્ષાત્ પ્રતિમા હતી. ભાષણ પુરૂં થયા પછી, સઘળાં વેરાઇ ગયાં. પણ તે દિવસથી મનોરમાની સ્ત્રીસમાજની ચ્હડતી દશા થઇ. ધીમે ધીમે ન્હાની ન્હાની છોકરીઓ પણ દાખલ થવા લાગી. અને મ્હોટી મ્હોટી સ્ત્રીઓ પણ આવવા લાગી. આમાં જે કાંઇ ખરચ થતું, તે ડોકટર કુસુમકાંત પોતે આપતો. સમાજમાં બે વિભાગ પાડવામાં આવ્યા હતા; એક મ્હોટી સ્ત્રીઓનો ને બીજો ન્હાની સ્ત્રીઓનો. પચીસ વર્ષની અંદરની સ્ત્રીઓ ન્હાના વર્ગમાં ભળતી, અને તે ઉપરની સ્ત્રીઓ મોટા વર્ગમાં ભળતી. ન્હાની સ્ત્રીઓ સાંજે એકઠી થઇ ગરબા ગાતી, વાંચતી, રમતી આનંદ કરતી. મ્હોટી સ્ત્રીઓ બપોરના બેથી ચાર વાગ્યા સુધી મળતી. અને ત્યાં તેમાંનું કોઇ, ભાગવત વાંચતું તો કોઇ બીજો વિષય વાંચતું. આ પ્રમાણે આ સ્ત્રી સમાજ સુધરતો ચાલ્યો. પુરૂષોને તે સમાજમાં જવાની સખત મનાઇ હતી. જેને ખાસ કામ હોય તે મનોરમાની પરવાનગી લઇ, અંદર દાખલ થઇ શકતો. એમ કરતાં સ્ત્રીસમાજની સ્થાપનાની વર્ષ ગાંઠનો દિવસ આવ્યો. તે વખતે ડોકટર કુસુમકાંતે પોતાના ખરચથી સ્ત્રીસમાજ તથા સંભાવિક ગૃહસ્થાને પાર્ટી આપી. જેમાં સ્ત્રીઓના ગરબા મુખ્ય વિષય હતો. કોઇ પણ રીતે સ્ત્રીઓને સંકોચન આવે એટલા માટે પુરૂષોની બેઠક દુર ગોઠવી હતી. ગરબામાં કુસુમકાંત, રવીંદ્ર, અને બીજા મિત્રો તથા મિત્રપત્નીઓ આગળ પડતો ભાગ લેતાં. શ્યામકુમારીને પણ આગ્રહથી વિલાસિકા તેડી લાવી હતી. હાર્મોનીયમ વગાડવા ભગવા વેષમાં વિજયા બેઠી હતી. અને મૃદંગ લઇને મનોરમા બેઠી હતી.

વિલાસિકાનો કંઠ ઘણો મધુર હતો. અને તેની જોડે ચંદ્રિકા, શાંતા, લક્ષ્મી વિગેરેના કંઠ પણ તેવાજ મધુર હતા. ગરબા ગાવાના શરૂ થયા. કેટલાક ગરબા ગવાયા પછી નીચેના ચાર ઉત્તમ ગરબા ગવાયાઃ—

૧

સાહેલી રે–તુચ્છ વૈભવ જગ માંહી, પતિસુખની છે બલિહારી;
નિઃસ્વાર્થી રે–પ્રેમ તણી જે મૂર્તિ, એવી માતને પણ મૂકી વ્હેતી.
નહિ જન્મ થકી જોડાયાં રે, નહિ ધાડ સમ્બન્ધમાં આવ્યાં રે;
નહિ સ્વાર્થે મહિં લપટાયાં રે, અલ્પકાળમાંરે-વશીયા હૃદયે સ્વામી-
પતિસુખની છે બલિહારી. ૧.

પિતુ મ્હારા રે–સ્નેહથકી ત્હેં લડાવી, સહુ ઇચ્છા પૂરી પાડી;
ત્યજી તુજને રે–જાતાં મન નવ કંપે, પતિ દર્શનના ઉમંગે,
ચંદ્રવીણ ચકોર નવ દેખે રે, ઘનબિન્દુ ચાતક તલ્પે રે,
દીપે જીવ પતંગ નિજ અર્પે રે, ત્યમ માતુરે-કંથને જીવનદોરી-
પતિસુખની છે બલિહારી. ૨

સખી વ્હાલી રે નિત્ય આનંદે રમતાં, વળી ભાવથી સાથે ભણતાં;
ક્ષણ એકજ–રે કદિ વિખૂટાં પડતાં, થઇ ખિન્ન બહુ ગભરાતાં;
પતિસ્નેહની શીળી છાંયે રે, ભૂતકાળ પડ્યો વિસારે રે,
નહિ અન્ય હવે મન તૃષ્ણારે ક્ષમા કરજોરે–સમય શિખવશે 'શાથી';
પતિસુખની છે બલિહારી. ૩

પ્રિયભગિની રે–પતિમાં તન્મય થાવું, એ ફરજ જ સ્ત્રીની માનું;
લઇ શિક્ષણ રે–પતિ સહ રહીને નિત્યે, સદ્‌ગુણ સહુ હૃદયે ધરીયે;
એક નિષ્ઠાથી ઇશને પ્રાર્થો રે–આપી પવિત્ર દંપતી જોડાં રે,
આર્યાવર્તની ખ્યાતિ વધારો રે, સહુ બ્હેનો રે–ભાવે સૂત્ર પ્રમાણી-
'પતિસુખની છે બલિહારી.' ૪

૨

સખી જ્યારે સુખના વાયુ વાય, હૃદય હરખાવતા રે લોલ,
દિસતા દિન સંપત્તિ પ્રકાશથી અતિ રળિયામણા રે લોલ,

---

૧ ( ગિરધારી રે, વાત કહું તે વિચારો—એ રાગ ).
સુબન્ધુ, બન્ધુસમાજ.

૨ ( ચાલો ચાલો ગોકુળની વ્રજનાર કે મહીડાં વેચવા રે લોલ—એ રાગ. )
ડાહ્યાભાઈ લક્ષ્મણ, બન્ધુસમાજ.

સખી, જ્યારે સુખ શય્યાની માંહ્ય, મીઠી નિંદ આવતી રે લોલ,
બ્હેન જ્યારે વૈભવ વેળા દુઃખ, નહિ પીછાનતાં રે લોલ;—
નહિ આ ઉજળા દિવસો માંહ્ય, પરીક્ષા આપણી રે લોલ,
સખી, સહુ સંકટકેરે સમય, કસોટી નીકળે રે લોલ-
બ્હેન, જ્યારે વાયુ ભયંકર વાય, ઘોર ઘન ગાજતાં રે લોલ,
સખી, જ્યારે ઝબુકે વીજળી તીક્ષ્ણ હૃદયને વીંધતી રે લોલ,
વ્હાલી, જ્યારે આફત કેરી ઝડીઓ જીવનપર તૂટી પડે રે લોલ;—
બ્હેન, આવા કઠિન કાળની માંહ્ય, પૂર્ણ પ્રીતિ થકી રે લોલ,
કરી નહિ નિજ દુઃખની દરકાર, પતિસુખ શોધીએરે લોલ,
બ્હેન, ત્યારે કિમ્મત આપણી થાય, જીવન તવ શોભતું રે લોલ,
પતિ કદી ચિન્તા ને ઉદ્વેગ થકી ગભરાય છે રે લોલ,
તરત સતી હૈયા સરસો લઇ આશ્વાસન આપતી રે લોલ,
લઇ નિજ નાજુક કરમાં શિર પતિનું પ્રેમથી રે લોલ,
મુકીને કોમળ ઉરપર, શોક નરમ સહુ પાડતી રે લોલ;
બ્હેન, દોરી સુખનાં નવલાં ચિત્ર. સ્વામી સંતોષતી રે લોલ,
કદી નહિ મળતી ધારી ચીજ, ઓછું નવ આણતી રે લોલ,
પતિનો પ્રેમ અમૂલી ચીજ, બીજું સહુ તુચ્છ છે રે લોલ.—
આવી રહે બુદ્ધિ જ્યારે બ્હેન, સર્વ સ્થિતિ મહીં રે લોલ,
સખી, ત્યારે સફળ જીવન આ થાય, આપણું સ્ત્રીતણું રે લોલ,
પ્રભુ વળી થાયે બ્હેન, પ્રસન્ન, આવી પ્રીતિ થકી રે લોલ.

૩

બ્હેની! હર્ષે હસું હું રે કૌતુક તુજ સંતોષતાં,
ન્હાશો આનંદ હેલીએ રે મધુર જીવનાન્તરમાં;
સાસરૂં-રમ્ય આશ્રમરે ઉમંગે આમંત્રે,
મીઠાં વિહગો કુરંગો રે વધાવે નવાશ્રિતને.
હર્ષ-ઝરણાં ત્યાં ગાને રે રમાડે હૃદય કુંળાં,
સ્નેહ-વાયુ પ્રસારે રે મધુર સુખ જીવનતણાં.
સાસુ સસરા-ગુરૂજન રે ગુણી સ્વાનુભવી હૃદયે,
દેખી સુકુમારી વેલી રે હસે સત્ય વાત્સલ્યે.
રોપી મૃદુ લગ્ન-કુંજે રે જીવન વિધા વારિ સીંચી.
સ્નેહ-વાતાવરણમાં રે, દઇ ઉષ્ણતા જ્ઞાનની.—

---

૩ ( શીખ સાસુજી દે છે રે વહુજી રહો ઢંગે—એ રાગ ).

પાન્થ બન્ધુસમાજ.

આચ્છાદી કૃપાદૃષ્ટીની રે શીળી સલુણી છાયા,
રક્ષી કલેશ-કાંટાથી રે ઉછેરે કુમળી લતા
મધુવનમાં વસન્તાં રે વડીલ અન્ય ઉપગુરૂઓ
આ વિકાસના કાર્યે રે ધરે ઉલ્લાસ ઘણો,

પ્રિય પતિ-વૃક્ષ સુન્દર રે હૃદયસંગી સમીપ વસે,
પ્રેમગ્રંથિથી તે સહ રે વીંટાતાં જીવન વિકસે.
એમ આલિંગી રહેતાં રે સદા ઉચ્ચ પ્રીતિભાવે,
વ્હાલા રમણુ રસિલા રે જીવનલ્હાવા વિલસાવે.
શુદ્ધ સ્નેહે સંધાયાં રે અંતર એકમેક ભળ્યાં,
ત્રૂટે પણુ નવ છૂટે રે, સદા સંયુક્ત બન્યાં.
દૃઢ સંલગ્ન હૃદયોગે રે રેલી આત્મરસ રૂડલો,
એકતા દિવ્ય પામીયે રે ભૂલી દ્વંદ્વભાવ બધો.
આવા વૃક્ષવેલીના રે શીળા આત્મયુગલ તણાં,
યૌવનરસથી ખીલેલાં રે, બાલુડાં ફુલડાં રૂડાં,—
બાલમૃગ સમ, મધુરાં રે, રમે ઝરણાં સંગે,
કાલી મંજુલ વાણીથી રે પ્રાણુયરસને રંગે.
આવા દિવ્ય આનન્દે રે રસેલું જીવન વહીએ,
બ્હેની ! ધર્મો આચરતાં રે પ્રભુપદે સંચરીએ.

૪

ગરબે રમવા સાહેલી ! સાંચરો રે લોલ,
ભારતીમન્દિર ચારૂ ચોક પ્રીતિથી ફરો રે લોલ;
આવો બ્હેની ! ગીતરંગ રેલીએ રે લોલ.—ગરબે૦
(સાખી) શરદપુનમ રજનિ ખીલી, અનિલ સુરભિ મલકાય,
ચન્દા મુખ નન્દન શીળી સ્મિતલહરિ લહકાય:—
રમે રામા, શારદા સોહામણી રે લોલ,
કુંકુમે જ્યાં સાથિયા પુરેલ, છે શોભા ઘણી રે લોલ;
આવો બ્હેની ! આજ રાસ ખેલીએ રે લોલ—ગરબે૦
(સાખી) મિઠાં ઝરણુ ઝરી રહ્યાં, મધુર મધુર સુરગાન,
કોકિલ, બુલબુલ, રસભર્યાં દ્રવે અનુપમ તાન.—

---

૪ (ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ:—એ રાગ).

**સુમન્ત, બન્ધુસમાજ.**

દેશવાડી નવલ પલ્લવે ભરી રે લોલ
કુંજકુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષવલ્લરી રે લોલ;
આવો બ્હેની ! જનનિગાન ગાઇએ રે લોલ.-ગરબે૦

(સાખી) ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીરઃ
રમે સિન્ધુ, કાવેરી જ્યાં, રમ્ય નર્મદાનીર;—
ગુર્જરીને બંગસુન્દરી મળી રે લોલ,
કાસ્મીરી, દ્રાવડી, મહારાષ્ટ્રી, રજપુતાણીઓ રે લોલ;
આવો બ્હેની ! એકયતાન વાઇએરે લોલ—ગરબે૦

(સાખી) કુસુમિત લીલી લલિતા લતા-લલના તરૂ પતિ સંગ.
ભારતવાડી દીપાવતી, વિવિધવર્ણે નવરંગઃ—
પારસી, ઇસ્લામી, આર્ય રમણીઓ રે લોલ,
યુરોપી સન્નારીઓ, ઉલ્લાસરસ વિલાસિની રે લોલ;
આવો બ્હેની ! હિન્દદેવી વંદીએરે લોલ૦—ગરબે૦

(સાખી) હીમાલય શિર ઝગકતી, નિર્મલ એ મન આશ,
'ભિન્નજાતિ-રીતિ, તદપિ રહો એક ઉર અમ વાસ'
લાવો ! લાવો ! હૃદયપાત્રમાં ધરી રે લોલ
મંગલ પ્રીતિ અર્ઘ્ય, ભક્તિ આત્મસુવાસે ભરી રે લોલ
આવો બ્હેની ! માતૃભૂમિ પૂજીએ રે લોલ.-ગરબે૦

---

ગરબા પુરા થયા પછી, મેવા મીઠાઇ, ચ્હા વિગેરે તૈયાર રાખ્યું હતું. ત્યાં પુરૂષ પુરૂષના ટેબલ ઉપર ગયા. અને સ્ત્રીઓ સ્ત્રીઓના ટેબલપર ગઇ. ખાઇ, પી પુષ્કળ આનંદ ભોગવી સ્ત્રી અને પુરૂષો વેરાઇ ગયાં. ઠેર ઠેર સ્ત્રીસમાજની, મનોરમાની, વિજયાની, અને વિલાસિકાની અને ડાકટર કુસુમકાંતની વાહ વાહ બોલાઇ.

# પ્રકરણ ૧૨

## શ્યામકુમારીનો ગૃહસંસાર.

**वृद्धस्य तरुणी भार्या, प्राणादपि गरीयसी ।**

મ્હારે રમકડું એક છે, નાજુક ન્હાની પુતળી !
માલીકની બક્ષીસ ઉમદા, એ મજાની પુતળી !

લલિત.

સ્ત્રીસમાજમાં ગરબા પાર્ટી ફત્તેહમંદ નીવડી. એના વિજયથી શ્યામકુમારીને ઘણીજ અદેખાઇ આવી. એની આંખમાં ઝેર વર્ષી રહ્યું હતું. તે પોતાના પતિ ગણેશદાસને ઘેર જતી આવતી થઇ હતી. ગણેશદાસ એની પાછળ ગાંડો ઘેલો થઇ ગયો હતો. નવોઢા સ્ત્રીના મુખમાંથી જે વચન નીકળતું, તે ખરૂંજ માનતો. એની દરેક ઇચ્છા પરિપૂર્ણ કરતો. મહીનામાં એકવાર ભજન તો ગણે-શદાસને ત્યાં હોયજ. તે ઉપરાંત મહારાજને ત્યાં મેવા, મીઠાઇ, સાકરનાં સીધાં તે વારંવાર મોકલતી. પોતાની માતા ગંગાને ત્યાં પણ કથા કહેનારા બ્રાહ્મણને ફુલના હારતોરા પહેરાવી રૂપાનાણું મુકતી. તે શિવાય દેવ દર્શનમાં બ્રાહ્મણો જમાડવામાં, એનાથી જેમ ખરચાય તેમ ખરચતી. એક વરસ ગણેશદાસને ત્યાં રહી, ત્યાં પુ-ષ્કળ દ્રવ્ય ખરચી નાંખ્યું. પોતાને પહેરવાને સારામાં સારાં લુગડાં લાવતી. અત્તર, લવંડર, સેંટ વિના ફરતી નહીં. તે ચાલતી તેની આસપાસ સુગંધ પ્રસરી રેહતો. હિરા મોતીનાં ઘરેણાં તે પોતાના શરીર ઉપર ખડકાય તેમ ખડકતી. વિલાસપુરમાં વરસ દહાડામાં શ્યામકુમારી જાણીતી થઇ ગઇ. એની શોકય ભૂત થઇને વળગે નહીં, એ ધાસ્તીથી ભુવા, જતી, પાસે ગંગાએ માદળીયું કરાવી, એની કોટમાં નાંખ્યું હતું. તેને તે રોજ ધુપ ધુમાડા કરતી. વ્હેમી હોવાથી, અને માતાના વ્હેમી શિક્ષણને લીધે, ભૂતનો વ્હેમ એને સજ્જડ પેશી ગયો હતો. નિર્મળા ભૂત થઇ છે, અને શ્યામકુમારીની મુંઠે ફરે છે, એ વ્હેમ ગણેશદાસને પણ થયો. અને જ્યાં એવો

વ્હેમ મનમાં પ્રવેશ કરે છે કે બ્હીકણુ મનુષ્ય એકલો પડયો કે " ભૂતમય " સઘળી જગાઓ દેખે છે. જેમ જેમ તે તેનાથી દૂર થવા યત્ન કરે છે, તેમ તેમ તેની ભીતિ વધતી જાય છે.

ગણેશદાસના સંસ્કાર બહુ નીચ હતા. પોતાનાં પ્રિય છોકરાંને ઘરથી નોખાં કહાડયા પછી, તેનું અંતઃકરણુ તેને જંપવા નો'તુ દેતું. કદાચ તેનું મન એ છોકરાંને ઘેર બોલાવવા થતું, તો સ્યામકુમારી તેમ થવા ન દેતી. " આવડી મોટી વંઠી ગયેલી છોકરીને ઘરમાં બોલાવી, તમારે આબરૂ ગુમાવવી છે ? નાસવાળા તો થોડા દિવસમાં કુસુમકાંત તથા મનોરમાને નાસ બ્હાર મુકવાના છે. પછી જો મારી ભાભી ( વિલાસિકા ) એને ઘેર જઇને પાણી પીએ, તો ટાંટીઆ વ્હાડી નાંખું. ને મારો ભાઇ પણુ ત્યાં જાય તો ઘરની બ્હાર કહાડું. ધરમને સારૂ બધાંની જોડે લડું. " તે કહેતી. ન્હાનપણમાંથી સ્વતંત્ર રીતે ઉછરેલી, અને શ્રીમાન બીજવરને પરણુવાથી, તે સ્વતંત્રતા જાળવી રહી હતી. અને તેનો મદ તેને બહુ ચ્હડી ગયો હતો. પોતે ધાર્મીક વૃત્તિવાળી છે, એવી ખોટી ભાવના પોતાના મનમાં ઠસી ગઇ હતી. અને તેના દાન ઉપર જીવનારાઓ ખોટી પ્રસંશા કરી, તેને ઉત્તેજીત કરતા. ધર્મ શું, એ ગણેશદાસ જાતે પણુ સ્હમજતો નહી, તો તેને શું સ્હમજાવી શકે ! ગણેશદાસને ઘેર મિષ્ટાન્ન જમવાનું વારંવાર થતું. કારણુ સ્યામકુમારીને ગળ્યા વગર ભાવતું નહી. આવે પ્રસંગે રાક્ષસી હૃદયનો તે પોતાનાં છોકરાંને મુકીને જમાતો. પ્રથમ તેણે ક્રોધને લીધે છોકરાં કહાડી મુકયાં, ને પછી સ્યામકુમારીની શેહજોરીને લીધે તે બોલાવી ન શકતો. તે તો ચોખ્ખું કહેતી કે કાંતો એ છોકરાં ઘરમાં નહી કે, કાંતો પોતે નહીં. આમ તે બેવડા સંકટમાં આવી પડયો હતો. અને સ્યામકુમારીના મોહને લીધે, તેણે છોકરાંને દૂરજ રહેવા દીધાં. વિલાસિકા તો વખતે સ્યામકુમારીની બ્હીકથી ગણેશદાસ પાસે આવતી, તેમ સ્વભાવે નરમ હોવાથી તથા સ્યામકુમારીની હાએ હા ભણુવાથી તેને પ્રિય થઇ પડી હતી. તેને માટે કુસુમકાંત વારંવાર ટીકા પણુ કરતો કે " વિલાસિકા બ્હેન ! તમે તો બે ગોળીના ચડવા જેવાં જણાઓ છો. 'જે તડમાં લાડુ તે તડમાં અમે,' એ ન્યાયે અનુસરો છો. " તેનો મનોરમા બચાવ કરતી કે " શું કરે બીચારી, બેવડા સંબંધથી જોડાઇ છે, એટલે લાચાર છે. વળી આપણે પણુ

એટલો લાભ છે. કે એને લીધે મામાના ઘરની સ્થિતિ આપણે જાણીએ છીએ." શ્યામકુમારી ભાભીને નવાં નવાં લુગડાં આપતી, નવી ફેશનની ભરવાની પેટીઓ, કાતરો, સોયા વિગેરે આપતી. શ્યામકુમારીમાં ધર્મની ઘેલછા, શિવાય બીજું એક પણ અપલક્ષણ ન હતું. તે છરવીંગી છતાં, બ્હાલસોઇ હતી. મળે તેને માથુ આપે એવી હતી. તેમ જેની પુંઠે પડે તેનો જીવ લેતી. મનોરમાને તે પાકી દુશ્મન ગણતી. અને તેની અને વિજયાની ખોટી, બનાવટી વાતો જેમ ઉરાડાય તેમ ઉરાડતી.

વરસની આખરે સિલીકનો હિસાબ મેળવવા ગણેશદાસ શેઠે. હરિરામ નામના એના મુનીમે ખરચનો આંકડો મુકયો, તો પાંચ હજાર આવકના, અને પાંચ હજાર સિલીકમાંથી ખરચાયા માલુમ પડયા. ગણેશદાસથી આ ન ખમાયું. "આટલું બધું ખરચ !" તેણે ઘાંટો પાડીને કહ્યું. "સાહેબ ! મારા હાથમાં નથી. નાનાં શેઠાણી, બહુ ખરચાળ છે, એવું મેં વારંવાર આપની સમક્ષ રજુ કર્યું છે. એક પાઈનું ખરચ પણ આપના જાણ્યા બહાર હું નથી કરતો. શેઠાણી પાસેથી ધર્મને બ્હાને અનેક લાલચુ માણસો પૈસા કઢાવે છે, એવું મેં જ્યારે આપને છ મહીના ઉપર કહ્યું હતું, ત્યારે આપે મને બહુ ઠપકો દીધો હતો."

"બહુ સારૂં, હરિરામ, ખરચના સંબંધે જાણ્યું. તમે બહુ ડોહડાહ્યા છો તમને પુછીએ છીએ કાંઇ, ને જવાબ કાંઇ દ્યો છો." ગણેશદાસ ચીડાઇને બોલ્યો. હરિરામ જુનો અને પ્રમાણીક નોકર હતો. તેણે શેઠને હાથ જોડી, વિનતિ કરી—"સાહેબ, મારાં નિર્મળા શેઠાણીના વખતમાં બાર મહીને પાંચસો રૂપીઆમાં બધું ખરચ નભતું. અત્યારે એકજ વર્ષમાં આપણને દશ હજાર રૂપીઆ ખરચ લાગ્યું છે. ઇનકમટેક્સ વાળાએ આપણા ઉપર ત્રણુગણો કર ચ્હડાવ્યો છે. સાહેબ, આ રીતે જો લક્ષ્મી પગ કરશે, તો આપને બહુ ભારે થઇ પડશે. શ્યામકુમારીને આપ ખરચ કરતાં વારો, નહીંતર બધી મીલકત પાયમાલ થઇ જશે. હવે આપણી પાસે માત્ર રૂપીઆ સાઠ હજાર રહ્યા છે. નિર્મળા શેઠાણી જો જીવ્યાં હત તો અત્યારે આપની પાસે

ઓછામાં ઓછી એક લાખ રૂપીઆની મુડી થાત !" ગણેશદાસને એનું કહેવું સત્ય લાગ્યું. નિર્મળા સાંભરી; એના અંતઃકરણે કબુલ કર્યું કે નિર્મળા શ્યામકુમારી કરતાં ઘણે દરજ્જે ઉત્તમ હતી. પણ હવે એનાથી કાંઈ વળી શકે એમ ન હતું. હવે શ્યામકુમારી એને ગાંઠતી નહતી. પહેલેથી મ્હોએ ચ્હડાવી મુકી હતી, તે હવે કહેવા જતાં સ્હામો છણકો કરતી. તેણે હરિરામને ધીરેથી " બહુ સારૂ, તમારૂં કહેવું ધ્યાનમાં લઇશું, " એમ જવાબ દીધો. હરિરામ સલામ કરી, ચાલ્યો ગયો. પૈસાને ખાતર ગણેશદાસ જ્હાય તે કરતો. દસ હજારની ખાધ એનાથી ખમાઇ નહીં. શી રીતે એકદમ પાછા પૈસા મેળવવા તેનો વિચાર કરવા માંડયો. આખરે સટ્ટાના ધંધામાં પડવા વિચાર કર્યો અને તેમાં પડયો. છ મહીનાની આખરે રૂપીઆ પચાસ હજારની ખોટ ગઇ, આ વાત એ અને એનો વિશ્વાસુ મુનીમ હરિરામ જાણતા. શ્યામકુમારીને ખબર પડવા નો'તી દીધી. માત્ર હવે દસ હજાર રૂપીઆ ઉપર ગણેશદાની મુંડી આવી રહી. ગણેશદાસ તો આ બનાવથી બહુજ લાચાર થઇ ગયો હતો. પણ હરિરામના પ્રમાણીકપણાથી વાત બ્હાર આવી નહીં. શ્યામકુમારી ધમધોકાર ખરચ કર્યે જતી. એને કાંઇ પણ સંતાન થયું નહતું. એને માટે ગંગાડોશીને બહુ લાગતું. જોષી અને બ્રાહ્મણો, વરસફળ, જપ, પૂજાના બ્હાને શ્યામકુમારી પાસેથી પુષ્કળ દ્રવ્ય કહડાવતા. એક દીવસ ગણેશદાસે ધીરેથી શ્યામકુમારીને કહ્યું—" સાંભળ્યું, હવે જરા ઓછું ખરચ થાય તો સારૂં, હમણાં મારો હાથ ભીડમાં છે. " શ્યામકુમારી, જેને કોઇનું પણ કહ્યું માનવાની ટેવ નહતી, તેને આથી બહું માઠું લાગ્યું. તે છણકી ઉઠી ને બોલી—" બધું ખરચ તમેજ કરોછો, હું તો કાંઇ કરતી નથી. આ ઘરમનીમ બધાની આંખે આવે છે. પણ એ તો હું કરવાની. પુણ્ય કરીશું તો સાથે આવશે. આ દુનીયામાં આપણે ચાર દીવસનાં મેમાન છીએ. જે હાથે તે સાથે, સ્હમજ્યાને ! નિર્મળાએ કાંઇ નથી બાંધી ગયાં, ને હું એ લઇ નથી જવાની. અને તમે પણ જે આ પામ્યા છો, તે ગયા જન્મમાં પુણ્ય કર્યું હશે તેથી મળ્યું છે. તમે હમણાંના પાછાં કંજુસ થવા માંડયા છો. આ ટેવ ગઇતી તે ક્યાંથી આવી " !

" હમણાં લગાર ખોટમાં આવ્યોછું, બાકી તમને ધરમ નીમની ના મેં કે દહાડે કહી છે, સાંભળ્યું. " તેણે ધીરેથી, હસીને કહ્યું.

" વારૂ, ત્યારે; હું તો પઇએ નહીં ખરચું. પણ હમણાં જરા બાઇ સાહેબ ( નિર્મળાનું ભૂત ) દેખાદે છે. હું કાલ સ્હવારે વ્હેલી ઉઠી, પાણીઆરામાં ગઇ, ત્યાં મને એના જેવો ઓળો દેખાયો હતો. મારાથી તો ઘરમાં એકલું રહેવાતું નથી " તેણે ધ્રુજારી ખાઇ કહ્યું. ગણેશદાસ પણ ચમકયો. ને વાત પડતી મુકી. તે દિવસથી શ્યામકુમારીને જરા જરા તાવ આવવા માંડયો. ગંગાએતો દોરા ધાગા ચલાવવા માંડયા. શ્યામકુમારી એક દિવસ ધુણી. ને બોલી કે અમુક રકમ ધરમાદાની નહીં કહાડો તો હું કનડીશ. ગણેશદાસ તો ચુપજ થઇ ગયો. ને ફરીને ખરચ ન કરીશ, એમ શ્યામકુમારીને કહ્યું નહીં. જ્યારથી ગણેશદાસ ખરચ ખુટણમાં વચમાં ન પડવા માંડયો, ત્યારથી શ્યામકુમારીનું ભૂત ઉડી ગયું. ધમધોકાર ખરચ ધર્મને બ્હાને થવા માંડયું.

હાલમાં વિલાસપુરમાં એક બીજા મહારાજ આવ્યા હતા. એમની ઉમ્મર પચીસ વરસની હતી. સાથે એક ચેલો હતો. એમના વિષે એમ અફવા હતી કે પોતે કાશીમાં જન્મ્યા હતા. ને દશ વર્ષની ઉમ્મરે સંસાર ઉપર કંટાળો આવવાથી ન્હાસી છુટયા હતા. તે બાર વરસ સુધી હીમાલયની ગુફામાં ભરાઇ પેસી હવે દુનિયાનો ઉપકાર કરવા હિંદુસ્થાનમાં ફરે છે. વિલાસપુરના લોક તો કોઇક આવા મહારાજની વાટય જોતાજ બેઠા હતા. જુના મહારાજ તો અડંગા લગાવીને શહેરમાં પડયાજ હતા, અને શ્યામકુમારી જેવી ભોળી સ્ત્રીઓની કૃપાથી નભ્યે જતા. છતાં, એમનાં છીદ્રોની વાતો થોડી ઘણી સંભળાઈ હતી. તેથી લોકનું મન એમના પરથી ઉતરી જવા માંડયું હતું. ત્યાં નવા મહારાજ પધાર્યાની વાત આવી પહોચી. ઘસારા બંધ લોક મહારાજને વધાવી લેવા, અને પધરામણીઓ કરવા તુટી પડયું. તેમને પહેલા ઘેર પધરાવવામાં ભકતજનોને વાદ થયો. સૌથી વધારે રકમ શ્યામકુમારીએ કબુલી. અને તેથી વિલાસપુરમાં પહેલાં પગલાં શ્યામકુમારીને ત્યાં થયાં. ગંમાડોશી, ને શ્યામકુમારી તો બહુજ પ્રસન્ન થયાં. પણ ગણેશદાસને આ પધરામણીથી રૂપી આ એક સોનું ખરચ લાગ્યું. ।

ઉપલા બનાવથી જુના મહારાજ, જે વિલાસપુરમાં પોતાના બાપનીજ થાપણુ છે એમ ધારી બેઠા હતા, તે ક્રોધાયમાન થયા. એમણે તો જાહેર ખબરો છપાવી કે નવો આવનાર મહારાજ, એ ઢોંગી છે, લુચ્ચો છે, વિગેરે વિગેરે. એ મહારાજોને ખુબ લ્હડાઇ થઇ. પક્ષ બંધાયા, કોઇ આ મહારાજનું ભજન કરાવે, તો કોઇક પેલા મહારાજ પાસે કહેવડાવે. અને જે વખતે એક બીજાનાં ભજન ચાલે તે વખતે સાધી રાખેલા માણુસો ભજનમાં લ્હડાઇ કરે, મારામારી કરે, છુટો ઇંટો મારે ! આમ વિલાસપુરનો મામલો ભજનની દ્વારા ચગડોળે ચ્હડયો. છતાં શ્રદ્ધાળુ સ્ત્રીઓ મહારાજનાં ભજન કરાવતી. તેમને સુધારવાની સત્તા પુરૂષ વર્ગમાં પણ ન હતી. મનોરમાની સ્ત્રીસમાજ, સ્ત્રીઓની આ અધમદશા સુધારી ન શકી. છતાં એટલું તો થયુંજ કે આ કૃત્રિમ, કહેવાતા મહારાજો, અન્યોન્ય બ્હડી મુઆ, ને હાથે કરીને હલકા પડયા. એક બીજાનાં પોગળ ઉઘાડાં પડયાં અને પરિણામ એ આવ્યું કે થોડા વખત સારૂ એ બંને મહારાજોને વિલાસપુર છોડીને બહાર ગામ જવું પડયું. જ્યારે પોતે દ્વારકાં જવાના છે એમ એકે, અને મથુરાં જવાના છે એમ બીજાએ વાત બહાર પાડી, ત્યારે સ્ત્રી વર્ગનો મહારાજો ઉપરનો પ્રેમ ઉભરાઇ આવ્યો. મહારાજોનો વરઘોડો નીકળ્યો. જો કે આ બધું એક દિવસે નોતું બન્યું. તેમ બન્ને મહારાજ એક બીજાના કટ્ટા દુશ્મન હોવાથી, જવાના દિવસો પણ જુદાજ હતા. પણ બન્ને મહારાજોને વળાવવાને લગભગ આખા વિલાસપુરની સ્ત્રીઓ આવી હતી. અને તેમાંની કેટલીક સ્ત્રીઓની આંખમાંથી તો ખળખળ આંસુ નીકળી પડતાં હતાં. મહારાજ ટ્રેઇનમાં બેઠા, ઘોડીવારે ગાડી ઉપડી. મહારાજનાં દર્શનની લાલસાથી ભાવિક સ્ત્રીઓમાંની કેટલીક ગાડી જોડે મહારાજની ઝાંખી થાય ત્યાં સુધી દોડવા માંડી, પણ રેલવે પોલીસે ચાબુકો લગાવી અટકાવી !

મહારાજોના જવાથી શ્યામકુમારી નવરી પડી. અનિયમિત ખાવા પીવાની ટેવને લીધે, કસરત વગર, ઉજાગરાથી, ને કંકાસથી, શ્યામકુમારીને તાણનો રોગ લાગુ પડયો. શરીરમાં લોહી વધારે હોવાથી, તાણુ બહુ જોરથી આવતું. તેને ગંગાડોશી તથા ગણેશદાસ તો નિર્મળાનું ભુત સતાવે છે, એમ ધારતાં. એ બ્હાને કંઇક ઢોંગી લોકો ગણેશદાસને છેતરી ગયા. હાલમાં ગણેશદાસના ઘર-

માંથી લક્ષ્મીદેવી એ પગ કરવા માંડયો હતો. અને હરેક રીતે ગણેશદાસને ખરચ થતું અને ખોટ આવતી. સટ્ટાના ધંધામાં આટલી ખોટ ગયા છતાં પણ એણે એ લત ન છોડી. અને પરીણામે સઘળું દ્રવ્ય તણાઇ ગયું. શ્યામકુમારીને પણ દુષ્ટ વ્યાધિ લાગુ પડયો. ગણેશદાસ ગાભરો ગાભરો ફરતો. પૈસાની શેહમાં દબાતા, તે હવે રહામા થઇ ગયા. કુસુમકાંતવાળા પક્ષના લોક તો એને ધિક્કારતા. બીજા લોકો હવે પૈસા વગર એને માન ન આપતા. આવા અરસામાં ગણેશદાસ ઉપર એક કાગળ આવ્યો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

" શેઠજી,

તમારા સર્વનાં દર્શનની લાલસાથી હું વિલાસપુર થોડા દિવસમાં આવીશ.

લી. અલક્ષ્યજ્યોતિ."

ગણેશદાસને યોગી સાંભર્યો. યોગીને આપેલું વચન, અને તેની જોડે નિર્મળાનું મૃત્યુ યાદ આવ્યું. તેણે વિચાર કર્યો. "બરાબર, મેં એનું વચન નથી પાળ્યું, તેમાંજ એ નવીને નડે છે. અરે, બાપજી આવશે એટલે નીકાલ લાવશે. પણ, છોકરાંને મેં કહાડી મુક્યાં છે તે બાપજીને હું શું મ્હોં બતાવીશ ! કાંઇ નહીં, એતો જરાક લટીપડીશું, એટલે નભશે. એતો પડશે એવા દેવાશે. " તેણે શ્યામકુમારીને વાત કહી—: " સાંભળ્યું, એક જોગી મહારાજ આપણે ઘેર પધારે છે. "

" કીયા જોગી મહારાજ " ?

" એ, તો વિદ્યાસાગરની માને અમે આબુ લઇ ગયા હતા, ને મળ્યા હતા તે."

" વિજયા ભુલી પડી હતી ને ઘર બતાવ્યું હતું તે કે ? "

" હા. "

" ના તે, મારા ઘરમાં એવા જોગટાને પેસવા નહીં દઉં. લોક કહે છે કે વિજયા ઉપર એણે ભુરકી નાંખી છે, ત્યારની એ ગાંડી થઇ ગઇ છે. ના બા, એવાને તો હું ઓટલેએ ન ચ્હડવા દઉં. "

" પણ ગાંડી, આપણે ઘેર હોંશે મહારાજ પધારે ને આપણાથી ના કહેવાય ! "

" એ ગમે તેમ કહો, પણ મારા ઉંબરા ઉપર હું એને પગ

મુકવા દેનાર નથી. માટે ડાહ્યા હોતો એને ઉતરવાની બીજે ગોઠ-
વણુ કરજો. "

શ્યામકુમારીએ જબરી હઠ લીધી. આખર ગણેશદાસ અલક્ષ્ય-
જ્યોતિના ઉતારાની ખોળ કરવા નીકળ્યો. ને એક સારૂં મકાન એને
ઉતરવા સારૂ ભાડે રાખ્યું. શ્યામકુમારી જરા પણ ડગી નહીં !

---

# પ્રકરણ ૧૩.

## ડૉકટર કુસુમકાંત.

परोपकाराय फलन्ति वृक्षाः
परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय दुहन्ति गावः
परोपकारार्थमिदं शरीरम् ॥

( પરોપકારને સારૂજ ઝાડ ફળ આપે છે, નદીઓ વહે છે,
ગાયો દુધ આપે છે, પરોપકારને સારૂજ આ દેહ છે )

" The duty of the physician is to heal the sick."

વિલાસપુરના સરીયામ રસ્તા ઉપર એક મ્હોટી અને સુશો-
ભિત હવેલી આવી રહી હતી. હવેલીની સ્હામે એક કંપાઉન્ડ
હતું. ને તેની વચમાં એક બેઠા ઘાટનો બંગલો હતો. આસપા-
સ નાનો બાગ હતો. બાગમાં હોજ હતો. તેમાં પચરંગી માછલાં
રમતાં હતાં તથા ફુવારો ઉડતો હતો. આ હવેલી તથા બંગલો
ડૉકટર કુસુમકાંતનો હતો. હવેલીમાં પોતે રહેતો. અને સ્હામા
બંગલામાં પોતાનું દવાખાનું હતું, એમાં પોતાના ખરચથી ગરી-
બ દરદીઓને તે રાખતો, અને તેમની સારવાર મનોરમા, વિજયા
તથા હાથ નીચેના નાના દાકતરો કરતા. કુસુમકાંત પોતાની
કમાઇનો પાંચમો ભાગ ધર્માદામાં કહાડતો. અને તે રકમ ગરીબ
ગરબાંને, અનાથને, ખાનદાન કુટુંબનાં પણ ગરીબ સ્થિતિમાં આવી

ગયેલાંને ધર્માદા દવા તરીકે વાપરતો. રવિવારે છૂટી નાહી પરવારી તે ગાડીમાં બેસી વિલાસપુરની આસપાસ ફરતો. અને જે કોઇ ગરીબ દરદી જણાતો તેને પોતાની પાસે રાખેલી દવામાંથી દવા આપતો. અસાધ્ય રોગનો ભોગ થઇ પડેલો જો કોઇ દરદી હોય તો પોતાના દવાખાનામાં મોકલી આપતો. આ પ્રમાણે બે કલાક ફરી દવાખાને આવી રોજીંદા દર્દીઓને દવા આપતો. તેઓ ત્યાં એટલા બધા આવતા કે તે બાર વાગ્યા પહેલાં પરવારતો નહીં. ત્યારપછી ઘેર આવી જમતો. જમીને બે કલાક એ તથા મનોરમા સારાં પુસ્તક, તથા ન્યુસપેપર વાંચવામાં ગાળતાં. ચાર વાગે ચ્હા પી તે પાછો દરદીઓની ખબર લેવા નીકળતો ને વખતે દરદી ન હોય તો રવીંદ્રને મળતો. કોઇકવાર છ થી આઠ વાગ્યા સુધી રવીંદ્ર, કુસુમકાંત, વિલાસિકા તથા મનોરમા ફરવા જતાં. ને ખુલ્લી હવામાં ફરતાં. આ વખતે સાહિત્યની, સ્ત્રી સમાજની, તથા ધાર્મિક વાતો થતી. કોઇકવાર ચારે જણાં દવાખાનાની પાછળ બંધાવેલા કોર્ટ ઉપર ટેનીસ રમતાં. તો કોઇકવાર કોઇ પોતે બહુજ પીડાતા દરદીની સારવાર કરતો.

કુસુમકાંત સખાવતથી ઘણોજ પંકાઇ ગયો હતો. સરકાર તરફથી એને રાવ બહાદુરનો ખીતાબ મળ્યો હતો. કંઇકવાર એને ભારે ભારે પગારથી રજવાડામાં નોકરી માટે બોલાવેલો, પણ એણે સવિનય ના પાડેલી. એણે પોતાની મદદમાં ચાર હોસ્પીટલ એસીસ્ટંટ ત્રીસ ત્રીસ રૂપીઆના પગારથી રાખ્યા હતા. તેઓની ફરજ ગરીબોને સારવાર કરવાનીજ હતી. એમના ઉપર એ સખત દેખરેખ રાખતો કે પોતાની સખાવતનો તે દુરૂપયોગ ન કરે.

. વિલાસપુરની મ્યુનીસીપાલીટીમાં એને સરકાર તરફથી વારંવાર નીમવામાં આવતો, તેની તે ના પાડતો—" મારા અનાથ ગરીબ દર્દીઓની સારવાર કરવામાં મને સમય પુરો મળતો નથી, તો વળી મ્યુનીસીપાલીટીમાં ભાગ લેવાનો વખત કયાંથી મળે "? તે કહેતો. કેટલાક દર્દીઓને મફત દવા આપતો, કેટલાકની જોવાની ફી ન લેતો, અને જે દર્દી મરી જાય તેની તો ફી અથવાતો દવાના પૈસા ન લેતો. છતાં ઓછામાં ઓછા મહીને હજાર રૂપીયા

કુસુમકાંતને ભગતા. વિલાસપુરના અન્ય દાકતરો એના ઉપર બળતા, એની ચાલ ચાલગત ઉપર આરોપ મુકતા- એને વટલી ગયેલો ગણુતા. પણ તેની એ બીલકુલ દરકાર ન કરતો. આથી પછી બીજા દાકતરોએ ફી ઓછી કરી, ઉધડ કેસ લેવા માંડયા, તો પણ કુસુમકાંતની કમાઇને ધક્કો ન લાગ્યો. મોટા મોટા રાજા રજવાડામાંથી એને " વીઝીટ " માટે બોલાવતા, ને ઉમદા શાલ, દુશાલા, હંડી વિગેરે ઇનામમાં આપતા. એણે ગરીબ અવસ્થામાં દાકતરનો અભ્યાસ કર્યો હતો અને તેથી એ સારી રીતે સહમજતો કે પરોપકાર એજ જીવતનો હેતુ છે. તે વિચાર કરતો કે વગર પૈસે પરોપકાર કરાય એવો ધંધો દાકતરનોજ છે. અત્યંત વ્યાધિથી પીડાતા મનુષ્યોને શાંતિ અને આરામ આપવો, એના જેવું બીજું દયાનું કામ કીયું છે ! અને તેમાં પણ પરોપકારી દાકતરો, જેમનો આશય દર્દીને આરામજ કરવાનો હોય, જેમને બીલકુલ લક્ષ્મીની દરકાર ન હોય, તેમના ઉપર લોકો કેટલા પ્રસન્ન રહે ! ઘણાક બીચારા ગરીબ માણસો આકરી ફીને લીધે દવાનો અગર દાકતરોનો ઉપયોગ કરી શકતા નથી. અને દવા વગરજ હેરાન થઇ મરણ પામે છે. દવા ખાવાથી મનુષ્યો જીવી શકે છે એ મારૂં નથી કહેવું. પણ દવાથી શાંતિતો મળેછેજ. વળી શ્રીમાન મનુષ્યોને જેટલી દવાની જરૂર છે, તેટલીજ ગરીબને પણ જરૂર છે. શ્રીમાન લોકોને સાધાન હોવાથી દવા, દાકતર મેળવી શકે છે, પણ ગરીબના ઉપર તો પરોપકાર કરનાર વિરલજ હોય છે. ધર્માદા દવાખાનાં કહાડનાર મહાત્માઓનો એજ હેતુ હોય છે. અને તે ઘણે અંશે ફળીભૂત થાય છે. પણ દાકતર જો પરોપકારી, અને દયાશીલ હોય તો જન સમાજને ઘણો લાભ થાય છે. કેટલાક ઉછાંછળા અને દ્રવ્યલોભી દાકતરો દરદીઓના આરામ કરતાં પોતાની ફી ઉપર વધારે લક્ષ રાખે છે. પણ પરીણામે તેઓ પણ કબુલ કરે છે, કે ફી કરતાં દરદી ઉપર લક્ષ આપ્યું હોતતો ફીતો એની મેળે દોડી આવત. " ગરજ સરે કે વૈદવેરી, " એ કહેવત મને તો ખોટી લાગે છે. કદાચ દરદી મરી જાય ને પૈસા ન મળે, એ વાત જુદી છે, બાકી આરામ થયેલા દરદીઓ તો ઘણે ભાગે દાકતરના ઉપકારને ભુલી નથી જતા. દાકતરે દરદી ઉપર વિશ્વાસ બેસાડવાની જરૂર છે. ઘણા દાકતરો તેમ કરે છે, પણ

વિશ્વાસુ દરદી પાસે પુષ્કળ ફી પડાવી, તેમનો અંતરાત્મા દુભાવે છે. નવા દાકતરને સાધારણ રીતે લોક બોલાવતા નથી. જે કોઇ બોલાવે છે તે માત્રનો એની ફી ઓછી હોયતોજ. કારણ મારા ગરીબ થતા દેશમાં રહેલાઇથી મનુષ્યો પૈસો ખરચી નથી શકતાં. હજારનો કમાનાર, સોનો કમાનાર ને દસનો કમાનાર સરખી રીતે દાકતરની ફી આપી શકતા નથી. દાકતરોએ દયા રાખવીજ જોઇએ. પણ મારા ધંધાવાળા મિત્રોતો મનુષ્યનો મંદવાડ એ આજીવિકાનું મ્હોટું સાધન સમજેછે. અને કેટલાક તો મરણોન્મુખ દરદીઓ પાસેથી ઓકાવાય એમ પૈસા ઓકાવે છે. ત્યારે મારા મનમાં એમ આવે છે કે બ્હાડકાપના ધંધાની જોડે દયા પણ ચાલી જાય છે. ખરેખર, દાકતરો તેમજ વૈદ્યોએ પોતાનો ધંધો એ ઉત્તમ પ્રકારનો પરોપકાર છે, એ ભાવનાજ રાખવી. વળી દાકતરોએ મૌન રાખવાની જરૂર છે. કેટલાક એવા વાતોડીયા દાકતરો હોય છે કે જો સ્હવારે તમે એક દરદીને જોવા તેને બોલાવ્યો હોય, તો સ્હાંજે એ દરદી કીયા રોગથી પીડાય છે, એ વાત ચોગરદમ પસરી ગઇ હોય. આવા દાકતર જો કે હુશીયાર હોય છતાં નકામા છે.” આવા ઉમદા વિચાર કુસુમકાંતના મનમાં થયા કરતા અને તે અમલમાં મુકતો. તેમજ મનોરમા જેવી સાધ્વી સ્રીના સમાગમથી તેને બહુ મદદ મળતી. કારણ પોતાના દવાખાનામાં તે “ નર્સ ”ની ગરજ સારતી. દરદીઓની માવજત કરતી. તેમને સારૂ પોલ્ટીસ બનાવતી. તેમનાં પાચ પરૂ ધોતી. તેમને અન્ન આપતી. તેમની જોડે મીઠી, ને નમ્ર વાતો કરતી. આ દંપતીને એમના દરદીઓ દેવ જેવાં ગણતાં. સો સો ગાઉથી દર્દીઓ એમના દવાખાનામાં આવતાં. દવાખાના જોડે ‘‘સુવાવડ વોર્ડ’’ ઉઘાડ્યો હતો. ત્યાં અનેક નિરાધાર સ્રીઓને શાંતિ મળતી. આ પ્રમાણે પરોપકારની લાગણીથી આ દંપતી જીવન સાફલ્ય કરતાં. નવરાશને વખતે વિવિધ વિષયો ઉપર ચર્ચા ચલાવતાં. અને એક બીજાને સહાયભૂત થઇ પડતાં. સ્રી સમાજના સંબંધે એક દિવસ કુસુમકાંતે કહ્યું:—“મનોરમા! તમારા સ્રી સમાજમાં ધાર્મીક વિષય ઉપર વધારે લક્ષ અપાય છે, તેથી તમને એમ નથી લાગતું કે તે એકદેશીય થાય છે. તમારાં એવાં ભાષણોમાં મુસલમાન, પારસી અગર ઇંગ્લીશ સન્નારીઓને શું રસ પડે? એમને તો એમજ થાય કે આ હિંદુ લોકના ધર્મની સભા છે.

મનોરમા—એ તમારૂં કહેવું સત્ય છે. પણ શરૂઆતમાં એ રસ્તો લીધા વગર છુટકો નથી. તમે જોશો તો ધર્મ એ આપણા વર્ગમાં એવો ગુંથાયલો છે, કે તેના શિવાય આપણી સ્ત્રીઓ ભાગ કદી લેવાની નથી. જો કાંઇપણ કેળવણી આપણાં માબાપો તરફથી અપાય છે તો તે ધાર્મિક છે. પછી તેમાં સ્હમજણ ફેરને લીધે ગમે તે પરીણામ આવે તે વાત જુદી છે. ધર્મને લીધે સ્હવારે સ્ત્રીઓ ન્હાવા જશે, દર્શન કરવા જશે, કથા સાંભળવા જશે પણ અમથાં નહીં જાય. અરે એટલુંજ નહીં, પણ ધાર્મિક નાટકો જોવા, ભગવાનનાં દર્શન થશે એ ભાવનાથી કાંઇક સ્ત્રીઓ જાયછે. અને તેથીજ નાટક કંપનીવાળાઓએ પણ સોસ્યલ, (સામાજીક) મોરલ (નૈતિક) નાટકો મુકી હાલમાં ધાર્મિક નાટકો કરવા માંડયાં છે. જે દિવસે એવાં નાટક હોય છે. તે દિવસ હાઉસ ( નાટકશાળા ) ચિકાર ભરાય છે. હું એમ નથી કહેતી કે નાટક ધાર્મિકજ હોવાં જોઇએ, હું તો એજ જણાવવા માગું છું કે ધર્મની અસર આપણા દેશની સ્ત્રીઓપર એટલી બધી છે કે, ધર્મને નિમિત્તે તેઓ જેટલો ભાગ લેશે, તેટલો અન્ય નિમિત્તે નહીં લે. અને તેટલા માટેજ મારી સમાજમાં ધાર્મિક વિષયોનાં હાલમાં વ્યાખ્યાન અપાય છે. જો કે આ રીવાજ શરૂઆત માટેજ છે. પ્રથમ જ્યારે મેં આ સમાજ ઉઘાડી, ત્યારે મારી વૃત્તિ ધર્મને બીલકુલ આનો પેટાભાગ ગણવાની ન હતી. પણ ગંગા ડોશીની કથામાં જવાથી આ રહસ્ય હું સ્હમજી.

કુસુમકાંત—તમારો વિચાર ઉત્તમ છે, છતાં તમારી દષ્ટિ મર્યાદા એટલી ટુંકી ન કરી નાંખવી. તમામ ધર્મની, વર્ણની સ્ત્રીઓએ એકઠાં થઇ, જનમંડળ શી રીતે સુધારવું તેનો વિચાર કરવો. અન્ય જ્ઞાતિ, ધર્મ છતાં, આપણે એકજ પ્રભુનાં બાળક છીએ એ વાત સ્હમજવાની ખાસ જરૂર છે. જુદા જુદા ધર્મોથી, ને તેને લીધે થતા કલહથી આપણા દેશની પાયમાલી થઇ છે. અને અત્યારે સંપની, એકથવાની, બહુ જરૂર છે. જ્યારે સ્ત્રીઓ સ્હમજશે કે આપણે એકજ ઇશ્વરનાં બાળક છીએ, ત્યારે પુરૂષોને એમ સ્હમજવામાં ઝાઝો વાંધો નહીં આવે. મારૂં તો માનવું એમ છે, કે કાં તો સામાન્ય એકજ ધર્મ હોવો જોઇએ, અગર સમુળગો ધર્મજ ન હોવો જોઇએ.

મનોરમા—વ્હાલા, એમ કેમ બોલો છો! ધર્મ એતો મનુષ્યનું જીવન છે. અને ખરા ધર્મને અભાવે તો આપણી આટલી બધી અવનતિ થઇ છે. તમે ગમે એમ કહો, પણ ધાર્મિક કેળવણી વગર મન ઉપર અંકુશ નથી રહેતો. કારણ જો ધર્મને કોરે મુકીએ, તો મન આપણું અશ્વ, અને કામ તરફ દોડે છે. હવે તમે પોતેજ કહો કે પૈસા કમાવા અથવા તો પૈસાથી પ્રાપ્ત થતાં સુખ ભોગવવાં એજ શું જીવન હેતુ છે! મેં તો નજરે દીઠું છે કે ધાર્મિક વૃત્તિઓ શિથીલ થતાં, પ્રજા વર્ણસંકર જેવી થાય છે. માત્ર આર્થિક સુખને ઇચ્છે છે. દુઃખ સહન નથી કરાતું. સ્વાર્થ સાધવા ગમે તેવાં કૃત્યો કરે છે. જુઠું બોલવું એમાં બહાદુરી માને છે. ટુંકામાં, ધર્મ વગર મનુષ્યો પાયમાલ થઇ જાય છે. તે પોતે પોતાની પાયમાલીનું ખરૂં કારણ સમજી શકતા નથી. માટે ધર્મ કોરે મુકીને વાત કરવાની નથી.

કુસુમકાન્ત—મનોરમા, મેં એવા પણ મનુષ્યો સાંભળ્યા છે, કે જેઓ તદ્દન નાસ્તિક હતા, છતાં ઉત્તમ પ્રકારની નીતિ પાળતા.

મનોરમા—એવા મનુષ્યો હજારે એક હશે. અપવાદને સામાન્ય નિયમમાં ન મુકી શકાય. હું તો સાધારણ મનુષ્યોની વાત કહુંછું. જ્યારે સ્ત્રી કેળવણી પરિપક્વ થશે, જ્યારે સાર અસાર સમજવાની શકિત આવશે. ત્યારે તેમને ફાવે તેમ વર્તશે. પણ કાચી અવસ્થામાં સત્ય ધર્મની જરૂર છેજ.

કુસુમકાંત—વારૂ, હું એ તમારૂં સિદ્ધાંત કબુલ રાખું છું. પણ તમે તમારા દેશની વિધવાઓની સ્થિતિ વિષે કાંઇ વિચાર કર્યો છે?

મનોરમા—વ્હાલા, હું એજ વિષયનું હાલ મનન કરૂં છું. મારા દેશમાં વિધવાઓની સંખ્યા નિઃસીમ છે. દરેક કુટુંબમાં અકેકી બાળ વિધવા તો ખરીજ. એમને જ્યારે ઓશીઆળે મુખે જનસમાજમાં ફરતી જોઉં છું, ત્યારે ક્ષણે ક્ષણે મને વસન્તવિનોદીની કવિતા યાદ આવે છે.

" પાપ પેલા જન્મના, આ ભવ મહીં આવી નડ્યાં,
લલાટમાં વિધિએ લખ્યું, તે તે થયું હા! તે થયું;
પ્રભુ ધાર્યું તદપિ શિરધારી, શાન્ત મન કરવા જઉં,
કણ્ટક હૃદયમાં વેરતાં સંસારના લોકો બહુ;

નમી નમી નિત ચાલું તો એ, નહિ દયા દિલે ધરે,
રડતા હૃદયને રીબવું, એ જગતનો રિવાજ છે. ”

કુસુમકાંત—હું તો એજ મતનો છું કે વિધવાઓએ પુનર્લગ્ન કરવાં. મારી પાસે તો બીજી વાત છેજ નહી. કોઇનો હાથ કે પગ સડતો હોય ને તેથી એના જીવની ખાસ્તી હોય તો, તે સડેલું અંગ અમે તો ઝટ દઇને કાપી નાંખીએ. તેમજ વિધવાનાં પુનર્લગ્ન ન થવાથી જો જન સમાજની સ્થિતિ બગડતી હોય તો તેઓએ તેવાં લગ્ન કરવાં. એમાં વળી મતમતાંતર શું ? જેમ પુરુષો પોતાની સગડ માટે બીજીવાર પરણે છે, તેમ સ્ત્રીઓએ શા માટે ન કરવું ?

મનોરમા—ડાકતર, એ ગહન વિષય છે. સ્ત્રીઓની અંતર વૃત્તિ કેવી છે, તે તેઓજ સમજી શકે છે. તમે તમારા પુરુષના કાયદા ઘડો, અને અમે અમારા કાયદા ઘડીએ, ત્યારેજ ખબર પડે. અમને સ્વતંત્રતા આપો, એટલે અમને સ્વતંત્ર વિચાર કરવા જેટલું જ્ઞાન આપો. પછી અમે જેમ યોગ્ય લાગશે તેમ વર્તીશું. પુરુષો સર્વ હક સ્વાધીન કરીને બેઠા છે. પછી વળી કોઈક મહેરબાની દાખલ સ્ત્રીઓને પુનર્લગ્નની હા કહે છે, તો કોઇ વળી ગાંઠનું ખોવાઇ જતું હોય તેમ ના કહે છે. આમાં સ્ત્રીઓએ શું કરવું તેની મને તો સમજણ નથી પડતી. ધર્મશાસ્ત્રમાં તો બન્ને બહારી છે. કોઇક લગ્ન કરવાની હા કહે છે, ત્યારે કોઇક ના કહે છે. પણ ધર્મશાસ્ત્ર કરનારા એ હતા કોણ, પુરૂષ કે સ્ત્રી ?

કુસુમકાંતે સ્મિત કર્યું. “ વાહ સ્ત્રી સમાજનાં પ્રમુખ ! તમારે તો કાયદા હાથ લેવા છે ને શું ? દંત કથા સાચી હોય તો કામરૂદેશ એવો હતો કે જેમાં સ્ત્રીઓ રાજ્ય કરતી, ને પુરૂષો ગુલામ જેવા રહેતા; અથવા તો પોપટરૂપે રહેતા. સત્તા હોય તો કરી બતાવો ! ” તે બન્ને હસી પડયાં. વાત એટલેથી અટકી. તે અન્ય વિષયમાં ઉતરી પડયાં.

વિદ્યાસાગરે હવે રમવાની ટેવ છોડી દીધી હતી. તેણે ભણવા ઉપર લક્ષ આપવા માંડયું હતું. નફરચંદ માસ્તરના મારની વાત સર્વ જગાએ પ્રસરતાં, એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના કાન સુધી પહોંચી. તથા એ બાબતની જાતે તે સાહેબે તજવીજ કરી ને નફરચંદને એક પાયરી ઉતાર્યો. અને નોટીસ આપી કે જો ફરીને કોઇપણ છોક-

રાને માર્યો છે કે ઘાતકીપણું બતાવ્યું છે તો એને એકદમ રજા આ-પવામાં આવશે. આથી તે મારવાની ખો લગભગ ભુલી ગયો. આઠે દસે તે ટેવ ઉભરી આવતી, ત્યારે નબળા પાતળા એકાદ છોક-રાને ઝુડતો. પણ તેને માટે તેજ છોકરાની માફી માગી લેતો. ના-થુરામનું પ્રમોશન અટકયું હતું. કારણુ તે દિવસના રીપોર્ટથી એના નામ સ્હામી સખત ટીકા થઇ હતી. પણ તે બીચારો દો આંખે અપંગ થઇ જવાથી, એક દિવસ લેંપપોસ્ટ (દીવા મુકવાના થાંભલા) જોડે અથડાયો, ને લોહી લોહાણ થઈ ગયો. ત્યારથી એણે પેનશન લઇ લીધું. હવે તો નવા ને હુંશીયાર માસ્તરો રાખવામાં આવતા. જુના અને મિથ્યાભિમાની માસ્તરો રીટાયર થઇ ગયા હતા, કે મરી પરવાર્યા હતા. નીશાળના જુના સીપાઇઓ, જેની જોડે વિદ્યાસાગરે ગંમતો કરેલી, જેમની જોડે મેળામાં ફરેલો, તે બધા પણ પલટાઇ ગયા. હવે નવા રાજા ને નવી પ્રજામાં નવા સ્વરૂપમાં આવેલો વિદ્યાસાગર સુધરતો ચાલ્યો. તેવામાં કેળવણી ખાતાના વડા સાહેબે ભાષણ આપ્યું કે—" જનસમાજના ભલું કર-નારામાં મુખ્ય, માસ્તરો ને ધર્મગુરૂઓ (Teachers and prea-chers.) છે. શિક્ષકો કેળવાયલા, ખાનદાન ને સારા સ્વભાવના હોવા જોઇએ. કારણુ તેમનાવર્તનની છાપ શિષ્યો ઉપર પડે છે. તેમજ ગુરૂ અને શિષ્ય વચ્ચે પ્રેમ હોવો જોઇએ. શિષ્યો માસ્તરના નોકર નથી તેમ માસ્તર શિષ્યોના શેઠ નથી. વળી માર મારવાથી વિદ્યા આવે છે, એ તમારો હિંદુઓનો મત તદ્દન ખોટો છે. મારથી છોકરાંઓ નઠોર થાય છે. કારણુ એમના મનમાં એમજ ઠસી જાય છે કે બહુ બહુ થશે તો મારશે. માટે મારથી કોઇ દિવસ છોકરા સુધરતા નથી. તેમ શિક્ષકોએ નિયમિત રીતે છોકરાઓને શિખવવું જોઇએ. એઓ શિક્ષક છે, પરીક્ષક નથી. હાલ કેટલાક માસ્તરો શિખવવાને બદલે પરીક્ષા લેતા હોય તેમ વર્તે છે. ને તેને પરીણામે છોકરાઓ મી-નીંગ (અર્થ) ગોખી મારે છે. કાંઇપણુ સ્હમજ્યા વગર અર્થ ગોખી મારવાથી સ્મરણશકિત બગડે છે. આજ કારણુથી કોલેજની કેળવણી લીધેલા પણુ કેટલાકનું જ્ઞાન સુક્ષ્મદૃષ્ટિથી જોશો તો બહુ ક્ષુદ્ર લાગશે. માસ્તરોની ફરજ જબરી છે. તેમના શિક્ષણુ ઉપર, તથા વર્તન ઉપર શિષ્યોના અભ્યાસનો આધાર રહે છે. છોકરાઓએ પણ ધ્યાનમાં રાખવાનું છે કે માસ્ત-

રના શારીરિક અવયવ કરતાં શિક્ષણ ઉપર વધારે લક્ષ આપવું. મનુષ્યો કોઇ સરખા હોતા નથી. કોઇ કાળા, કોઇ ગોરા, કોઇ ઉંચા, કોઇ નીચા, કોઈ સુંદર તો કોઇ કદરૂપા હોય છે. સુંદર માસ્તર સારૂં શીખવી શકે છે અને વિરૂપ માસ્તર ખરાબ શીખવે છે, એમ શિષ્યો ધારતા હોય તો એમની ભુલ છે. શારીરિક ટીકા અથવા અંગત ચેષ્ટા એ એક જાતની હલકાઇ છે. એ નીચ પ્રકૃતિ જેમ બને એમ વિદ્યાર્થીઓએ મગજમાંથી દુર કરવી જોઇએ. શિક્ષક અને શિષ્યની એકતા થયા વગર શ્રેય થતું નથી."

આ વાત વિદ્યાસાગરના મગજમાં સારી પેઠે ઉતરી ગઇ. તે દિવસથી તેણે માસ્તરોની ટીકા કરવી છોડી દીધી. મનોરમા ખીલાવવા વારંવાર પુછતી. પણ તે કદી માસ્તરની નિંદા ન કરતો ને સાહેબે કરેલું ભાષણ કડકડાટ બોલી જતો. કુસુમકાંતે કહ્યું, "બાલક હ્રદય ઉપર ભાષણની અસર સારી થાય છે. બાકી મોટી ઉમ્મરે પહોંચ્યા પછી ગમે તેટલાં ભાષણો સાંભળો, ગમે એટલી દલીલો સાંભળો પણ જે અભિપ્રાય દસ્યા હોય, જે ટેવ બંધાઇ હોય, તે ખસતી નથી."

વિજયાને હમણાં અન્ય કાર્યમાં ગુંથાવાથી રાત્રિનાં સ્વપ્નાં ઓછાં થયાં હતાં. માત્ર યોગીનેજ દેખતી, તે સિવાય કાંઇ ન દેખતી. તે પણ ધીરેધીરે ઓછું થઇ ગયું. આથી એને બહુ દુઃખ થવા લાગ્યું. કયારે યોગી આવશે એ ચિંતાથી તેને જીર્ણ જવર લાગુ પડયો ને ધીરેધીરે હાલવા ચાલવાની શક્તિ ઓછી થઇ. ખોરાક બંધ થયો. તે માત્ર કાંજી, એરારૂટ, ને દુધ ઉપર રહેતી, જરા પણ ભારે ખોરાક ખાતી તો ઉલટી થતી. અગર ઝાડો થઇ જતો. એણે એક દિવસ મનોરમાને યોગીંદ્રવાળી હકીકત, તથા મરણ વખતની પોતાની માતાની ઇચ્છા કહી, અને કહ્યું "બ્હેન એ યોગીંદ્રજ મારા પતિ છે. હવે મને લાગે છે કે મારો દેહ ઝાઝા દિવસ ટકવાનો નથી. કોઇ પણ રીતે યોગીની ભાળ આવે ને મરતાં પહેલાં એકવાર એમનું મુખ જોઉં, તો શાંતિ વળે ! કુસુમકાંત શિવાય તમે કોઇને પણ વાત ન કરશો. કારણ આ મારા જીવનનું રહસ્ય છે. અને તેની અવગણના અગર ટીકા મારાથી સહન નહીં થાય." કુસુમકાંતને ધીરેથી મનોરમાએ હકીકતથી વાકેફ કર્યો. જવનિકા છેદન થયું. કુસુમકાંતે મનોરમાને કહ્યું "હવે વિજયાને આરામ થવો મુશ્કિલ છે. ક્ષય રોગ ત્રીજા સ્ટેજ ઉપર

આવી જવાની તૈયારીમાં છે. એને જેમ બને એમ નરીશમેંટ (ખોરાક) અપાય તો ઠીક. એને રોજ ગાડીમાં બેસાડીને ફરવા લઈ જવી. આ વાત વિલાસિકાને ન કહેવી. કારણ તે ભોળી છે. જો શ્યામકુમારીને વાત કહી બેસે તો વાને વેગે ગપાટો ઉડે. વિજયાને તમારી પેશંટ (દરદી)જ ગણવી, એ હવે થોડા દિવસની મહેમાન છે. " કુસુમકાંતની આંખમાંથી આંસુ નીકળી પડયાં. મનોરમા રોઇ પડી. " શું ખરેખર તમે કહો છો કે વિજયા નહીં બચે ? " તેણે પુછ્યું.

" ના, વ્હાલી, " દાકતર બોલ્યો, " વિજયા જેવાં ઘણાંએ મૃદુ અને સુંદર પુષ્પો જન્મે છે, ખીલે છે, થોડો કાળ સુવાસ આપી કરમાઇ જાય છે. મેં એના જેવાં કંઇક દરદીઓ જોયાં છે. કોટી ઉપાય કર્યા છે, પણ નથીજ બચતાં. ઇંગ્લંડ, તથા જર્મનીના પ્રખ્યાત ડોકતરો ક્ષયરોગને જડમૂળથી કહાડવાના ઉપાય શોધી શકયા નથી. મારૂં પણ એમ માનવું છે કે ક્ષયરોગના દરદીની સારી માવજત હોય તો તે અમુક મુદત જીવી શકે છે. પણ અંતે તો મૃત્યુજ પામે છે. હું આવો કઠણ છું, પણ જયારે એને જોઉં છું, ત્યારે મારૂ મન દ્રવે છે. મને એમજ થાય છે કે આ નિર્દોષ બાલિકાએ જન્મીને શું સુખ દીઠું ? કેવી મૃદુ અને નમ્ર છે. કેટલી પવિત્ર છે ! એને જોતાંજ પાપી જનો પાવન થઈ જાય એવી એ વિશુદ્ધ છે. વ્હાલી, બીજુ હું એ તને કહેવાનો હતો કે, વિલાસપુરમાં કોઇક કોઇક સ્થળે મુએલા ઉંદરડા નીકળેછે. મને તો ધાસ્તી છે કે ત્રણ પખવાડીઆ પછી પ્લેગનો દુષ્ટ રોગ વિલાસપુરમાં ફાટી નીકળશે, એટલા માટેજ મેં નદી ઉપર આવેલો બંગલો મહીને સો રૂપીઆના ભાડાથી રાખી લીધો છે. જેમાં આપણું કુટુંબ, અને રવીંદ્રનું કુટુંબ સાથે રહેશે."

" વ્હાલા ! હું તે કેટલી ફીકર કરૂં, તે દિવસનો હિતોપદેશનો શ્લોક મને યાદ આવે છે—

**उत्थायोत्थाय बोद्धव्यं महद्भयमुपस्थितम् ।**
**मरणव्याधिशोकानां किमद्य निपतिष्यति ॥**

( હમેશાં ઉઠીને જાણવું કે મ્હોટો ભય આવ્યો છે મરણ, વ્યાધિ કે શોક, એમાંથી આજ શું થશે ? )
વ્હાલ', સર્વની ચિંતા પરમેશ્વરને છે."

કુસુમકાંત—ખરેખર, વ્હાલી, આ શરીર રૂપી એન્જીન બનાવનાર પરમેશ્વરના હાથમાંજ એની ચાવી છે. એની ઇચ્છામાં આવશે, ત્યાંસુધી ચલાવશે. એની ઇચ્છા નહીં હોય કે તુરત ચાવી બંધ પડી જશે. માટે હમેશાં પ્રભુના દરબારમાં જવા તૈયાર રહેવું.

## પ્રકરણ ૧૪.

### મિત્ર મંડળ.

काव्यशास्त्रविनोदेन कालोगच्छति धीमताम् ।
व्यसनेनच मूर्खाणां निद्रया कलहेन वा ॥

हितोपदेशः

વિલાસપુરના એક એકાંત ભાગમાં બે બંગલા આવી રહ્યા હતા. બંગલાની આસપાસ ઘણોજ મોટો બાગ હતો. બાગમાં જાત જાતનાં પુષ્પો વાવેલાં હતાં. તે શિવાય તેમાં અશોક, સહકાર, કદલી, નાલિકેર, તાલ, અશ્વત્થ, ન્યગ્રોધ, શાલ્મલિ, નિંબ, વિગેરે વૃક્ષો સુશોભિત રીતે ઉગી નીકળ્યાં હતાં. તેમજ માળીએ ઘણીજ યુક્તિથી વેલીઓ ચ્હડાવી હતી. બાગમાં ફુવારો મુકવામાં આવ્યો હતો. અને ફુવારાના યંત્રમાં બે આરસપહાણનાં પુતળાં ગોઠવ્યાં હતાં. જેના ઉપર છત્રી રૂપે ફુવારો ઉડતો. તે સિવાય આ બાગમાં ચાર ખુણે ચાર કુંજ બનાવ્યા હતા. અને તેમાં ગોળ પાટલીઓ ગોઠવી હતી. તેમજ ફુવારા આગળ બેંચો ગોઠવી હતી. આ બાગની વચમાં થોડે થોડે અંતરે બે બંગલા હતા જેમાંનો એક સ્ત્રીસમાજ માટે હતો. અને બીજો કુસુમકાંત તથા તેના મિત્રો માટે હતો. મિત્ર મંડળ માટે નિર્માયલો બંગલો તેમજ સ્ત્રી સમાજનો બંગલો કુસુમકાંતના તાબામાં હતો. પણ તેણે આ બંગલા ભેટ આપી દીધા હતા. મિત્રમંડળવાળો બંગલો જે સાધારણ રીતે ક્લબહાઉસ તરીકે ઓળખાતો, તેમાં મોટું પુસ્તકાલય હતું. જેમાં ઇંગ્લીશ, સંસ્કૃત, ગુજરાતી પુસ્તકોનો સમુહ હતો. મોટાં મોટાં કબાટ ગોઠવી દેવામાં આવ્યાં હતાં.

તેમાં ચોપડીઓ ગોઠવી દીધી હતી. તે સિવાય ટાઇમ્સ, એડવોકેટ, સ્હાંજ વર્તમાન, બુદ્ધિપ્રકાશ, જ્ઞાનસુધા, સુંદરી સુબોધ, ગપસપ, વસન્ત આદિ વર્તમાન પત્રો તથા માસિકો ટેબલ ઉપર હતાં. આ ઉપરાંત ઇસ્ટ એન્ડ વેસ્ટ, ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસ, સ્ટ્રેન્ડ મેગેઝીન, વિગેરે પણ ત્યાં જોવામાં આવતાં. છ ખુરસીઓ અને છ ટેબલ [illegible] અંતરે મુકવામાં આવ્યાં [illegible]

ગોઠવી દીધાં હતાં. અને તે થોડ [illegible]

હતાં. ટેબલને પડખે છ નાની બુકશેલ્ફ ગોઠવી દેવામાં આવી હતી. જેના ઉપર થોડાં થોડાં પુસ્તકો મુકયાં હતાં, તે જેમ ફેરવે તેમ ફેરવી શકાય તેવી હતી.

" બીજા હોલમાં હાર્મોનીયમ, દીલરૂબા, તાઉસ, સતાર, સારંગી, ફીડલ, તથા મૃદંગ રાખી મુકયાં હતાં. ત્રીજા હોલમાં ચ્હાના પ્યાલા, આઇસક્રીમના સંચા, સ્ટવ વિગેરે હતું. બંગલાને પડખે ટેનીસગ્રાઉંડ હતું. આ પ્રમાણે કલબ હાઉસની રચના કુસુમકાંતના પ્રયાસથી થઇ હતી. નવરાશને વખતે કુસુમકાંત, રવીંદ્ર, તથા બીજા જે કોઇ ગામમાં હોય તે મિત્રો મળતા. અને કાંતો ગપ્પાં મારતા, અથવા તો બોલ્યા ચાલ્યા વગર લખતા, વાંચતા અથવા તો ચ્હા, કોફી પીતા, કે વાજીંત્ર વગાડતા, કે ટેનીસ રમતા. વિલાસપુરમાં છ એ મિત્ર—મોહિનીચંદ્ર, શશીભુષણ, રેવતીરમણ, કુસુમકાંત, વેણી માધવ અને હરિચૈતન્ય-ભાગ્યે સાથે મળતા. અને જે દિવસોમાં મળતા, તે વખતે તેઓ કલબહાઉસમાં મળી કાવ્યશાસ્ત્રના વિનોદની સાથે આનંદ કરતા. આ છ મિત્રોમાં ઘણોજ સ્નેહ હતો. તેઓ નિઃસ્વાર્થી હોવાથી સ્નેહ વધ્યે જતો. દરેકની લાઇન લગભગ જુદી હોવાથી એક બીજાથી સ્વતંત્ર હતા. રવીંદ્ર રેવતીરમણની સ્કુલમાંથી નીકળ્યો હતો. અને વીમાકંપનીઓનો એજંટ થયો હતો તે શિવાય એણે પબલીશીંગ ફર્મ ઉઘાડી હતી. તે ઉપરાંત તે માસિક કહાડતો. માસિકમાં, રોજીંદાં વર્તમાનપત્રમાં લેખ મોકલતો. હાલમાં એણે એક મ્હોટું પાંચસો પાનાનું દળદાર પુસ્તક બ્હાર પાડયું તેને લીધે તેની ખ્યાતિ ખુબ ફેલાઇ હતી.

ઘણે દિવસે છએ મિત્રો વિલાસપુરમાં સાથે મળ્યા હતા અને સ્હાંજે કલબહાઉસમાં ભેગા થયા હતા. એમની સ્ત્રીઓ સ્હામેના ઓસમાનજના મકાનમાં મળી હતી. ચ્હાપાણી આજ થવાનાં હતાં. શાંતા બંગાલી હવે ગુજરાતી ભાષા સારી રીતે શીખી ગઇ

હતી. તેથી કરીને હવે હરિચૈતન્યને નિરાંત થઇ હતી. જેમ શાંતા ગુજરાતી શીખી હતી, તેમ હરિચૈતન્ય બંગાળી શીખ્યો હતો. મિત્રમંડળમાં હરિચૈતન્યવાળો વિષય ઉપડયો. વેણીમાધવ બો-લ્યો—કેમ હરિચૈતન્ય, હવે શાંતાને ગુજરાતી આવડયું ને ?

હરિચૈતન્ય—હા, ભાઇ. હવે એ દિશાની નિરાંત થઇ. લગ્ન પછીનું એક વર્ષ તો પ્રભુ તોબા. મારે [illegible] બતાવવં [illegible] [illegible]વાકવાર તો ચૌદમું રતન [illegible]

મોહિનીચંદ્ર—ચૌદમા રતનથી નફ્ફરચંદની દશા થઇ એ જા-ણીને ?” બધા ખડખડાટ હસી પડયા. શશીભૂષણ બોલ્યો—” મને તો લાગે છે કે એ નફ્ફરચંદ્ર દારૂ પીતો હોવો જોઇએ. દારૂ પીધા વગર એટલો બધો તામસ ન હોય. પણ એજયુકેશનલ ઇન્સ્પેકટરે એને ઠીક પાંશરો કર્યો.

રેવતીરમણ—હરિચૈતન્ય, તમે તો કવિ ગોલ્ડસ્મીથની માફક બન્યા. એ ડચ લોકોને ગ્રીક ભણાવવા ગયો. પણ ત્યાં ગયા પછી એને ખબર પડી કે ડચ લોકોને ગ્રીક શીખવતાં પહેલાં, એને પોતાને ડચ આવડવું જોઇએ. તેમ તમે પણ બંગાલામાં લગ્ન કર્યાં, તે પહેલાં બંગાલી શીખવાની જરૂર હતી.

બધા પુષ્કળ હસ્યા. હરિચૈતન્યને તમાકુ ખાવાની ટેવ પડી હતી. એણે તમાકુ હાથમાં લઇ, ચુના સાથે કાલવી, મસળી, હાથેલીમાં રાખી બે આંગળીનો તાબોટો પાડયો, ને ખાઇ ગયો. તમાકુ મોમાં હોવાને લીધે જરા તોતડી રીતે બોલ્યો—રે, ટેસ્ટો પણ પછી હું બંગાલી શીખ્યોછું-.” તમાકુવાળો ગળફો એટલા જોરથી ઉડાવ્યો કે બ્હારના કોમ્પાઉન્ડમાં પડયો. “ મેં, પહેલી જે ભુલ કરી, તે વરસ દહાડા સુધી સાલી. પણ ગોલ્ડસ્મીથ જેવાએ ભુલ કરી તો મારો શોક વાંક ? ”

કુસુમકાંત—ત્યારે હરિચૈતન્ય, તમે હવે કાયમ વિલાસપુરમાં આવ્યાજ કે. ?

હરિચૈતન્ય—હારતો, પિતાજીએ કૈલાસવાસ કર્યો, એટલે હવે રજવાડામાં કોણ ઉભા રાખે. મારા પિતાએ નોકરી અપા-વેલા, પિતાને ત્યાંજ ઉછરી મોટી મોટી જગ્યાએ ગયેલા પિતા-ના કહેવાતા સ્નેહીઓએ પિતાની આંખ મીંચાઇ કે આંખ

આડા કાન કર્યા. દુનિયામાં ઉપકારનો બદલો અપકારમાંજ વળેછે. કહ્યું છે કેઃ—

+ उपकृतमनेन सुतरामित्यसतामास्तिन क्वाचित्पेक्षा ।
होतुः स्वहस्त माश्रितमुद्भूतोग्निर्दहत्येव ॥

એમને ત્યાં બીજા સ્વાર્થને લીધે થયેલા ઘણાએ સંબંધીઓ છે. પણ એ લોકો મને ઓળખતા પણ નથી. પિતાજીની અન્તિમ એજ ઇચ્છા હતી, કે તારે નોકરી ન કરવી. પૈસા છે, તેમાં જો બુદ્ધિ પહોંચે તો બ્યાપાર કરવો, નહીંતર જાળવીને બ્યાજમાંથી નિભાવ કરવો. એ ઇચ્છાથી હવે હું વિલાસપુરમાં નિવાસ કરીશ.'

રવીંદ્ર— ઘણાજ આનંદની વાત છે. અમને અને અમારી સ્ત્રીસમાજને તથા અમારા માસિકને તમારા અહીં આવવાથી ઘણો લાભ થશે.

હરિચૈતન્ય—રવીંદ્રભાઈ તમે એક પુસ્તક લખ્યું છે? તમારી બહુ પ્રસંશા થાય છે. એમ સાંભળ્યું છે.

મોહિનીચંદ્ર--પુસ્તક લખવાનું કામ ધારીએ છીએ એટલું સ્હેલું નથી. જો કે પુસ્તક બ્હાર પડયા પછી તેના ઉપર ટીકા કરનારા, તેની કીંમત ઘટાડનારા, ઘણા નીકળી આવે છે.

કુસુમકાંત--ટીકા થવાની જરૂર છે. ટીકાથી લેખકને પોતાની ભુલ અગર વખાણવા લાયક ભાગ માલુમ પડી આવે છે. ચોપડી લખે છે કે લેખકને ( માફ કરજો, હો રવીંદ્રભાઇ, હુંતો સામાન્ય ટીકા કરૂંછું, ! ) એમજ અભિમાન થાય છે કે મેં લખ્યું છે તે ખરૂં છે. એ અભિમાન તોડવાને ટીકાકારોની જરૂર છે.

રેવતીરમણ--અથવા તો ટીકા કરવામાં ઘણા હેતુ સમાયલા હોય છે. બેકનનો Envy (ઇર્ષા) વિષેનો નિબંધ વાંચશો તો માલુમ પડશે કે ટીકા થવાનું એક કારણ તો એ છે કે જ્યારે પોતાથી કાંઇ હલકી સ્થિતિનો મનુષ્ય એકદમ મ્હોટું પદ લે તો તેની સજ્જડ ટીકા થાવ છે. તેવીજ રીતે પોતાથી ઓછી મનાતી બુદ્ધિવાળો લેખક પુસ્તક લખી વધારે માન ખાટી જાય, તેથી પણ ટીકા કરી

---

+ આણે ઉપકાર કર્યો છે એવી દુર્જનોને જરા પણ અપેક્ષા નથી હોતી. હોતાએ ઉત્પન્ન કરેલો અગ્નિ, તેનાજ હાથને બાળે છે.

ને લોકો મન ચાળે છે. અને લેખક જો ઇંગ્લીશ કવી કીટસ જેવી લાગણીવાળો હોય તો ક્ષય રોગનો ભોગ થઈ પડેછે. જ્યોફરી જેવા ટીકાકારને તો બાયરન જ પુરો પડે.

રવીંદ્ર આ ટીકા શાંતિથી સાંભળતો હતો. તેનું પોતાનું પુસ્તક હોવાથી તેનાથી આમાં બોલાય એમ નહતું. હરચૈતન્યે તેને પુછ્યું " કેમ રવીંદ્રભાઇ, તમારો શો અભિપ્રાય છે. ? "

રવીંદ્ર ધીમેથી બોલ્યો—" મને તો લાગે છે કે મેં આ પુસ્તક લખવામાં ભુલ કરી. કારણ મારા વિચાર હજી કાચા છે. તેમજ પુસ્તક લખવા જેટલું જ્ઞાન મારામાં નથી. છતાં થયું તે થયું. હવે તો બાણુમાંથી તીર છુટયું તે ન છુટયું થવાનું નથી. જેને જેમ અભિપ્રાય આપવો હોય તેમ આપે. "

કુસુમકાંત—" રવીંદ્રભાઇ. તમારૂં પુસ્તક ઘણીજ સારી રીતે લખાયલું છે. તેમાં સ્થળે સ્થળે મને તો Poetry ( કવિતા ) લાગે છે. લખાણ જો કે ગદ્યમાં છે, છતાં અત્યંત મધુર છે. ભાષા સરલ છે, છતાં ગ્રામ્ય નથી. વાંચનારને રસ ખરૂજ પડે એમ છે. એકવાર શરૂ કર્યા પછી પુરી કરે ત્યારેજ વાંચનારને તે મુકવી ગમે છે. તમારો પહેલો પ્રયાસ જોતાં તમે ઘણુંજ સારૂં લખ્યું છે. ટુંકાં અને સાદાં વાકયમાં તમે ઘણો સારો બોધ આપ્યો છે.

રવીંદ્ર—કુસુમભાઇ, હજી કાંઇ વિશેષ પ્રસંશા કરવી છે ? તમારો તો મારા તરફ પક્ષપાત રહ્યા એટલે મારૂં લખેલું સારૂંજ લાગશે. પણ ગુર્જર પ્રજા જ્યારે વખાણે ત્યારે ખરી. એનો ફેલાવો શી રીતે કરવો. ?

મોહિનીચંદ્ર—આપણી ગુજરાતી ભાષા મુળ તો હિંદુસ્થાનમાં થોડા ભાગમાં બોલાયછે. તેમાં વળી શુદ્ધ ગુજરાતી ને પારસી ગુજરાતી એવા ભેદ રહ્યા. પારસી પુસ્તકો ઘણે ભાગે આપણા લોકો તેમાં ન રાખે, ને આપણે ઘણે ભાગે તેઓનાં પુસ્તક ન રાખીએ. તેમજ ગુજરાતમાં કેળવણી પણ ઓછી. મુઠીભર વિદ્વાન લોક રહ્યા. તેમાં તો પણ કેટલાક તો "આ પુસ્તક અમને તો અભિપ્રાયાર્થે મળશે, તો લેવાની શી જરૂર ? " એવી આશા રાખે. તેમ નાના ગામડામાં તો, અથવા શહેરોમાં પણ કેટલેક ઠેકાણે એક ચોપડીથી સો જણા વાંચે, એટલે ફેલાવો શેનો થાય ! ચોપડી બનાવનારને કીંમત માથે પડે. એટલા માટે પછી અડધી કીંમતે, ચોપાનીયાની ભેટ

દાખલ, છાનામાનામાં મહાપ્રયાસે છપાવેલી ચોપડીઓ વેચાય છે. સારામાં સારી ગણાતી ગુજરાતી ચોપડીઓની પણ ઘણે અંશે આ દશા છે.

હરિચૈતન્ય—હા ભાઈ, ચોપડી ચોરવાનું જોર તો આપણા લોકમાં જબરૂં છે. અને એટલા માટે તો મેં નીચેનું "કપલેટ" બનાવ્યું છે.

" પારકી બુક માગીને લીજે, વણ માગી પાછી નવ દીજે;
એમ કરતાં જો વિસરી જાય, તો પારકી મટી પોતાની થાય."

બધા ખડખડાટ હસી પડ્યા. હસવાનો ઘોષ એટલે પહોચ્યો કે કલબનો નોકર દોડ્યો આવ્યો, પણ પછી ચાલ્યો ગયો.

થોડીવારમાં મેવા મીઠાઈની તાસકો આવી. તેમાંથી સઘળાએ ખાવા માંડ્યું. રેવતીરમણે વાત ઉપાડી—: " કવિતાની ખુબી તો સંસ્કૃત અને ઇંગ્લીશમાં છે. કાલિદાસ અને ભવભૂતિની કૃતિઓ આપણે વાંચીએ છીએ; અથવા તો ટેનીસન, શેકસપીયર, બાયરન વાંચીએ છીએ ત્યારે આપણને કેટલો બધો રસ પડે છે. એ ફોર્સ (જોર) એ સ્પીરીટ (ભાવના) આપણા ગુર્જર કાવ્યોમાં કે લેખોમાં ભાગ્યે જોવામાં આવે છે. હમણાં નવી શૈલીમાં એ રસ કદાચ માલુમ પડે, પણ તે બધા ઈંગ્લીશ અને સંસ્કૃત કવિઓના સંસ્કાર છે. original ( નૈસર્ગિક ) લખાણ ઘણાં થોડાં જોવામાં આવે છે. ગુજરાતના જુના કવિઓની કવિતા આપણને કદાચ ભાષાની દ્રષ્ટિથી નિર્માલ્ય લાગશે. પણ એમની નૈસર્ગિક શક્તિ તો ખરીજ.

કુસુમકાંત—એ બહુ ગહન વિષય છે. એના ઉપર વળી નીરાંતે વિવેચન કરીશું. પણ આપણે હવે ખાઈ રહેવા આવ્યા છીએ. કાંઇ સંગીતની જરૂર છે. હરિચૈતન્ય, તમારો કંઠ મધુર છે. કાંઈક ગાશો ?

" ભલે મારે વાંધો નથી, " તેણે જવાબ દીધો. ચ્હાના પ્યાલા આવ્યા. ચ્હા પી, પાન સોપારી ખાઇ, સંગીત શરૂ કર્યું. રેવતીરમણે તાઉસ વગાડવા માંડ્યું. ને મોહિનીચંદ્રે મૃદંગ લીધું. હરિચૈતન્યે કેટલાંક ઉસ્તાદિ ગાયન ગાયા બાદ નીચેની ગોવર્ધનરામની વૃષ્ટિની કવિતા ગાઈ.

રસ રસ રસ કરી દીધું જ જગત પલકમાંહી !
શીત શીત શીત કરી જ ગાત્ર કંપને વધારી ! .. ધ્રુવ.

રસદ ઘનઉરેથી ઉતરી ઉતરી હું કવિતા
ઝાપટે પડું છું ત્યાં જ દ્રવતી ધરતી ધીરા. ...રસ૦
૫ પડું પડું ઉંચ અભ્રઉરથી; સરૂં જ ધરતીઉરે,
રસ રસ થતી ધરતી એવી લીલું વપુ ધરી ઝુરે...રસ૦
કદી હું રમતી રમતી ઉતરૂં આડી ધીમી ધીમી ને
નિસરણી મુજ સમીર થાય, મુકું પડતું વળી પડીને...રસ૦
ટપક ટપક પડતી બોલું મીઠ્ઠું ઝીણું હું,
૧૦ ધડ ધડ વળી દોડી પડું, ખડ ખડ જ હસું હું. ...રસ૦
કુસુમવૃષ્ટિ સમી જ દેહ-કદી વળી સરૂં-ધારી,
ઉભી ઉભી પડું કો દી જેમ ઝરતી ઘણીક ઝારી...રસ૦
કદી સરતી ન દેખાઉં, તોય પડું જ નીચી આવી;
યમ સમી પડું એમ પણ હું પડું જીવને જ લાવી...રસ૦
૧૫ જગત આ સમય ઉંઘતું, તોય ગતિ મ્હારી
પરખશે, પ્રભાતની જ નવલ છબી નીહાળી ...રસ૦
રસ રસ કરી જ દીધું જગત આમ મ્હેં તો !
રડતું હોય તોય રસથી ઓગળ્યું જ એ તો ! ...રસ૦
રસ રસ રસ ઉરમાં જનો તણે હું પ્રેરૂં;
૨૦ રસ ચેપી ભરૂં સૃષ્ટિમાં, તો રસ જ દ્રવે મેરૂ. ...રસ૦
મુજ પ્રભાવ એમ વિષય સકળ જગત ઉરે
લલિત ચલિત રસની લહરી ફુંકી ફુંકી ખુલે. ...રસ૦
રસસમીર ફુંકું, ત્યાંજ કંઇક હૃદય કમ્પે;
કંઇક હ્રદય કેરી વળી જુની ઝાળ જમ્પે. ...રસ૦
૨૫ નાચ્યું તરૂને પાંદડે ને ઉડું વાશું બાઝી;
ઘનથી નીચી ત્રુટું જ, જ્યાં રહે તડિત ગાજી. ...રસ૦
પૃથ્વીમાં ને વ્યોમમાં ને અંતરાળભાગે
રસથી એમ ઝુકું, ત્યાં જ ચમકી જગત જાગે ...રસ૦*

હરિચૈતન્યને બધાએ ધન્યવાદ આપ્યો. કુસુમકાંતે સાહિત્યની વાત ઉપાડી.—“ભાષા તો ફ્રેંચ ઇટાલીયન, તથા જર્મન પણ સારી છે. એનું લીટરેચર (સાહિત્ય) ઇંગ્લીશ કરતાં પણ સારૂં છે. એલક્ઝાંડર ડુમાનાં નોવેલમાં તો વળી આખી ફ્રેંચ હીસ્ટરી આવી જાય છે.”

---

* ( મહીદીપની ચાલ. )

" તમે વીકટર હ્યુગોનું લા મીઝરબલ વાંચ્યું છે ? " રવીન્દ્રે પુછ્યું. " હા, " રેવતીરમણે જવાબ આપ્યો " એમાં સેઇન્ટ ( સાધુ ) નું જીવન ઉત્કૃષ્ટ છે. એવા સાધુપુરૂષો આપણામાં થોડા હોય છે. "

કુસુમકાંત—એમાં ડીટેક્ટીવ ( છુપી પોલીસ) પણ જબરો. એક તરફ સાધુ પુરૂષનું જીવન રદ કરવાની સ્થિતિમાં હતો, અને બીજી તરફ પોતાની ડયુટી ( ફરજ ) ચુકતો હતો. આવા ધર્મ સંકટમાંથી બચવાને માટે એણે સુઇસાઇડ ( આત્મહત્યા ) કરી.

રવીંદ્ર—રેવતીરમણ, તમે એનું "ટ્રાન્સલેશન'' કરી નાંખો.

વેણીમાધવ—એ તો ઠીક, પણ યાંત્રિક શાસ્ત્રની સત્તા જાણો છો ? હમણાં મેં " એન્જીનીયરમાં " એવાં નવી જાતનાં યંત્રો વિશે વાંચ્યું છે કે આપણી તો નજરેજ કશું નથી કરતી. નવાં નવા ઇલેક્ટ્રીક મશીન ( યંત્રો ) નીકળે છે. આપણા ઇંડીયામાં તો એમાંનાં થોડાંજ એન્જીન આવે છે.

કુસુમકાંત—વેણીમાધવ, અમે તો તમને એજ સલાહ આપીએ છીએ કે ઇંગ્લંડ જઇ યાંત્રિકશાસ્ત્ર શીખી આવી તમે નવાં એલીમેન્ટ ( મુળતત્વો ) દાખલ કરો. કેમ વકીલ સાહેબ ! પેલા કેસનું શું થયું ?

મોહિનીચંદ્ર—કેસોનો અદલ ઇનસાફ, કુસુમભાઇ હાઇકોર્ટમાં મળે છે, હાઇકોર્ટના કેટલાક ડીસીશન તો બસ બહુજ લક્ષ રાખવા જેવા છે. આપણે કાન પકડવો પડે કે ખરો ન્યાય આનું નામ.

વેણીમાધવ—વકીલના ધંધામાં કેમ છે ?

મોહિનીચંદ્ર—જવા દેને ભાઇ, હવે તો જરાએ કસ રહ્યો નથી. અમારામાંના ઘણાક બીચારા ખરચ જોગું કુટી કહાડેછે તે પણ જે માન, મરતબો, કમાઈ આગળ હતી, તેવી હવે નથી. જુના ને નામીચા વકીલો વળી એટલું કમાય છે કે એમને ફુરસદ નથી મળતી ત્યારે કેટલાક બીજા વકીલો મેં કહ્યું એમ થોડું કમાય છે,

હરિચૈતન્ય—ત્યારે કસ શેમાં રહ્યોછે ?

કુસુમકાંત—પોતાનામાં આવડત હોય તો માણસ ધુળમાંથી પણ પૈસા પેદા કરે. क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ।

* ક્રિયાની સિદ્ધિ સત્વમાં રહી છે, સાધનમાં નથી રહી.

રવીંદ્ર—ધંધો તો તમારો ઉત્તમ છે, કુસુમભાઇ.

હરિચૈતન્ય—પરોપકાર પણ એ ધંધામાં થાય છે. અને કુસુમભાઇ પોતાના જીવનનો સદુપયોગ કરે છે.

કુસુમકાંત—" વ્હાલા ભાઈ, મારી ફરજથી વિશેષ હું કાંઇ કરતો નથી. " આટલેથી વાત અટકી. સ્ત્રી સમાજગૃહમાં મધુરસ્વરથી કોઇક ગાતું હતું.

૧ " શું સુંદરને સુખકાર, અમારી પર્ણકુટી. "

ઘડીકમાં સ્વર સંભળાતો ઘડીકમાં પવનના સુસવાટા આડે ઉડી જતો.

કુસુમકાંતે ફીડલ લીધી. અને જાગ્યાતુટ્યા ગરબાના સ્વર જોડી મેળવી વગાડવા માંડી. વેણીમાધવ વીલાયતી ચીરૂટ સળગાવી, આરામ ખુરશી પર પડ્યો. હરિચૈતન્ય પાનપટ્ટી બનાવવા મંડ્યો, બીજા મિત્રો બાગમાં ફરવા લાગ્યા. થોડીવારમાં વિલાસિકા, અને મનોરમા આવી પહોંચ્યાં. તેમની જોડે રવીંદ્રને કુસુમકાંત પોત પોતાને ઘેર ગયા. અન્યમિત્રો પણ પત્ની સહ વાતો કરતા વેરાઇ ગયા.

---

# પ્રકરણ ૧૫.

---

## અવનતિ

---

Misfortunes never come singly.

छिद्रेष्वनर्था बहुली भवन्ति ॥

શ્યામકુમારીને તાણનો દુષ્ટ રોગ વધવા લાગ્યો. તે એકવાર દાદરેથી ઉતરતાં તાણ આવવાથી પડી, ને તેને લીધે માથું ફુટી ગયું. આથી ગણેશદાસને રસોઇઓ કાયમ રાખવાની જરૂર પડી. આ ઉપરાંત તાણ એ વળગાડને લીધે આવે છે, એ વ્હેમને લીધે "છુ મંતર" તો ચાલ્યાંજ કરતાં હતાં. તેવામાં દૈવવશાત્ ગણેશદાસના મકાનમાં આગે દેખાવ દીધો. ઘરમાં નવો નોકર રાખેલો, તે લાકડાંની ઓરડી આગળ સાફ કર્યા વગરનો ઘાસલેટનો ટીનનો ડબો મુકી

૧ રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ.

બ્હાર હોકો પીવા બેઠો. અને ડબામાંથી તેલનો ભડકો થયો. એથી ડબો ઉડીને લાકડામાં પડ્યો. લાકડાં સળગ્યાં, ને તેથી ઘર સળગ્યું. લ્હાયે એકદમ ભયંકર સ્વરૂપ પકડ્યું. ગણેશદાસ તથા હરિરામ પૈસાનો હિસાબ મેળવતા હતા, તેવામાં લ્હાયની ખબર પડી. "ઓ મારા બાપરે, મરી ગયોરે," કરતો ગણેશદાસ બ્હાર નીકળ્યો. અને પોતાના ઘરને બળતાં જોઇ દોડંદોડા કરવા લાગ્યો. અગ્નિ વધવા લાગ્યો માણસો એકઠાં થઇ ગયાં. પાણીના બંબા આવી પ્હોચ્યા. પણ આગ નજ બુઝાઇ. શ્યામકુમારી અને ગણેશદાસ પહેરેલે લુગડે ઘરની બહાર નીકળ્યાં. બાર કલાક લાહ્ય ચાલી. ગણેશદાસના ઘરઉપરાંત બીજાં આજુબાજુનાં સાત ઘર બળી ગયાં; લગભગ દશ પંદર હજારનું નુકશાન થયું. આ બનાવથી ગણેશદાસના મનની સ્થિતિ ઠેકાણે ન રહી, એણે સટ્ટામાં સર્વસ્વ ગુમાવ્યું હતું. જે બાકી રહ્યું હતું તે શ્યામકુમારી ગુમાવતી. અને દૈવેતો સર્વસ્વ લઈ લીધું. આમ થવાથી ગણેશદાસને ચિત્તભ્રમ થઇ ગયો. તેને રવીંદ્રને ઘેર (નવે સાસરે) લઈ ગયા. શ્યામકુમારી પણ ત્યાંજ ગઇ. કારણ તે શિવાય એમને રહેવાને સ્થાન ન હતું. ગણેશદાસ તો રોયા કરતો, કે લમણે હાથ મુકી બેસી રહેતો, અથવા તો સટ્ટાના શબ્દો તેજી, મંદી, વિગેરે લવ્યા કરતો. હરિરામ મારફત શ્યામકુમારીને પોતાની દ્રવ્ય સંબંધી સ્થિતિનું ભાન થયું. જીવનમાં પહેલીવારજ એને દુઃખ શું છે, તેની ખબર પડી. પતિની આવી દશા, અને આવી પડેલી ગરીબ સ્થિતિથી એનું અભિમાન તુટ્યું. હીરા મોતીનાં ઘરેણાં અગ્નિમાં ભસ્માસાત થઇ ગયાં. માત્ર એક મંગળસુત્ર ને આછું આછું ઘરેણું જે પોતાને પીયર હતું એ સિવાય સર્વસ્વ પાયમાલ થઇ ગયું. રહેવાને ઘર ન રહ્યું, અને બળી ગયેલા ઘરને સમરાવવા પૈસા ન રહ્યા. ચાકર નફર, રસોઇઆના પગાર ચુકવી દઇ રવીંદ્રે રજા આપી. હરિરામને પોતાને ત્યાં સરખે પગારે નોકર રાખ્યો. ગણેશદાસની સ્થિતિની વાત આખા વિલાસપુરમાં ચાલી, જે થોડા દિવસ જનસમાજમાં શ્રીમાન લક્ષાધિપતિ, ગણાતો, તે હાલ ભીખારી, તથા ગાંડો ગણાવા લાગ્યો. શ્યામકુમારીના ખુશામતીઆ બ્રાહ્મણો, મહારાજો, તે ક્યાં વસે છે તે જાણવાની તસ્દી પણ ન લેતા; તેઓ તો લીલા વનના સુડાની માફક જ્યાં લીલું હોય ત્યાંજ ચરવાના !

જેણે દુઃખ અનુભવ્યું હોય, જેને ઈશ્વર ઉપર શ્રદ્ધા હોય, જેણે ગરીબી અવસ્થા દીઠી હોય, તે તો આવેલી વિપત્તિ સહન કરી શકે,

પણ શ્યામકુમારી જેવાંને, આ દુઃખ સખત લાગે. તેને ચિંતાનો તાવ આવ્યો. અને એકવીસ દીવસે ઉતર્યો. ગણેશદાસને તો ઓરડામાં પુરી રાખવો પડતો. કારણ એની માનસિક સ્થિતિ દિવસે દિવસે ખરાબ થતી જતી. માત્ર રવીંદ્ર એની પાસે જઇ ખાવાનું આપતો, તે તે ખાતો. કુસુમકાંતે એને તપાસ્યો હતો. અને Temporary insanity ( થોડા વખત સારૂ ઘેલછા ) એવો જવાબ દીધો હતો. ગંગા ડોશી-ને અતુલચરણના મૃત્યુ કરતાં આ ઘા જબરો લાગ્યો. તે પથારી વશ થઇ પડી. સદ્‌ભાગ્યે રવીંદ્ર સારૂં કમાતો હતો. નહીંતર આ કુટુંબની બહુ ખરાબ અવસ્થા થાત.

"વ્હાલા, મને ગણેશદાસ માટે બહુ લાગે છે" એક દિવસ વિલા-સિકાએ કહ્યું. આ વખતે આ દંપતી આખા દિવસના શ્રમથી કંટાળીને અગાશીમાં બેઠાં હતાં. ચંદ્ર ખીલી રહ્યો હતો. પવનની મંદ મંદ લહ-રીઓ વાઇ રહી હતી. સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. કોઇકવાર સાર-સ કે ટીટોડીનો સ્વર સંભળાતો. આ પ્રેમી દંપતી પોતાનાં પ્રિય જનની દુર્દશાને લીધે બહુજ દુઃખી હતાં. રવીંદ્ર બોલ્યો—" વ્હાલી ! મને ગણેશદાસની આવી દશા થશે, એનો સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. આખા જીવનમાં અનેક હૃદય દુભાવી, જાતે કષ્ટ વેઠી, પુરૂં અન્ન ખાધા વગર, પુરાં વસ્ત્ર પહેર્યા વગર, એકઠો કરેલો પૈસો આમ ચાલ્યો જાય તો એમના જેવાનું મગજ ખસી જાય એમાં શું નવાઇ ! ઇશ્વરના ઉપર પૂર્ણ વિશ્વાસ આવી વિપત્તિ વખતે સ્હાય કરે છે. બ્હેન ( શ્યામકુમારી ) ને પણ જો ખરેખરૂં જ્ઞાન હોત તો આટલી બધી અસર ન થાત. માતુઃશ્રીને પણ હવે દુઃખનો ખરેખરો અનુભવ થવા લાગ્યો છે. પણ, વ્હાલી, એ લોકોનાં હૃદય દુભાય એવું એક પણ વચન ન બોલીશ, હોં.

વિલાસિકા—હું બ્હેનને તથા બાને જેમ બને તેમ ખુશી રાખવા યત્ન કરૂં છું. એમની નિંદા થતી હોય છે, ત્યાં એમનો પક્ષ લઇ બચાવ કરૂં છું. પણ વ્હાલા, વિજયાની સ્થિતિ પણ લથ-ડતી જાય છે. હોં.

રવીંદ્ર—ગણેશદાસે નિર્દોષ છોકરાંને ઘરની બ્હાર કહાડ્યાં તેમાં શું ફળ ચાખ્યું? બ્હેને પણ એમના ઉપર ભાવ ન બતાવી ઘણી જ અપકીર્તિ લીધી. પ્રભુ, પ્રભુ, અમે ક્ષણે ક્ષણે તારા અપરાધ કરીએ છીએ. દીનબંધુ, નાથ, ક્ષમા કરજે. વ્હાલી, તારા મૃદુસ્વરે પેલી કવિતા

ગાને. મને તો એમાં બહુ રસ પડે છે, દુનિયાંનો મને બહુ કંટાળો આવે છે.

વિલાસિકાએ મંજુલ સ્વરે નીચેની કવિતા ગાઇ—

[1] નમન કરી અભિમાની દુનીઆ, હું મુજ શાંતિ સદન જઉં
તું નહિ મા'રી હું નહિં તારો, તુજને ત્યાગી જતો રહું;
દીર્ઘકાલ હું ભટકયો છું, અસ્વસ્થ કરંતા તુજ સમુહે,
સરિતાની નાની નૌકાએ, જલધિ પ્રયાણજ મેં કર્યું છે.
આજ એકતું, કાલ અન્યતું, ક્ષણ ભર નવ હું સહન કરૂં;
નમનતાઇથી નમન કરી, અભિમાની દુનિઆં જતો રહું;
ધકકા ખાતા ફીણની માફક, ઘણો કાલ હું અથડાયો,
હવે ન માનું દુનીયાં તુજને, નમન કરીને આ ચાલ્યો.
મધુરભાષી પણ વૃથા પ્રશંસક ઉંચી નજરના લક્ષ્મીપતિ
વેષધારીઓ, સ્વાર્થ પરાયણ, વૈભવવાળા, ક્રૂર અતિ;
મરજી રાખું નાના મોટા અમલદાર × × × ×;
કુસંપ કરનારા તમને, નમીને જઉં છું સર્વ છોડી;
જૂઠા ચાડીના કરનાર અને દ્વેષી નિંદાખોરો,
શીત હૃદયના લોકો તમને, નમન કરીને આ ચાલ્યો;
માનુષથી ભરપુર મંદિરો, રાજમાર્ગ દરબાર ગૃહો.
આવ જા કરનારા તમને, શિર નામીને આજ જતો,
હું જાઉં મુજ શાંતિ સદનમાં, જે છે સુંદર ઉપવને,
કોઇ ન જાણે પણ છે સુંદર, સ્થાન મનોહર ચિત્ત ગમે;
કુંજોની જ્યાં રચના જાણે, કરી છ અદભૂત કો દેવે.
વિવિધ રંગનાં વિહંગ રૂડાં, હરે ફરે કાંઇ ગાન કરે;
દુષ્ટજનો જ્યાં કદિ ન આવે, વિમળ વૃત્તિઓ જહિં ખુલે,
તેવા નિર્મળ શાંતિભવનમાં, ચાલ્યો જઉં હું નમી તમને;
ત્યાં રહીને સૌ મનુષ્યકેરા, ભપકાને હું હસી કાઢું.
ઇશ્વર કેરી અનુપમ નિર્મળ, કૃતિ વિચારી મન રાચું,
આ સ્થળમાં કદી સુંદર તારા, કદી સુધાકર નિરખતો;
કદી લેતો વિશ્રાન્તિ મધુરી, વિશાળ તરૂવર તળ બેઠો.
ઉદય પામતા કદી દિનકરનાં, જીવન આપતાં જે કિરણો
તિમિર તોડતાં, ઉજાસ કરતાં, તે આનંદે અનુભવતો.

---

1 છંદ રૂચિરા, રચનાર રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ, બંધુસમાજ.

સરલ શાંત આ મુજ મંદિરે સ્થિતિ ઉન્નત હું પ્રાપ્ત કરૂં,
મહતા કેરા મદથી છકેલાં, મહારાજ્યને તુચ્છ ગણું;
લોકોનાં પાંડિત્ય અને વૈભવની નવ દરકાર કરૂં.
કુંજોમાં ઇશ્વર સન્નિહિત, પરમાનંદે નિત્ય ફરૂં,

વિલાસિકાએ કવિતા ગાવાની પુરી કરી. રવીંદ્ર બોલ્યો "વાહ વાહ, શું સુંદર કવિતા છે ! દુનીયાનો તાદૃશ ચિતાર આપ્યો છે. વિલાસિકા, તું હજી પણ સરસ્વતી દેવીનાં દર્શન કરવા નિત્ય જાય છે, ખરૂં વારૂ !

વિલાસિકા—હાજી, એ મારો નાનપણથી નિયમ છે.

રવીંદ્ર—સરસ્વતી દેવીની સ્થૂલ મૂર્ત્તિનાં દર્શન કરે, તેના કરતાં અધ્યાત્મ દર્શન કરે તો ન ચાલે ?

વિલાસિકા—એવો મેં સંકલ્પ કર્યો હતો; પણ જે દિવસે એમ નથી જતી, તે દિવસે મને કંઇક નુકશાન થાય છે. તેથી નિશ્ચયજ કર્યો છે કે ગમે તે પ્રકારે દર્શન કરવાં. વળી એ બ્હાને સ્ત્રી સમાજમાં પણ જવાય છે.

રવીંદ્ર—નાના, એ તારો વ્હેમ છે. હું તો સરસ્વતી દેવી એટલે વિદ્યા કહું છું. તે તમે મેળવવા વિશેષ પ્રયાસ કર્યો છે ?

વિલાસિકા—વ્હાલા, ખરૂં કહોતો મને ઘર કામ આગળ ફુરસદ નથી મળતી. અને ઘર કામથી પરવારૂં છું, એટલે થાકી જાઉં છું. તેથી મારાથી જાતે તો કાંઇ વંચાતું એ નથી, તે ભરાતું એ નથી. જ્યારે કલબમાં જાઉં છું, ત્યારે વખતે ન્યુસપેપર વિગેરે કાંઇ પડ્યું હોય તો વાંચુ તેજ.

રવીંદ્ર—વિલાસિકા, બહુજ ખેદની વાત છે. જ્યારે તમારી બ્હેન મનોરમા આટલા બધા કામ જોડે જ્ઞાન વધાર્યે જાય છે, લેખ પણ લખે છે, ત્યારે તમે આળસ આડે કાંઇજ નથી કરતાં. કબુલ કરૂં છું કે તમારે મનોરમા કરતાં કામ વધારે છે, છતાં નવરાશને વખતે ધારો તો કાંઇક પણ અભ્યાસ વધારી શકો. તમારો કંઠ કોમળ છે, તમારામાં બુદ્ધિ છે, સદ્‌ગુણ છે. પણ આળસ એટલું બધું છે કે સઘળા ગુણ એમાં ઢંકાઇ જાય છે. જ્યારે તમારા જેટલી બુદ્ધિવાળી સ્ત્રીઓ જ્ઞાન વધારી શકે છે, ત્યારે તમે કાંઇજ નથી કરતાં.

વિલાસિકા—વ્હાલા, હું આજથી જરૂર ઓછામાં ઓછો એક કલાક તો વાંચીશજ. મને શંકા પડશે તો તમે ક્યાં નથી ?

રવીંદ્ર—ત્યારેજ સરસ્વતી દેવીનાં દર્શન કરવા ગયાનું પ્રયોજન ગણાય. વિલાસપુરમાં સરસ્વતી દેવીનું મંદિર જુનું છે. તમે બધાં ત્યાં દર્શન કરવા જાઓ છો, ત્યારે મને થાય છે કે આ મંદિરનો હેતુ સ્ત્રીઓ સ્હમજતી નથી. અશે, તમે કાંઇક વિદ્યા વૃદ્ધિ કરશો તો અમને પણ લાભ છે.

વિલાસિકા—હેં વ્હાલા, મારાપર ખોટું લાગ્યું છે ?

રવીંદ્ર—નાના, એમાં ખોટું લગાડવાનું કાંઇ નથી. મરા તો મનમાં એમ આવે કે તમારી બ્હેન અને સહચરી મનોરમા જ્યારે આવી રીતે જ્ઞાન વધારે, લેખક તરીકે પંકાય, ત્યારે તમે બીલકુલ લખો વાંચો નહીં, એ સારૂં નહીં.

વિલાસિકા—"વ્હાલા, હવેથી હું તમારી ઇચ્છાનુસાર વર્તીશ." રાત્રિ ઘણી વીતી ગઈ હતી. ચંદ્ર સોળેકળાથી ખીલી રહ્યો હતો. આ પ્રેમી દંપતી દુનિયાંની સઘળી ચિંતા થોડોક સમય દુર મૂકી, ઉંઘી ગયાં. સ્હવારે વિલાસિકા વિજ્યાની સ્થિતિ જોવા ગઇ. વિજ્યા તાનમાં બીમાર હતી. એને ઝીણો તાવ આવતો. એની શક્તિ ક્ષીણ થઇ ગઇ હતી. ભુખ મરી ગઈ હતી, તે જરા જરા ચાલી શકતી પણ એનું મન વ્યગ્ર વધારે રહેતું. એનાં રાત્રિનાં સ્વપ્નાં બંધ થઇ ગયાં હતાં. તે યોગીને જપ્યા કરતી. "ભગવન્" તે એકાંતમાં પ્રાર્થના કરતી, "યોગીંદ્ર, આ ગરીબ નિરાધાર તમારી દાસીને ક્યાં સુધી વિયોગી રાખશો ? મારાથી હવે વિયોગ સહન નથી થઇ શકતો. હવે તો મને મૃત્યુ આવે તોજ શાંતિ મળે. આપનાં દર્શન વગર ખાવું, પીવું, કાંઇ ગમતું નથી. મારી બ્હેનને ખાતર મેં સ્ત્રી સમાજમાં ભાગ લીધો, ઉત્સાહથી રહી. પણ તેથી મારો અંતરવ્રણ કોણ રૂઝનાર હતું ? "

મનોરમાને તે અંતર વૃત્તિ બતાવતી. "બ્હેન, મારા યોગીંદ્ર મારા મૃત્યુ પછી આવે તો કહે જે કે તમારી વિજ્યા તમારૂંજ ધ્યાન કરતી. ક્ષણભર તમને વિસરતી નહીં. તમારી આપેલી શંકરની છબીની નિત્ય સેવા કરતી. બ્હેન, એ યોગી એવા મનોહર, સુંદર છે કે એમનાં દર્શનની સાથે એમના ઉપર પ્રેમ ઉપજે. પણ મારા કમનસીબે એ કોણ જાણે ક્યાંએ વસે છે ? "

મનોરમાએ વિજયાને ધીમેથી હાથ ફેરવ્યો, ને કહ્યું " વિજયા, તેં મને હકીકત જણાવી કે તરત મેં દાકતરને કહી હતી. તે ઉપરથી એમણે આબુ ઉપર તજવીજ કરાવી. ત્યાંથી એમ પત્તો મળ્યો છે કે, અલક્ષ્યજ્યોતિ નામના યોગીરાજ ઘણાક સમયથી આબુ છોડીને ચાલ્યા ગયા છે. એમનો પત્તો એમના ભાઇ પદ્મનાભ નામના છે, અને જે અયોધ્યાનિવાસી છે, તેમને પુછતાં માલુમ પડશે. આ ઉપરથી દાકતરે પદ્મનાભ ઉપર કાગળ લખ્યો હતો, તેમાં એમ જણાવ્યું હતું કે યોગીંદ્ર જે કુટુંબને આબુમાં મળ્યા હતા, તેમના તેઓ સંબંધી હતા. અને ચોકસ કારણને લીધે યોગીંદ્રની ભાળ મેળવવાની જરૂર છે એમ ખાસ લખ્યું હતું. પદ્મનાભનો વળતી ટપાલે જવાબ આવ્યો કે વિજયા નામની મનોહર કન્યાના પ્રેમને લીધે એકાંત વાસ સહન ન થવાથી યોગીરાજે આબુ છોડયું છે. ને તે આખા હિંદુસ્થાનમાં ફરવા નીકળ્યા છે. પદ્મનાભે વિજયા કોણ છે, પરણી છે કે કુવારી છે વિગેરે પુછાવ્યું હતું. તેના ઉત્તરમાં દાકતરે લખ્યું હતું કે વિજયા હયાત છે, અને તે વિષે વધુ વાતચિત પત્રમાં કરવા કરતાં જાતે મળાય તો ઠીક. તે ઉપરથી હમણાંજ કાગળ આવ્યો છે, તેમાં તે તથા તેમનાં પત્ની કમલિની થોડા રોજમાં અત્રે આવનાર છે, એમ લખ્યું હતું. બ્હેન વિજયા, તારા યોગીરાજનું મુળ નામ જ્યોતીંદ્ર હતું. તે અયોધ્યાના ઘણાજ શ્રીમાન ગૃહસ્થ છે. અને સર્વસ્વ પોતાના ભાઇ પદ્મનાભને આપી યોગ લીધો છે. તેઓ આપણીજ જ્ઞાતિના છે. જ્યોતીંદ્રનું નામ તો અમને પણ ખબર છે. કેમકે એમના નામથી ઘણાંક ધર્માદા કાર્યો હિંદુસ્તાનમાં ચાલે છે. પણ તારો યોગીંદ્ર અને જ્યોતીંદ્ર એ બે એક છે તે તો આજેજ ખબર પડી. "

વિજયાના હર્ષનો પાર ન હતો. તેણે આંખ મીચી મોઢેથી પ્રાર્થના કરી " વાહ મારા પ્રભુ ! આખર તેં ગરીબ દાસીની દાદ સાંભળી ખરી ! બ્હેન, બ્હેન, તારો ઉપકાર જેટલો માનું તેટલો થોડો છે તું અને કુસુમકાંત ઇશ્વરી અવતાર છો. તમે તમારૂં જીવન સાફલ્ય કરો છો. "

આમ વાત ચાલતી હતી, ત્યાં વિલાસિકા અને વિદ્યાસાગર આવી પહોચ્યાં. વિલાસિકાએ થોડીવારે, વિદ્યાસાગરને કહ્યું. " ભાઇ, કોઇ અલક્ષ્યજ્યોતિ નામના આબુવાળા યોગીને તું ઓળખે છે ? "

વિજયા ચમકી, સુતી હતી ત્યાંથી બેઠી થઇ; મનોરમા સ્તબ્ધ થઇ ગઇ, ને વિલાસિકા શું બોલે છે, એ વિચારથી જોઇ રહી. વિદ્યાસાગર બોલ્યો–"હા, બ્હેન, હું એમને સારી રીતે ઓળખું છું. કેમ છે ?"

વિલાસિકા—"ના, એ તો કાંઇ નહીં, શ્યામકુમારી બ્હેન મને કહેતાં હતાં કે એમનું ઘર બળ્યા પહેલાં, એમનો કાગળ ગણેશદાસ ઉપર આવ્યો હતો, તેમાં એ વિલાસપુર થોડા દિવસમાં આવવાના છે એમ લખ્યું હતું."

વિજયાથી બોલાઇ જવાયું:–"કોણ, મારા યોગીંદ્ર, મારા નાથ, મારા પ્રભુ, વિલાસપુરમાં પધારે છે ?"

મનોરમા—"બ્હેન વિજયા, આ દવાનો ડોઝ પી શાંતિથી સુઇ જા. તારા ઉપર પ્રભુ પ્રસન્ન થયા છે. માટે જેમ બને તેમ તબીયત સાચવ."

વિલાસિકા કશું સ્હમજી નહીં. વિદ્યાસાગરને મનોરમાએ ઇશારત કરી તેથી મૌન રહ્યો. પણ પછી બોલ્યો કે "વારૂ, જ્યારે એ યોગીરાજ પધારશે ત્યારે હું તેમને મળીશ. એમની એટલી શક્તિ છે કે મારા પિતાને એ આરામ કરી શકશે."

મનોરમાને વિજયાની સ્થિતિ જોતાં રોવું આવ્યું. તે બ્હારી આગળ જઇ રોઇ. અને બોલી, "પ્રભુ, પ્રભુ, જ્યારે એક તરફથી તું યોગીંદ્રનો પતો મેળવી આપે છે, ત્યારે બીજી તરફથી વિજયાને બોલાવી લેવાની તૈયારી કરે છે ! પ્રભો ! તારી ગહન ગતિ છે. તું જે કરતો હઇશ તે સારા માટેજ."

એટલેથી વાત અટકી, ને વિલાસિકા થોડીવાર બેસી, વિજયાની તબીયત જોઇ ઘેર ગઇ.



# પ્રકરણ ૧૬ મું.

## નાટક.

---

" The theatre was from the very first,
The favourite abode of Sin, though honest men,
Some of very honest, wise, and worthy men,
Maintained it might be turned to good account.
And so, perhaps, it might, but never was;—
From first to last it was an evil place. "

*Pollock.*

યોગીંદ્ર આવશે એ આશાથી વિજયાને રહેજ આરામ થવા લાગ્યો. થોડા દિવસમાં અયોધ્યાથી પદ્મનાભ અને કમલિની આવી પહોંચ્યાં. તેઓ કુસુમકાંતને ત્યાં ઉતર્યાં. પદ્મનાભે અલક્ષ્યજ્યોતિની બધી હકીકત કહી. વિજયાના પ્રેમને લીધે એણે આણુ છોડી દીધો હતો. વિજયા માટે એને બહુજ લાગણી હતી. એનો પ્રેમ એટલો દઢ હતો કે યોગદીક્ષા શિથીલ કરી અન્ય માર્ગ એણે ગ્રહણ કર્યો. માત્ર વિજયા જોડે લગ્ન ન કરવામાં એમણે લીધેલી પ્રતિજ્ઞાને બાધ આવે એજ કારણ હતું. પદ્મનાભે કુસુમકાંત સાથે વિજયાની મુલાકાત લીધી. વિજયા યોગીના પ્રેમને લીધે કુંવારી રહી છે, અને વિયોગથી મરણોન્મુખ દશાએ પહોચી છે એ વૃત્તાંતથી પદ્મનાભ તથા કમલિનીને બહુ ખેદ થયો. હરેક રીતે યોગીંદ્રને સમજાવી વિજયા જોડે લગ્ન કરાવવું એવો આગ્રહ પદ્મનાભે કર્યો, પણ કુસુમકાંતે ધીરેથી કહ્યું કે વિજયાનું લગ્ન હવે અસંભવિત છે. કારણ એના દેહમાં ક્ષયરોગે ઘર કર્યું છે. હમણાં એની મનઃશાંતિને લીધે એને આરામ લાગે છે, પણ એકાદ તાવના ઝપાટામાં કે હૃદયના Shock (ધક્કા)માં તે એકદમ pull down ( લથડી પડે ) એવી સ્થિતિમાં છે. આથી પદ્મનાભ નિરાશ થયો. તે બોલ્યો " Let us hope and wait ( આશા રાખોને વાટય જુઓ )." પણ અંદરથી નિઃશ્વાસ મુકયો.

---

+ નાટકશાળા પ્રથમથીજ પાપનું પ્રિય રહેઠાણ છે. ઘણા સુજ્ઞજનો ધારે છે કે તેનાથી લાભ થાય. પરંતુ હજુ સુધી તે પ્રમાણે થયું નથી. અને નાટકાલય પ્હેલેથી અત્યાર સુધી દુર્ગુણનું સ્થાન છે.

વિલાસપુરમાં હાલ એક ઉત્તમ પ્રકારની નાટક કંપની આવી હતી. તેનો મેનેજર અલ્હાબાદ યુનીવર્સીટીનો ગ્રેજ્યુએટ હતો. અત્યાર સુધી નાટક કંપનીના મેનેજરોમાં કોઇ ગ્રેજ્યુએટ ન હતા. પણ આ કામ સાહસ તરીકેજ તે યુવકે ઉપાડયું હતું. નાટક ઉત્તમ પ્રકારનું સાહિત્ય છે, જનસમાજને સુધારવાનું સાધન છે, એ એમ ધારતો. અને શેકસપીયર, કાલિદાસ, ભવભૂતિ, આદિ મહાન કવીઓનું અનુકરણ એણે નાટકમાં ઉતાર્યું હતું. એણે પુરૂપ પાર્ટ પુરૂષોને અને સ્ત્રી પાર્ટ સ્ત્રીઓને આપવાની યોજના કરી હતી. કારણ પુરૂષ દેહે સ્ત્રીઓનો વેષ છોકરાઓ ભજવે તે તેને ઠીક ન લાગતું. આથી એણે મહા પ્રયાસે, ઘણે ખરચે, સ્ત્રી પાત્રો રાખ્યાં હતાં. તથા ઉત્તમ કેળવણી એઓને આપવા યત્ન કર્યો હતો. પોતાની નાટક કંપની એણે હિંદુસ્થાનના ઘણા ભાગમાં ફેરવી હતી. અને ત્યાં પુષ્કળ દ્રવ્યની સાથે માન પામ્યો હતો. એણે વિલાસપુરમાં પહેલો ખેલ કર્યો તે વખતે પ્રતિષ્ઠિત ગૃહસ્થમાંથી કોઈ નોતા આવ્યા; જો કે એની નાટકશાળા અન્ય જનોથી ચિકાર થઇ હતી. વિલાસપુરના કેટલાક લોકોએ તો એવોજ નિયમ કરેલો કે દર શનિવારે પાવલું જે નાટક કંપની હોય તો, તેને લેખેજ વાપરવું. પછી તે નાટક ગમે તેવું હોય, દેખાવ પણ ગમે તેવા હોય, અને પાત્રો પણ ગમે તેવાં હોય. આ નાટકમાં તે પ્રમાણે પહેલે દીવસે તો ખુબ લોક ભરાયા. પણ અન્ય નાટકની પેઠે આમાં ફારસ થોડાં હોવાને લીધે, મુંબઇગરા રાગ ઓછા હોવાને લીધે, તથા નાટકનું વસ્તુ કઠિન હોવાને લીધે બીજે દિવસે એવા પ્રેક્ષકની સંખ્યા ઓછી થઇ. પણ મેનેજર પ્રવીણ હતો. દરેક મ્હોટા શહેરમાં એને પ્રથમ આ પ્રમાણેજ થયેલું. તેમ અહીં પણ થયું. આથી એણે શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને પાસ મોકલી પોતાનો ખેલ જોવા બોલાવ્યા. તેમાં કુસુમકાંત, રવીંદ્ર, મોહિનીચંદ્ર, શશીભૂષણ, રેવતી રમણ, અને હરિચૈતન્ય ઉપર પણ પાસ મોકલ્યા. પણ તેઓએ પાસ પાછા મોકલ્યા અને પોતાના કુટુંબને માટે જોઇતી ટીકેટો વેચતી મંગાવી. વિજયાએ નાટક જોવાની ઇચ્છા ઘણી બતાવી તેથી કચવાતે મને કુસુમકાંતે એને માટે એક પર્યંક (સોફા) ગોઠવવા મેનેજરને લખ્યું. નાટક જોવા જવાનું હોવાથી મિત્રમંડળ અને તેમની સ્ત્રી વીગેરેમાં પણ આનંદ આનંદ થઇ રહ્યો હતો.

શ્યામકુમારીને નાટક જોવા જવાની ઇચ્છા ઘણી હતી. પણ ગંગાડોશીએ ન જવા દીધી. " છો એ બધાં ચ્હાય તેમ કરતાં, તારે એ બધાંની પઠમ નથી વહી જવું." ડોશીએ ઠપકો દીધો. શ્યામકુમારી હમણાં ડોશીના દાબમાં રહેતી, કારણ પોતાનું દ્રવ્ય ઉપડી જવાથી, ગણેશદાસની ઉન્મત્ત અવસ્થાથી, એ ઓશીઆળી થઇ હતી. રવીંદ્રે એને નાટકમાં લઇ જવા ડોશીને ઘણી સમજાવી, પણ શ્યામકુમારીને ડોશીએ નજ મોકલી. છેવટે એને મુકીને બધાં ગયાં.

નાટકશાળા આગળ ગાડીઓમાં બધાં આવી પહોચ્યાં. ભીડ પુષ્કળ હતી. કારણુ આજ પાર્વતીપરીણય નામનું ધાર્મિક વિષયનું નાટક હતું. અને મેનેજરે આ નાટક જનસમાજને આકર્ષવા નવીન ડ્રેસ, નવીન પડદા, નવીન રીતરી સાથે ભજવાશે એમ જાહેર ખબર કહાડી હતી. જે જે ગૃહસ્થોપર મેનેજરે પાસ મોકલ્યા હતા, તેમાંના કેટલાક તો મેનેજરને પૈસા આપવાનો વીવેક પણ ન કર્યો. વળી લાગવગવાળા માણસો જેને જે દ્વારા ફાવ્યું તે દ્વારા મફત પાસ મેળવી ધુસ્યા. મેનેજર કંટાળી ગયો. પૈસા આપીને આવેલા ગૃહસ્થો કરતાં મફતીઆ લોક આગળ બેઠા. અને તેથી બંન્ને પક્ષવાળાને લહડાઇ થઇ. ચાર આનાની ટીકેટમાં પુષ્કળ ભીડ હતી. ત્યાંતો મોટા પ્રચંડ કાબુલીઓ હાથમાં ધોકો લઇને સર્વેને નિયમમાં રાખવાને ફરતા. બાર આના વાળી ટીકેટમાં પણ ભીડનો શુમાર ન હતો. ગોઠવણ કરી રાખેલી જગાએ કુસુમકાંતનું મંડળ આવી પહોચ્યું. વિજયાને હાથે ઝાલી કોચ ઉપર બેસાડી. તેને બહુ શ્રમ લાગ્યો હતો. એની જોડે વિદ્યાસાગર બેઠો.

" બ્હેન, આ નાટકનો પ્હેલો પડદો તો જો. આના ઉપરનાં ઘરનો દેખાવ, તો મને આબુનું ભાન કરાવે છે."

વિજયા—" ભાઈ, તારે મને આબુની વાત ન કહેવી." એટલામાં નાટકની પહેલી ઘંટડી વાગી. લોક બધાં ચુપ થઇ ગયાં. પાછો ધીરે ધીરે ઘોંઘાટ શરૂ થયો. નાટકનો મેનેજર કુસુમકાંતને રવીંદ્ર પાસે આવી પહોચ્યો. બન્નેએ શેકહેંડ કરી. રવીંદ્ર બોલ્યો " વેલ, મીસ્ટર જોગેંદ્રનાથ ! તમે ગ્રેજ્યુએટ તરીખે આ સાહસ ઉપાડયું છે, તેને માટે ધન્યવાદ ઘટે છે !"

મેનેજર હસ્યો—"સાહેબ, બહુજ મહેનત પડે છે. અજ્ઞાન ખુર જેવા એક્ટરોને કેળવવા એ બહુ મુસ્કેલી પડે છે. આપણું માથું પાકી જાય છે, ત્યારે એ લોકો શિખે છે. વગર કેળવાયલા છોકરાઓનાં

અને છોકરીઓનાં મુખમાંથી બહુજ પંડિત જેવાં વચનો કહેવડાવવાં એ તોબા થાય છે.

કુસુમકાંત—તમે આ એક્ટરો દાખલ કરી એ નવું પગલું લીધું.

મેનેજર—હા, સાહેબ, બધું સાહસજ છે. હાલતો હું કાંઇક નાટકને નવીન પદ્ધતિમાં લાવવા માગું છું, પરીણામે જે થાય તે ખરૂં. પણ સાહેબો, તમે ટીકેટ લીધી તે ઠીક ન કર્યું. હુંતો આપના પૈસા પાછા આપવા આવ્યો છું.

કુસુમકાંત—એ કદિ બનવાનું નથી. તમે અમારે સારૂ આટલી સવડ કરી આપી તેને માટેજ તમારો ઉપકાર માનું છું. આટલા બધા કામમાં અમારે માટે શ્રમ વેઠી, વિજયાને બેસવાનો ઠાય આપ્યો, તે પણ ઘણોજ ઉપકાર કર્યો છે. વળી બીજી એ વિનતિ છે કે ઘેર જઇએ તે વખત તમારી ગાડી અમને આપજો. મારી એક ગાડી છે. પણ બીજી ગાડી વિજયા માટે જોઇશું.

મેનેજર—ઘણી ખુશીથી સાહેબ ! પણ આટલી ફેરી તમે અમારી કંપનીની મહેમાનગત સ્વીકારી, નાટક મફત જોવા આવ્યા હત, તો મ્હોટો ઉપકાર થાત. આટલા બધા મફત આવ્યા છે, તો આપ જેવા સુજ્ઞ મારે ત્યાં મફત આવે તેમાં મને શું ભારે પડે !

રવીંદ્ર—મેનેજર સાહેબ, ત્યારે એ મફતીઆમાં અને અમારામાં ફેરશો ! અમે નોકરી કરીએ છીએ, વ્યાપાર કરીએ છીએ, તે પૈસા લઇએ છીએ ને ? તેમ તમે પણ વ્યાપાર માંડયો છે. જો બધાજ મફત આવે તો તમારો ધંધો કેમ ચાલે ?

મેનેજર જવાબ દેવા જતો હતો. પણ એટલામાં "ગટર કલાસ ગંધાઇ." થર્ડ કલાસમાં મારા મારી થઇ, એટલે અધવચ એને જવું પડયું. નાટકનો પડદો ઉઘડતાં વાર થવાથી થર્ડ કલાસના બેસનારાઓ શીશોડી ઉપર શીશોડી વગાડતા હતા. આથી કાબુલીનું મગજ ફરી ગયું. તેણે એક પ્રેક્ષકને માર્યો. એટલે પ્રેક્ષકોએ એને માર્યો. આને લીધે મારામારી થઈ. પણ મેનેજરના જવાથી શાંતિ થઇ. એટલામાં પડદો ઉઘડયો. એક એવો જબરો ખળભળાટ થયો કે એક્ટરો શું બોલે તે સૌથી આગળ બેઠેલા પ્રેક્ષકોથી પણ ન સંભળાયું. પહેલો દેખાવ શંકર તપ કરતા અને ભીલડીના રૂપમાં પાર્વતી આવેલાં તે હતો. શંકરના માથા ઉપર એવી રચના કરી હતી કે ખળખળ ગંગા વહેતી હતી. અને ભીલડી પણ મનોહર હતી. દેખાવ સુંદર અને દિવ્ય હતો.

રેવતીરમણ બોલ્યો—કુસુમકાંત, સ્ત્રીઓ સ્ત્રી પાર્ટ લે એની ઉ-
ત્તમતા સ્હમજાય છે? છોકરો ગમે એટલો સ્ત્રીનો વેષ લે, પણ સ્ત્રીની
લાવણ્યતા, મધુરતા લાવી શકતો નથી.

હરિચૈતન્ય—મારા પિતા વાત કરતા, કે રામભાઉનું દક્ષણી નાટક
શરૂઆતમાં ગુજરાત અને કાઠીઆવાડમાં આવ્યું. એ લોકો ખેલ ઘણા
સારા કરતા. એમાં પુરૂષો સ્ત્રીનો વેષ લેતા છતાં કોઇ સ્હમજી ન
શકતું કે આ પુરૂષ છે.

કુસુમકાંત—તે વખતમાં સીન સીનરી આવી નહી હોય.

હરિચૈતન્ય—તે તો કોણ જાણે; પણ એકટીંગ તો એવું સરસ
કરતા કે ઇંગ્લીશમેન ખુશી થઇ જતા, અને ભારે ઇનામો આપતા.

રવીંદ્ર—"ઠીક, પણ હવે તો નાટક સુધરવા માંડયાં લાગે છે."
નાટક ચાલ્યા કરતું હતું. ઘણાજ રમણીય દેખાવો, એકટીંગ
થયે જતું હતું. તેના ઉપર આ મિત્ર મંડળીનું ઝાઝું લક્ષ નોતું
નાટકની અન્ય વાતો ચાલતી હતી.

રેવતીરમણ—હરિચૈતન્યભાઇ, તમે પેલી મુંબઇવાળી કંપની
ની વાત કહેતાતા ને ?

હરિચૈતન્ય—અરે ભાઇ જવા દે ને ! મુંબાઇમાં કેટલીક સા-
રી કંપનીઓ હોય છે, ત્યારે કેટલીક સાવ હલકી હોય છે. હું એ
ક રૂસ્તમજી નામના મારા સ્કુલ મિત્ર સાથે મુંબાઇમાં એકાદ એવી
નાટક કંપનીમાં જોવા ગયો. ત્યાં પ્રેક્ષકની સંખ્યા માત્ર પચીસ જ-
ણની હતી. તેમાં મારા સાંભળવા પ્રમાણે પંદર જણ તો મફતીઆ
હતા. અમે તો ટીકેટ લીધેલી એથી પૈસા વસુલ કરવાને ઇરાદે
આગ્રહ પૂર્વક બેઠા. નાટક શેનું હતુ તેનું તો બહુ દિવસ થવા
તેથી નામ ભુલી ગયેલું. પણ એક રાજાના મ્હો આગળ એક
સ્ત્રી નાચે એવો દેખાવ આવ્યો. નાચતાં પેલી બાઇ એ મ્હોટી.
લાજ કહાડેલી. તે લાજ કોણ જાણે શાએ કારણથી ઉઘડી
ગઇ, એટલે પેલી બાઇનું મ્હો દેખાયું, તો મ્હો ઉપર પુળો મુછ
ઉગેલી હતી ! "

બધા ખડખડાટ હસી પડયા. હસવાના અવાજથી બીજા પ્રેક્ષ-
ક મ્હીડાયાતે " અડર, અડર " ની બુમ પડી એની જોડે ગટર
કલાસમાંથી " પીશીયાઉ, પીશીયાઉ " કરતા શીશોડીના સ્વર ની-
કળ્યા. ને પ્રચંડ કાબુલીઓએ " હાંમરો, ચોપ, " એવી બુમો પા-
ડી, ત્યારે પાંચ મીનીટે શાંત થયું.

થોડીવાર શાંતિથી બધાએ નાટક જોયું. પડદો પડયો. પહેલો અંક પુરો થયો. નાટકમાં કેટલાક પોતાની સ્ત્રીઓ સાથે આવ્યા હતા. અને ઓરચેસ્ટ્રા ઉપર બેઠા હતા. ત્યારે કેટલાકે પોતાની સ્ત્રીઓને ચક નાંખેલા ભાગ ઉપર બેસાડી હતી.

પુરૂષ કરતાં સ્ત્રીઓને આ નાટકથી ઘણો આનંદ થયો જણાતો હતો. એક સાઠ વર્ષની ડોશી, જે નાટકને ધિક્કારતી, પણ જેને એનો પુત્ર આગ્રહ પૂર્વક જોવા લાવ્યો હતો, તે તો ઘણીજ ખુશી થઇ ગઇ હતી. તેણે કહ્યું કે " દિકરા, મને ખબર નહીં કે નાટક આવાં થતાં હશે. આમાં તો ભગવાનનાં સાક્ષાત દર્શન થાય છે. મરીશું ત્યારે તો કોણ જાણે કયાંએ જઇશું, પણ જીવતાં તો પ્રભુનાં દર્શન કરીએ છીએ. " ત્યારે વળી કેટલાક પોતાને ભણેલા અને સુધરેલા ગણતા યુવકો નાટકથી કંટાળેલા જણાતા. " મીસ્ટર, સીનરીનરી તો સારાં છે, બાકી પ્લોટમાં તો કાંઇ સ્ટફ ( માલ ) નથી. જેને તમે ગૉડ ( ઇશ્વર ) ગણો, તે ઓરડીનરી મેનની ( સામાન્ય મનુષ્યની ) માફક એકટ કરે તે તો કાંઇ નહીં. નાટકના મેનેજરને પૈસા કમાવાનું આ ઠીક સાધન છે જનસમાજની વીક પોઇંટ (ભુલ ભરેલી સમજ) નો લાભ લીધો છે. " ચસ્માંશકરે ટીકા કરી. કેટલાક વળી પોતે નાટકના મેનેજરના ઓળખીતા તરીકે થીએટરમાં ફરતા ત્યારે વળી કેટલાક નાટક કંપનીના દિવાબત્તી કરનારે થીએટરમાં સરકાવી દીધેલા, તે પણ ટચાક થઇને ફરતા. થીએટર બહાર ચ્હા, સોડા, પાણી, ખાવાનું વિગેરે વેચાતું. અને અહીં વર્ણાશ્રમ ધર્મ નાશ થયેલો માલુમ પડતો. " બામણીયા પાણી " " ચાહ ગરમ, " " દુધ ગરમ, " ' ચેવડો મજેદાર " "સોડા લેમોનેડ," ની બુમો પડયે જતી હતી. અને દરેક વેચનારની દુકાને તેટલી ભીડ હતી. પાણીવાળાની દુકાને તો હિંદુના હાથમાંથી મુસલમાન પવાલું પડાવતો, ને મુસલમાન પાસેથી હિંદુ પડાવતો. ને બ્રાહ્મણ તો જે પૈસો આપતો તેને પવાલું પાણી પાતો.

વિજયાને નાટક જોવાથી બહુજ શાંતિ મળી હતી. તેમ વિલાસિકા, તથા મનોરમા વિગેરે સર્વ ઘણાં આનંદ પામ્યાં. થોડીવારે બીજો પડદો ઉપડયો. નાટક શરૂ થયું. કુસુમકાંત મનોરમા પાસે આવ્યો, અને ધીરેથી પોતાની પાસે બોલાવી. " નાટકના મેનેજરે વાત કરવા મને અંદર બોલાવ્યો છે, જો તમારે અંદરની લીલા

જોવી હોય તો આવો." તુરત મનોરમા પાછળ ગઈ. બીજાં બધાંને નાટક જોવાનો એવો રસ લાગ્યો હતો કે મનોરમા છે કે નહીં તે ઉપર લક્ષ નહતું. તે પોતાના પતિની સાથે નાટકશાળાના અંદરના ભાગમાં ગઈ. ત્યાંતો કાંઈક વિચિત્ર દુનીયાં હતી. નાટક કરનારાં પાત્રો એકઠાં થયેલાં; કોઈ વેષ બદલે, કોઇ ગાય, કોઇ દુધના પ્યાલા પીએ. ખુબસુરત દેખાતાં છોકરાઓ ને છોકરીઓ મનોરમાને બહુજ બેડોળ લાગ્યાં. મેનેજર જોગેંદ્રનાથે, તમામ ભાગ બતાવ્યો. અંદર જુદા જુદા ખંડમાં, પુરૂષ એકટરોને અને સ્ત્રી એકટરોને બેસવાની જગા જુદી હતી. બન્નેના સંસર્ગ ન વધે તેના ઉપર દેખરેખ રાખનારા ભૈયાઓ રાખ્યા હતા. કઈ રીતે સીનરી ગોઠવાય છે, કઇ રીતે વિમાનો ઉતરે છે, કઈ રીતે અંતર્ધાન થઇ જવાય છે, એ બધી સ્પ્રીંગ ( ચાંપ ) ની યુકિતઓ બતાવી. મનોરમા તો છક-જ થઇ ગઇ અને કહ્યું કે " નાટકના મેનેજર તો ન્હાના રાજા જેવા છે, ખરૂં ને દાકતર ! " મેનેજરે સવિનય કહ્યું " બ્હેન, તમે જે સીન પાંચ મીનીટ જુઓ, તેને બરોબર ગોઠવતાં અમને તો બે ત્રણ કલાક નીકળી જાય છે. વળી હવે નાટકમાં ખરચ પણ બહુ થાય છે. દરેક નોકરને મહીનો થાય કે પગાર તો આપવોજ પડે. તે સિવાય સીન, સીનરી, વિગેરેનું એટલું ખરચ છે કે, આકરી ફી વગર અમારે રસ્તોજ નહીં. વળી, તમે નજરે જુઓછો, તેમ કેટલાકતો મફતીયા ખરાજ. પણ કુસુમભાઇ, ખરી રીતે તો એવા મફતીઆ પાસેથી પણ અમે ઘણું કામ કહડાવી લઇએ છીએ. " એટલામાં વિદૂષકનો વેષ લેનાર એકટર ત્યાં આવી પહોચ્યો. મેનેજરે કહ્યું "સાહેબ, આ અમારો વિદૂષક." વિદૂષક સલામ કરી ચાલ્યો ગયો. મનોરમા બોલી—" અહો આતો બ્રાહ્મણ જેવો અહીં લાગે છે, વેષ તો એણે કાણુબી જેવો પહેર્યો હતો. " કુસુમકાંતે સ્મિત કર્યું. મેનેજર નાટકની મુખ્ય નાયિકા પાસે આ દંપતીને લઈ ગયો. તે પોતાનો વેષ ભજવીને આરામ લેવા ઈલાયદા ખંડમાં બેઠી હતી. મેનેજર આવ્યો, તેને એણે નમન કર્યું. નાયિકાએ ઘણાજ વિનય થી વાત કરી " શું કરૂં બ્હેન ! મારા પેટને અર્થે આ ધંધો કરૂંછું. મેનેજર સાહેબ મારી મર્યાદા ખુબ જાળવે છે. મારા મોટા-ભાઈ તરીકે એમને ગણુંછું " મનોરમા બોલી—" બ્હેન ! તમે એક ઉત્તમ સ્ત્રીનો નમુનો છો. તમે સ્ત્રી એકટર તરીકે ઘણો સારો

વેષ ભજવો છો. તમારો કંઠ મધુર છે. હું તમને ધન્યવાદ આપું છું" એટલી વાત કરી મેનેજર સાથે આ દંપતી આગળ ચાલ્યાં. તે મેનેજરની ખાસ બેઠકમાં ગયાં. ત્યાં થોડાંક ફ્રુટસ ને ચા વિગેરે તૈયાર હતું. તેને આ ત્રણે જણાંએ પુરતો ન્યાય આપ્યો. પછી પરવારી જવા નીકળ્યાં. ત્યાં પડદાની વીંગ, જ્યાંથી નાટકનો બ્હારનો ભાગ, તથા અંદરનો ભાગ સારી રીતે દેખાતો, છતાં બહારનાં પ્રેક્ષકો ત્યાં બેસનારને ન જોઈ શકતા, ત્યાં આરામ ખુરશી ઉપર એક પ્રચંડ યોગીને બેઠેલો આ દંપતીએ દીઠો. એના હાથમાં બાયનોકયુલર ગ્લાસ હતો. તેમાંથી એ ઘણીજ બારીકાઈથી કાંઇ જોતો હોય એમ જણાયું. કુસુમકાંતે મેનેજરને પુછ્યું "આ યોગી કોણ છે?" મેનેજરે ધીરેથી કહ્યું—"એને આપ ઓળખતા નથી ? એતો આખા હિંદુસ્થાનમાં દાની તરીકે પંકાયલા ભગવાન્ **અલક્ષ્યજયોતી** નામના યોગીરાજ છે. મારે ને એમને ઓળખાણ છે. એઓ આજ વિલાસપુરમાં આવી પહોચ્યા છે. ને મને મળવા તથા પોતાના કોઇ સંબંધીની તજવીજ કરવા અહીં આવ્યા છે."

મનોરમાએ કુસુમકાંતના સ્હામું જોયું. કુસુમકાંતે મેનેજરને પુછ્યું:—"મારે એમને મળવું છે તે અત્યારે મળી શકાશે ?"

મેનેજર—સાહેબ ! એઓએ મને ફરમાશ કરી છે કે એમને એકદમ કોઇએ બોલાવવા નહીં. તેથી લાચાર છું. છતાં નાટક પુરૂ થયે એમને આપની ઇચ્છા જણાવીશ. એમણે કહ્યું છે કે પોતાને હમણાંનો "હાર્ટડીઝીઝ" થયો છે તેથી એકદમ કોઇ એમને ધ્યાનમાંથી ચુકાવે છે, તો છાતીને ધક્કો લાગે છે. માટે હમણાં હું એમને બોલાવી શકતો નથી." "વારૂ ત્યારે પછી એટલું જણાવજો કે અયોધ્યાથી એમના ભાઇ પદ્મનાભ તથા બાલી કમલિની અત્રે આવેલાં છે, અને તેઓ પણ આ થીએટરમાં છે." કુસુમકાંતે કહ્યું.

મેનેજર—બહુ સારૂ સાહેબ !

આટલી વાત કરી મેનેજર આ બન્નેથી જુદો પડયો. અને આ દંપતી પોતાની બેઠક ઉપર ગયાં. નાટક લગભગ પુરૂં થઇ રહેવા આવ્યું હતું. વિલાસિકા મનોરમા કયાં ગઇ હશે એનો વિચાર કર્યા કરતી હતી. ત્યાં તે પોતાની બેઠક ઉપર આવી પહોચી, એટલે પડપુછ ન કરી.

નાટકમાં ઘણોજ સુંદર દેખાવ આવ્યો હતો. પાર્વતીને મળવા શંકર આવતા હતા તે વખતનું ગાયન ચાલતું હતું—

" હાંરે સખી આજની ઘડી તે રળીયામણી,
હાંરે મારા નાથ આવ્યાની વધામણીજીરે...આજની...૧

વિજયા આ દેખાવ જોવામાં તલ્લીન થઈ હતી. એણે ખરા અંતઃકરણથી પ્રાર્થના કરી " પ્રભુ, આ વખતે મને પણ મારા યોગીંદ્રનાં દર્શન થાય તો કેટલો આનંદ થાય ? " આમ વિચાર કરી પાછળ નજર કરી તો અલક્ષ્યજ્યોતિ પ્રત્યક્ષ વિજયાએ પોતાની પાસે ઉભેલા દીઠા અને " **મળી દૃષ્ટો દૃષ્ટ.** "



# પ્રકરણ ૧૭ મું.

## અલક્ષ્યજ્યોતિ વિલાસપુરમાં.

તુટયો મારો તંબુરાનો તાર—
ભજન અધુરૂંરે, રહ્યું ભગવાનનું—તુટયો.

કેશવકૃતિ.

અલક્ષ્યજ્યોતિએ નિશ્ચય કર્યો કે વિલાસપુર જઈ વિજયાની સ્થિતિ જોવી, અને ત્યારપછી કાંઇપણ બીજું પગલું ભરવું. તેટલા માટે એણે ગણેશદાસને કાગળ લખ્યો. પણ જવાનો દિવસ નક્કી ન લખ્યો, તેનું કારણ એનો ઇરાદો વિલાસપુરમાં ગુપ્ત રીતે જઇ તપાસવા કરવાનો હતો. એણે ગુજરાતનાં નાનાં નાનાં પુણ્ય તીર્થોમાં ફરવામાં વીસ પચીસ દિવસ ગાળી કહાડયા. તે દરમીયાન ગણેશદાસનું ઘર બળી ગયું, ને ગાંડો થઈ ગયો. પણ શ્યામકુમારીને તે વાતની ખબર હતી. એ આવશે એમ બધાંને ખાત્રી હતી, પણ કોઇને એના આવવાના નક્કી દિવસની ખબર ન હતી. અલક્ષ્યજયોતિ એક દિવસ સ્હવારની ટ્રેઇનમાં વિલાસપુરમાં ઉતર્યા. અને ગાડીવાળાને કોઈ સારી ધર્મશાળામાં લઈ જવા કહ્યું. ગાડીવાળો નદી કાંઠે આવેલી ધર્મશાળામાં લઈ ગયો. યોગીએ માર્ગમાંથી કેળાં, જામફળ, દાડમ, લીલી દ્રાક્ષ, નારંગી, સફરજન

આદિ ફળ તથા કઢેલું દુધ વેચાતું લઇ લીધું. તે ધર્મશાળામાં ઉતર્યાં. નદીમાં સ્નાન કરી, ફળ ખાઈ, દુધ પીને ધર્મશાળાના રક્ષક જોડે વાત કરવા માંડી—" આ શહેરમાં કોઈ ગણેશદાસ નામનો શખ્સ રહે છે?"

રક્ષકે વિચાર કરીને ઉત્તર દીધો—હા મહારાજ, પણ હાલ તો તે ગાંડો થઈ ગયો છે એમ કહેવાય છે.

યોગી—એણે ફરી લગ્ન કર્યું છે ખરું વારુ ?

રક્ષક—હા, મહારાજ. લોકો એને સ્યામલી કહે છે. એને ધરમ નીમનું જોર બહુ છે. હમણાં તો બીચારાં એ ગરીબ થઈ ગયાં છે. લાહ્યથી ઘરબાર, પૈસો ટકો બળી ગયો છે. ને બહુ નઠારી દશામાં આવી ગયાં છે.

યોગી—એને પહેલી બાયડીનાં બે છોકરાં હતાં ને ? એક છોકરીનું નામ વિજયા હતું ખરું. !

રક્ષક—હાજી; પણ એ છોકરાંને તો ડોહાએ ઘરમાંથી બ્હાર કહાડી મુકયાં છે. તે એમના બનેવી કુસુમકાંત દાકતરને ઘેર રહે છે. દાકતર પરમેશ્વરનું માણુસ છે. ઘણાં ગરીબ ગરબાંને પુણ્ય કરે છે. મારો એકનો એક દીકરો ડુંગરીઓ એવો માંદો થઈ ગયો હતો કે આજ મરે, કાલ મરે એ સ્થિતિમાં હતો. ત્યાં દાકતર સાહેબ ફરવા આ બાજુ આવેલા, ને હું તેમને દોડીને તેડી લાવ્યો. કેવો સારો દાકતર ! બીજો દાકતર હોય તો તો કેટલો મીજાજ કરે, પણ આ તો પરમેશ્વરનું માણુસ. એણે તો આવીને મારા ડુંગરીઆને દવા પાઈ ને તે આઠ દીનમાં હરતો ફરતો થઈ ગયો. એવું એ પરમેશ્વરનું માણુસ છે. "

યોગી રક્ષકની લાંબી વાતથી કંટાળ્યો હતો. પણ શાંતિ વિના છુટકો નહતો. રક્ષકને ચીડવે કાગ થાય એમ ન હતું. એણે વાત પુરી કરી કે યોગીએ પુછ્યું, "એ વિજયા તો એને સાસરે રહેતી હશે, ખરુ વારુ ?"

રક્ષક હસ્યો, " અરે મહારાજ, એને માથે તો પસ્તાળ પડી છે. એને તો ગાંડી થઈ ગઈ, એમ લોકે ઠરાવ્યું હતું. પછી વળી ડાહી થઈ એમ હમણાં કહે છે. એ છોડીએ તો જોગ લીધો છે. ભગવાં લુગડાં પહેરે છે. દાક્તર સાહેબ તથા એમની વહુ મનોરમા જોડે, એ છોકરી ફરવા આવે છે. ત્યારે મને તો એમજ થાય છે

કે સાક્ષાત જોગમાયા આભલામાંથી ઉતર્યાં. પણુ હમણાં જીની બામણી ન્હાવા આવી હતી તે કહેતી હતી કે એ છોડીને ખઇનો રોગ લાગુ પડયો છે. આખર એ રૂપીઓ ખોટો છે." યોગી આ વાત સાંભળ્યા કરતો હતો. તેણુે એકદમ છાતીએ હાથ મુકી કહ્યું "અરર, રક્ષક, મને છાતીમાં કાંઈક થાય છે. માટે નદીમાંથી સ્વચ્છ પાણી લાવ્ય." રક્ષક દોડયો, તે પાણી લઈ આવ્યો. યોગીંદ્રે પીધું. ને તે સુઈ રહ્યો. હમણાંનો એને "હાર્ટડીઝીઝ" (હૃદયના નબળા પડી જવાનો રોગ) થયો હતો. કલકત્તામાં એક દાક્તરે એને સૂચના આપી હતી કે તબીયત જેમ બને તેમ તેણુે સંભાળવી. કઇ વખત, કયારે મૃત્યુ થશે એની એને ખબર નહીં પડે. આથી પણુ તે વિજયાની સ્થિતિ જોવા આવ્યો હતો. શરીર જોતાં એને કોઇ માંદો છે એમ ન ધારે. પણુ રાત દિવસ મનન કરવાની ટેવને લીધે, ને ચિંતાથી હૃદય નબળું પડી ગયું હતું. વિજયાની સ્થિતિની હકીકત સાંભળતાં, એના હૃદયને ધક્કો લાગ્યો. તેથી એને તેમાં ધડકારો ઉપડયો. ને તેને લીધે એને રાત સુધી ધર્મશાળામાં સુઇ રહેવું પડયું. રાત્રે રક્ષકને લઇને ગણેશદાસની તજવીજ કરવા નીકળ્યો. પ્રથમ તે રવીંદ્રને ત્યાં ગયો. ત્યાં ખબર મળી કે ગણેશદાસ તો ગાંડો થઇ ગયો છે તેથી એને કોટડીમાં પુરી રાખવામાં આવ્યો છે. પણુ વિલાસિકા, વિજયા વિગેરે નાટકમાં ગયાં છે. આથી એકદમ તે નાટકશાળામાં ગયો. સદ્‌ભાગ્યે નાટકનો મેનેજર યોગીનો ઓળખીતો નીકળ્યો. તેથી યોગી ઉપરકથિત વીંગમાં બેઠો. રક્ષકને યોગીએ નાટક જોવા પ્રેક્ષકવર્ગ ભેગો મોકલ્યો. મેનેજર પાસેથી ઓપેરાગ્લાસ લઈ તે પ્રેક્ષકની સંખ્યા તપાસતો હતો. ત્યાં એણે પદ્મનાભ, કમલિની, વિજયા વિગેરેને જોયાં. અને જે વખતે કુસુમકાંત ત્યાં આવ્યો તે વખતે તે વિજયાને જોતો હતો. આથી કુસુમકાંત આવ્યા ગયાનું એને જરાએ ભાન રહ્યું નહીં. થોડીવારે વિજયાને નીહાળી ઉઠયો. ને મેનેજર પાસે ગયો. મેનેજરે કુસુમકાંત વાળી હકીકત કહી. તેથી તુરત તે એકલો જ્યાં વિજયા હતી ત્યાં ગયો. અને વિજયાને દીઠી !

વિજયા તો સ્તબ્ધજ થઇ ગઈ. "કોણુ યોગીંદ્ર ! ભગવન્ આપ અહીં કયાંથી ?" વિજયા બોલી ઉઠી. વિદ્યાસાગર યોગીને વળગી પડયો. "મહારાજ મહારાજ, આપ અહીં કયાંથી ?"

અન્ય સ્ત્રી વર્ગ જોઈજ રહ્યા. વિજયાના હર્ષનો પાર ન હતો. પણ એની શારીરિક શક્તિ એ હર્ષ સહન કરી શકે એમ ન હતી. હર્ષના આવેશથી એને તંમર આવી ગયા. એ સુઈ ગઈ. યોગી ત્યાંથી પદ્મનાભ પાસે ગયો. અને પદ્મનાભને ભેટયો. " ભાઇ, ભાઇ, જ્યોતીંદ્ર તું અહીં કયાંથી? " તેણે પુછ્યું. યોગીદ્ર હસ્યો તે બોલ્યો—" અમે તો રમતારામ છીએ, ભાઇ, વળી પરમાત્માની ઇચ્છા એમ હશે તો આ રસ્તે આવ્યા. " તેણે પુછ્યું " કુસુમકાંત કોનું નામ ? " પદ્મનાભે ઇશારતથી બતાવ્યો, કુસુમકાંત દુરથી યોગીને નીહાળતો હતો. એના મિત્રો એની કાંતિ જોઇ ખુશી થઇ ગયા હતા. હરિચૈતન્ય બોલ્યો—" આ યોગીંદ્રનાં દર્શનથી મને આપણા પ્રાચીન ભારતના નરરત્નોનુ ભાન થાય છે. હાલની પ્રજા આ મહાત્માના આગળ કેવી ક્ષુદ્ર, નિર્માલ્ય લાગે છે ? આવા નરરત્નો હવે આ દેશમાં વિરલ છે. " યોગીંદ્ર આવી પહોચ્યો. એણે નમસ્કાર કર્યા, ને સર્વેએ ભોંય સુધી નમીને એને પ્રણામ કર્યા.

" શ્રીયુત કુસુમકાંત," એણે ધીરેથી કહ્યું " જોગેંદ્રનાથ તરફથી મને એમ ખબર મળી કે તમે મારી પાસે આવ્યા હતા. મારૂં લક્ષ અન્ય વિષયમાં હોવાથી તમારા આવાગમનની ખબર ન રહી, તે ક્ષમા કરશો. "

કુસુમકાંતને આ મહાત્માનાં દર્શનની સાથેજ પૂજ્ય ભાવ થયો હતો. એણે નમન કરીને કહ્યું " ભગવન્ ! આપ જેવા સાધુજનનાં દર્શન અમને દુર્લભ છે. વળી આપના ભાઈ પણ મારા મેમાન છે. આપે તસ્દી લીધી, નહીંતર હું આપની પાસે આવવાનો હતો. " આટલી વાત થયા પછી યોગી પણ ખેલ પુરો થતાં સુધી બધાની સાથે બેઠો. વિજયા શુદ્ધિમાં આવી હતી. યોગી પાસે પેલો રક્ષક આવ્યો. ને દાકતરને દેખીને ભોંય સુધી નમીને પ્રણામ કર્યા. "બાપજી, હું જે દાકતરની વાત કહેતો હતો તે આ. બાપજી, આખા શહેરમાં આમનું નામ જાણીતું છે. નાનામાં નાનું છોકરૂ પણ એમને ઓળખે છે. દાકતર સાબ, મારો ડુંગરીઓ હવે તો તડંગા જેવો થઈ ગયો છે. આખા શહેરમાં નાચતું ફરે છે. એ શાબ, તમારી કરપા." યોગી તથા દાકતર સુંગા રહ્યા. નાટક પુરૂ થયે સૌ સૌને ઘેર વેરાઈ ગયા. વિજયા, મનોરમા વિગેરે સ્ત્રી વર્ગ પોતાની ગાડીમાં ઘેર ગયાં. કુસુમકાંત આગ્રહથી યોગીને પોતાને ઘેર લઇ ગયો. વિજયાના હર્ષનો

પાર ન હતો. પણ રાતમાં નાટકના ઉજાગરાથી, કે હર્ષની અત્યંત લાગણીથી એને તાવ આવ્યો.

બીજે દિવસે સ્હવારમાં યોગી, પદ્મનાભ, કુસુમકાંત તથા મનોરમા મળ્યાં. પદ્મનાભે વાત ઉપાડી—" બાઈ તમારા ઉપર સ્નેહને લીધે થયેલી વિજયાની સ્થિતિ તમે જુઓ છો ? હવે કૃપા કરી એનો અંગીકાર કરો. હવે કયાં સુધી રીબાવશો !

કુસુમકાંત—ભગવન્, વિજયાને ક્ષયનો દુષ્ટ રોગ લાગુ પડયો છે. એનું જીવન હવે થોડા દિવસ છે. એનાથી કાંઈ પણ ખવાતું નથી. આપના આવવાની વાત સાંભળી એનામાં કાંઈક ફેર પડયો જણાય છે, પણ કાલ રાતના ઉજાગરાથી પાછો તાવ આવ્યો હોય એમ લાગે છે. મારી તો એટલી વિનંતિ છે કે આપ એને આશ્વાસન આપજો.

મનોરમા—યોગીંદ્ર આપ મારી ગરીબડી બ્હેનને સુખી કરી જીવિતદાન આપજો. આપ, જ્ઞાની વિદ્વાન છો. મારી બ્હેનનું જીવન આપના હાથમાં છે.

યોગી—બ્હેન, મારૂં જીવન તમારી બ્હેનના હાથમાં છે. નિર્મળાના મૃત્યુ સમયની ઈચ્છાનું એટલું પ્રબળ થયું કે હવે હું તે ઇચ્છાને અધીન થઇશ. પણ શ્રીયુત કુસુમકાંત ! તમે મારૂં હૃદય તપાસશો ?" તુરત દાકતરે હૃદય તપાસ્યું. લગભગ પા કલાક સુધી એણે સ્ટેથોસ્કોકોપ મુકી જોયું. યોગીએ પુછ્યું—' કેમ બોલતા નથી. " ?

" ભગવન્ આપનું હૃદય બહુ નબળું છે. પણ કાંઈ ધાસ્તી જેવું નથી. " તેણે કહ્યું.

યોગી—કુસુમકાંત ! મારા જેવા યોગીને ધાસ્તી શેની ? અવશ્ય દેહ નશ્વર છે તે નાશ પામવાનોજ. પણ મારે તમને એજ પુછવું છે કે આવી દેહની સ્થિતિએ મારાથી લગ્ન થાય !"

કુસુમકાંત ગળગળો થઈ ગયો. "ભગવન્, આપ મહાત્મા છો. અમારી તો એટલીજ વિનતિ છે કે અમારી ગરીબડી વિજયા આ પૃથ્વીપરથી ચાલી જાય, એ પહેલાં આપ એને આશ્વાસન આપો."

મનોરમા—મહારાજ, હું આપને સાબીત કરી આપવા તૈયાર છું કે યોગ અને પ્રેમ એ એકજ છે. મારી બ્હેનનો હાથ અંગીકાર કરશો એમાં કોઇ રીતે આપની પ્રતિજ્ઞા ભંગ નહીં થાય.

પદ્મનાભ—ભાઈ, એક દુઃખી જીવને આશ્વાસન આપવું, એ મ્હોટો પરોપકાર છે. આપ વિજયાને એકાંતમાં મળો અને આશ્વાસન આપો. તોજ એ જીવી શકશે.

બધાંના આગ્રહથી યોગી વિજયના ખંડમાં ગયો. તે ભગવા વેષમાં પર્યંક ઉપર સુતી હતી. તાવ ઉતરી ગયો હતો. પણ ઉઠવાની શક્તિ ન હતી. તે કોચ ઉપર સુતી હતી.

તેની જોડે એક ન્હાનું ટેબલ હતું. ટેબલ ઉપર બે ત્રણ દવાની શીશી હતી. એક મેઝર ગ્લાસ હતો. શંકરની નાની છબી છાતી ઉપર હતી. વિદ્યાસાગર એની પાસે બેઠો હતો. યોગીને તે ખંડ બતાવવા મનોરમા આવી હતી. તેણે ઇશારતથી વિદ્યાસાગરને બોલાવી લીધો. ને પતિ આજ્ઞા હોવાથી યોગી અને વિજયાની વાત સાંભળવા બારણાને પડખે કોઈ ન દેખે એમ ઉભી. યોગીને વિજયાને જોઇને બહુજ દયા આવી. એણે વીચાર્યું.

* " લતા કરમાઈ આ શોકે
મધુરતા ન મુકતી હોય "

ધીરે ધીરે વિજયા ઉઠવા ગઇ, પણ ઉઠી ન શકાયુ. " ભગવન્ ! આપ આખર પધાર્યા ખરા. મારા જેવી ગરીબ દાસીને સંભારી ખરી ! "

યોગી—વિજયા, તારા દેહની આ દશા જોઈ મને બહુ લાગે છે ! મારા જેવા ભમતા યોગી ઉપર પ્રેમ રાખી, તારે કેટલું બધું સહન કરવું પડ્યું ? વિજયા, તો પણ તું દૃઢ ખરી.

વિજયા-ભગવન્ ! મારી સ્વર્ગસ્થ માતાની છેલ્લી ઇચ્છા જો ન હત તો હું આપનું વચન માન્ય રાખત. પણ એ વચન એવું ગંભીર હતું કે મારે આ પગલું લીધા વગર છુટકો ન હતો. વ્હાલા યોગી, હું આપને સ્વપ્નમાં હંમેશ જોઉં છું. હું આપ વગર જીવી શકું એમ નથી, જાણીતેજ ભગવાન સદાશિવ રાત્રિએ સ્વપ્નમાં આપનાં દર્શન દેછે. એથીજ હું આટલી ટકી છું. વ્હાલા હવે મને કહો, આપ સદૈવ મારી પાસે રહેશો ?

યોગી-હા, વિજયા ! હું એ નિશ્ચયથીજ તારી પાસે વિલાસપુરમાં આવ્યો છું. હવે મારૂં જીવનશેષ તારી પાસેજ ગાળવું છે. કારણ તારા પ્રેમના પ્રબળને લીધે યોગ માર્ગ મારાથી સેવાય એમ

* સરસ્વતીચંદ્ર, ભાગ ૪

નથી. હવે હું દીન, રાંક થઈ ગયો છું. વિજયા તને દુઃખી કરી હું સુખી થવાનો નથી. વ્હાલી વિજયા, હું સદૈવ તારી પાસેજ રહીશ. તારી આવી નિઃસીમ ભક્તિનો, આવા દિવ્ય પ્રેમનો બદલો મારાથી વાળી શકાય એમ નથી. ઇશ્વર તને આરામ કરે !

વિજયા—વ્હાલા, આ દેહે તમારા ચરણ કમળનાં દર્શનની લાલસા એજ મારૂં જીવન ટકાવી રહી હતી. હવે હું શાંતિથી મૃત્યુ પામીશ. અને તે આપના ચરણ આગળજ. જીવનમાં હવે મારૂં કોઇ નથી, મારે કોઇની સ્પૃહા નથી. મારા અજ્ઞાન પિતાને આપ શુદ્ધિમાં લાવો. એમને ચિત્તભ્રમ થયો છે.

યોગી વિજયાના દીન શબ્દોથી ગળગળો થઈ ગયો હતો. તેણે વિજયાના મસ્તક ઉપર હાથ મુકયો. તે ખુબ ગરમ હતું. " હાશ." તે બોલી " આપના હસ્તારવિંદથી મને બહુ શાંતિ વળે છે. "

યોગી—"વિજયા, હવે હું તારી પાસેજ રહીશ. હવે તું શાંત રહેજે. હવે જેમ બને એમ દવા ઉપર લક્ષ આપી, તારાં પ્રિયજનોને સુખ આપજે. હું હવે તારા પિતાને જોવા જાઉં છું. "

આમ આશ્વાસન દઈ અલક્ષ્યજ્યોતિ કુસુમકાન્ત પાસે આવ્યો. આ વખતે રવીંદ્ર આવ્યો હતો. અને એને રહસ્યથી વાકેફ કર્યો હતો. તેમજ વિલાસિકાને પણ ભેદ ખોલવામાં આવ્યો હતો. બધાં ને ખાત્રી થઈ કે જે યોગી ઉપર વિજયાને પ્રેમ હતો, તે યોગી એની કલ્પના શકિતમાંથી ઉત્પન્ન થયેલો ન હતો, પણ પ્રત્યક્ષ હતો. આવા મનોહર યોગી ઉપર વિજયાને પ્રેમ થાય એ સ્વાભાવિક હતું. તેમજ નિર્મળાની મરણ વાસના એ હોય તે પણ કુદરતી હતું. પણ વિજયાની દૈહિક સ્થિતિ જોતાં બધાં નિરાશ થયાં. કોઇ પણ પ્રકારે વિજયાને આરામ થાય તો યોગીંદ્રને સમજાવી લગ્ન કરાવવું એ નિશ્ચય ઉપર સ્ત્રી વર્ગ આવ્યો. વિદ્યાસાગર, રવીંદ્ર તથા અલક્ષ્ય-જ્યોતિ ઉન્મત્ત થયેલા ગણેશદાસને જોવા ગયા. યોગી જો કે આ કુટુંબો જોડે બિલકુલ પરિચિત ન હતો, છતાં એની સુજનતાને, કાંતિને, અને જ્ઞાનને લીધે એકદમ ભળી ગયો. રવીંદ્ર જોડે જ્ઞાન વિષયની વાતો કરતા તેને ત્યાં ગયા. તે વખતે ગણેશદાસને હાથે પગે સાંકળ બાંધી હતી. તે બબડયા કરતો હતો. " એક ને, બેને, ત્રણને, ચારને, ઉઠાવને, તેજી, પાંચ લીધા, મંદી, દસ ખાધા ઓ મારા બાપ રે ! પૈસો, પૈસો, ભૂત ભૂત, ઓ ખાધો રે બાપ !

મરી ગયોરે બાપ ! નિર્મળા મને મારે છે..." તેણે યોગીને દીઠા. સ્હામું જોઇ રહ્યો ઉન્મત્તાવસ્થામાં પણ તેણે યોગીને ઓળખ્યા. "કોણ, બાપજી" તેણે ઠુઠવો મુકયો.

રવીંદ્ર—"ભગવન્ ! એની બહુ દયાજનક સ્થિતિ છે. એણે બીજીવારનાં લગ્ન મારી બ્હેન શ્યામકુમારી જોડે કર્યાં છે. મારી બ્હેનની બહુજ ખરાબ સ્થિતિ થઈ છે. મારી વૃદ્ધ માતા બહુ ઝુરે છે. ભગવન્ ! કોઈ પણ રીતે આપ એને આરામ કરો. મારી ખાત્રી છે કે આપ તે કરવા સમર્થ છો."

"રવીંદ્ર," યોગી બોલ્યો, "પરમાત્માની ઈચ્છાજ બલવત્તર છે. માનવ બીચારૂં શું કરવાને સમર્થ છે ! હું તો એક ક્ષુદ્ર મનુષ્ય છું. છતાં ગણેશદાસનું મન શાંત કરવા યત્ન કરીશ. આણુમાં દીઠો ત્યારથીજ કંઈક આવું પરીણામ આવશે એમ હું ધારતો. અને એની અધમ પાર્થીવ વાસનાના પાપરૂપ આ સજા પરમાત્માએ એને કરી છે. છતાં તે દયાળુ છે. અને તે એના ઉન્મત્ત મનને શાંત કરશે. પણ મારે ગણેશદાસ જોડે એકાંતમાં જવાની જરૂર છે. એને બંધનથી મુકત કરો. એક ઓરડામાં અમને બંન્નેને સાથે રહેવા દો."

"ભગવન્," રવીંદ્ર બોલ્યો, "એમ છુટા મુકવાથી આપના દેહને એ ઈજા કરી બેસશે"

યોગી—"કાંઈ ફીકર નહી. પરમાત્માની કૃપાથી તે કાંઇ નહીં કરી શકે. તમે એ તમને ન દેખે તેટલે દૂર છુપાઇને અમારી વાતચિત સાંભળો, એ ગમે તેટલી ગાંડાઈ કહાડે, પણ તમે ડરશો નહીં."

સંકેત પ્રમાણે રવીંદ્રે નોકર પાસે ગણેશદાસના બંધ તોડાવી નાંખ્યા. ને મ્હોટા ખંડમાં છુટો મુકયો. ને ત્યાં આરામ ખુરશી ઉપર અલક્ષ્યજ્યોતિ શાંતિથી પડયો. રવીંદ્ર પાછળના ખંડમાં ભરાઈ પેસી બાકામાંથી બધું જોતો હતો. પ્રથમતો ગણેશદાસ પા કલાક સુધી બુમો પાડતો એ ખંડના એક છેડેથી બીજા છેડા સુધી દોડવા લાગ્યો. લગભગ પા કલાક સુધી તેણે તેમ કર્યા કર્યું; ત્યાં સુધી યોગીએ તેને છેડયો નહીં. પોતે શાંત મનથી આરામ ખુરશીપર બેશી પરમાત્માનું સ્મરણ કર્યા કર્યું. પછી એણે બુમ પાડી, "ગણેશદાસ, આમ આવ !" એટલા જોરથી તે બોલ્યો, કે અંદરથી રવીંદ્ર ધ્રુજ્યો. ગણેશદાસ દોડતો બંધ થઇ ગયો. તેણે યોગીના સ્હામું જોયું. પુનઃ

યોગીએ તેટલામાંજ જોરથી બુમ મારી. ગણેશદાસ પાસે આવ્યો " દૂર ઉભો રહે " જોરથી યોગીએ કહ્યું. તે દૂર જેમ યંત્રનું પુતળું જાય તેમ ગયો. " ગણેશદાસ, મને ઓળખે છે ? " યોગીએ મ્હોટેથી પુછ્યું.

ગણેસદાસ ખડખડાટ હસી પડયોને બોલ્યો " હી...રી...હી તમે તમે તમે બાપજી. બાપજી, આબુવાળા હી હી રે. "

યોગી—" ચુપ " તે સ્તબ્ધ થઇ ગયો. " ગણેશદાસ આમ આવ, આ પાણી પીજા " તેણે પાણી પીધું. પણ પવાલું એટલા જોરથી પછાડયું કે તે બેવડું વળી ગયું. યોગીએ જોરથી એક તમાચો ખેંચી કહાડયો. ને ચોટલીથી પકડયો. " નરાધમ, તારી દુષ્ટ વાસનાનું ફળ તું ભોગવે છે, તેનું તને ભાન છે ! " તેણે યોગીના સ્હામું જોયું. યોગીએ દૃઢતાથી કહ્યું " ગણેશદાસ ! શાંત થા ! તારૂં દ્રવ્ય તને મળશે " " હેં હેં બાપજી, પાંચ હજાર, દસ હજાર પચીસ હજાર, પચાસ હજાર, લાખ રૂ રૂપીઆ મળશે ? "

" હા " યોગી બોલ્યો; " પુનઃ તને આજ્ઞા કરૂં છું કે તુ શાંત થા. સ્વાથ્ય તને પ્રાપ્ત થાઓ "

"નિર્મળાનું ભૂત મને મારે છે...ઓ ઓ ઓ આવી બાપજી!" તેણે બુમ મારી.

" નિર્મળા મરી ગઈ છે, તને ખોટો ભ્રમ છે. ફરી તને કહું છું કે શાંત થા. "

ગણેશદાસ એકદમ ઉભો થયો, ને યોગીના પગ આગળ આવી પડયો ને ખુબ રોયો. રોઇને ઉંઘી ગયો. યોગીએ રવીંદ્રને બોલાવ્યો. "આ આખા ખંડમાં રૂપીઆની થેલીઓ જોઇએ. એ જાગશે તે વખતે રૂપીઆ દેખશે તોજ એનું મગજ ઠેકાણે આવશે એ થોડા સમય પછી જાગશે. તે વખતે રૂપીઆની થેલીઓ જોઇએ. " રવીંદ્ર કુસુમકાન્ત પાસે ગયો. અને તમામ મિત્રો મળી ગમે તે પ્રકારે રૂપીઆની થેલીઓ લાવી તે ખંડમાં ગોઠવી દીધી. યોગીને ખાવાનાં ફળ એજ ખંડમાં લાવવામાં આવ્યાં હતાં. તે ગણેશદાસની પાસેજ બેઠો હતો. મનોબળનો પ્રયોગ અજમાવવાં એના દેહને બહુ શ્રમ પડયો હતો. તે ધ્રુજતો હતો, રવીંદ્ર તથા પાંચે મિત્ર આ તમાશો જોવા મળ્યા હતા. બરોબર છ કલાકે ગણેશદાસ જાગ્યો. તેવોજ યોગીએ કાન મરડી એને રૂપીઆની થેલી બતાવી " લઈ લે તારા

લાખ રૂપીઆ " ! ગણેશદાસ તો કુધો, ને એક થેલી ઉપાડે ને બીજી મુકે. એમ લગભગ અડધો કલાક ર્ક્યા કર્યું. પછી ધીમેથી યોગી બોલ્યો "શેઠજી, ઓળખો છો કે ?"

"કોણ બાપજી ? તમે કયાંથી ?"

"હું તમને મળવા આવ્યો છું. પણ તમે ક્યાં છો ?"

"હું ક્યાં છું ? મારા ઘરમાં. પણ બરાબર મારૂ ઘર તો બળી ગયું છને ?"

"તમારે સારૂ નવી હવેલી તૈયાર છે. ને ત્યાં એક મોટી તીજોરી છે, તેમાં આ લાખ રૂપીઆ મુકો. ત્યાં બીજા લાખની તૈયારી રવીંદ્ર કરે છે."

"પણ બાપજી; હું કયાં છું ? નવી કયાં છે ?"

"શેઠજી, ચાલો આપણે ગાડીમાં ફરવા જઇશું." !

"હા" ગણેશદાસે જવાબ આપ્યો. તૈયાર કરેલી ગાડીમાં બંને ફરવા ગયા. આઠ દિવસમાં ગણેશદાસના મગજને તેણે ઠેકાણે આણી દીધું. એનું મન શાંત થયા પછી રૂપીઆ જેના હતા, તેના પાછા મોકલી દીધા. ગણેશદાસને યોગીએ ઠેકાણે આણ્યો, એ વાત આખા ગામમાં પ્રસરી. ગંગાડોશી ને શ્યામકુમારી તો પગે પડયાં. "મહારાજ, આપે તો અમને જીવિતદાન આપ્યું." યોગીએ ધીમેથી કહ્યું. "મૈયા, ગરીબ ઉપર દયા રાખવી એજ ખરો ધર્મ છે. હું તો એટલુંજ માગી લઉ છું કે નિર્દોષ છો કરાંને હડાડી મુકયાં એ ગણેશદાસે તથા શ્યામકુમારીએ મોટામાં મોટી ભુલ કરી. હવે એવી ભુલ ન થાય એટલે બસ." ગણેશદાસ તથા શ્યામકુમારી કુસુમકાંતને ઘેર ગયાં, ને વિજયાને જોઇ. વિજયા દહાડે દહાડે ક્ષીણ થયે જતી હતી. પિતાને શુદ્ધિમાં આવેલા જોઇ વિજયા બહુ ખુશી થઈ. "પિતાજી, આપણા આબુ વાળા યોગીએ તમને મટાડયું ખરૂં ?"

"હા, બ્હેન, તેં પહેલેથી મને કહ્યું હત તો હું તારૂં લગ્ન એમની જોડે કરત."

વિજયા ક્ષીણ અવાજે બોલી—"પિતાજી, પ્રભુની કૃપાથી જે થાય છે તે સારૂંજ થાય છે. એ વાત સંભારવાની હવે જરૂર નથી."

વિલાસપુરમાં હાલમાં પ્લેગ ફાટી નીકળ્યો હતો. ઘેરઘેર ઉંદરડા મરતા હતા. અને પછી માણસો મરવા લાગ્યાં. ડૉકટર કુસુમકાંત પોતાના મહેમાન, તથા કુટુંબ સાથે, તેમજ રવીંદ્ર, વિલાસિકા સાથે

અને ગણેશદાસ, શ્યામકુમારી સાથે ભાડે લઈ રાખેલા બંગલામાં રહેવા ગયો. વિજયાને મીયાનામાં બેસાડી ત્યાં લઇ જવામાં આવી. પદ્મનાભે જુદો બંગલો લેવા ઘણી ઇચ્છા બતાવી, પણ કુસુમકાંતે તેમ ન કરવા દીધું. બધાં બ્હાર નીકળ્યાં પણ ગંગા ડોશી ન નીકળી. "મને શું થવાનું છે ! મોત ક્યાં છે ! મને મોઇને પલેગ થાયતો છુંટું ! એતો ભાગ્યેગશાળી હતા તે ચાલ્યા ગયા; મારે મોઈને શા એ ઘા ખાવા સરજ્યા હશે તે હું જીવી. " દાક્તરે ડોશીને ઘણીએ સ્હમજાવી પણ ઘરમાંથી નજ નીકળી. પરીણામ એ આવ્યું કે શ્યામકુમારી દિવસના ભાગમાં ગામમાં રહેવા લાગી, ને માત્ર રાતે સુવાને બંગલે જતી. આ સંસર્ગ કુસુમકાંત તથા રવીંદ્રને ન ગમતો. ગણેશદાસ તો યોગીંદ્રના સંગમાંજ રહેતો. એની મલીન વાસનાઓ છુટી ગઇ હતી. એ પોતાનાં છોકરાંને ઘણા જ પ્રેમથી બોલાવતો. માત્ર વિજયાને બીલકુલ આરામ ન જણાતો.



# પ્રકરણ ૧૮.

## આત્મલગ્ન.

" થાજો પ્રયાણ સુખ રૂપ તુંને સખી ઓ ! "

રા. નરસિંહરાવ.

× × × ×

ઉન્નત ગિરિ શૃંગોનાં વસનારાં ત્હમે<br>
ઉતર્યાં રંક ધરે: શો પુણ્ય પ્રભાવ જો !

× × × ×

મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

રા. મણિશંકર રત્નજી ભટ્ટ.

વિલાસપુરમાં પ્લેગનું જોર વધવા માંડ્યું. દિવસના સો સો કેસ થવા માંડ્યા. રાત પડે કે શહેર સ્મશાન જેવું દેખાવા લાગ્યું.

જેનાથી જેમ ન્હસાય તેમ નાઠા. પણ ગંગા ડોશી એકની બે ન થઇ. વખતે જ્ઞાનનો બોધ સાંભળવા તે યોગી પાસે આવતી. તે કહેતો " માજી, તમે તમારૂં જીવન જે ભાવનામાં ગાળ્યું છે તેમાંજ ગાળો. તમારી પ્રભુ ઉપર શ્રદ્ધા હશે તો બધું ફળીભૂત થશે. પણ એટલું યાદ રાખજો કે, પ્રભુ સર્વત્ર બીરાજે છે. સુંદર મંદીરોમાં, મ્હોટી હવેલીમાં, લક્ષ્મીવાન ગૃહસ્થોને ત્યાં ને ગરીબમાં ગરીબ મનુષ્યને ઘેર પણ તેનો નિવાસ છે. ખરૂં દાન ગરીબોને આપવું જોઇએ તમે આટલા બધા પૈસા અપાત્રે દાન આપી એળે ગુમાવ્યા. શ્યામકુમારીએ પણ પૈસાનો વ્યય વ્યર્થ કર્યો. તમારામાંથી ખરેખરૂં દાન ડાક્તર કુસુમકાંત અને મનોરમા કરે છે. માજી, જુઓ એમનું જીવન કેટલું સાદું અને પરોપકારી છે ! એમના દવાખાનામાં, સુવાવડ વોર્ડમાં કેટલાં અનાથ મનુષ્યોને શાંતિ મળે છે! એનું નામ દાન, એનું નામ પરોપકાર ! તમે અપાત્રે દાન કર્યું તેમાં મારો દોષ નથી. તમને ધર્મનો ઉપદેશ કરનાર ગુરૂનો છે. ગુરૂને શિષ્યો પૈસા આપે છે, તે ગુરૂના વૈભવ માટે નહીં. પણ ગુરૂ એ દ્રવ્યથી પરોપકાર કરે તે માટે છે! માજી, તમારા ગુરૂઓ ગાડી ઘોડામાં ફરે, ચોબદાર રાખે, પોતાને ઇશ્વર તુલ્ય ગણાવે, અને પાડોશમાં રહેતો ગરીબ મનુષ્ય પગ ઘસી મરી જાય એની દરકાર પણ ન કરે ! કેટલો અન્યાય ! માજી, દાનનો ખ્યાલ આપણા લોકમાં નથી. એ ખ્યાલ પારસી તથા ક્રીશ્રીયન લોકમાં વિશેષ છે. એમાં એવા એવા ધર્મગુરૂ થાય છે કે જે પોતાનું સર્વસ્વ ગરીબોને આપી દે છે. અને પોતે સાધારણ મનુષ્ય તરીકે જીવન ગાળે છે. માજી, તમારા ધર્મ ગુરૂઓમાં એવી લાગણી ઓછી દેખાય છે. કેવળ પોતાનું પેટ ભરવાને, ધર્મને બ્હાને, ભોળાં મનુષ્યોને છેતરવાં એ કેટલો અન્યાય ! માજી, ખરૂં જ્ઞાન દીવા જેવું પ્રકાશવાન છે. એમાં છળ કપટ કે સ્વાર્થ નથી માજી,

**यद्यथा वर्तते तस्य तथात्वं भाति मानतः ।**
**अन्यथात्वं भ्रमेणेति, न्यायोयं सर्वलौकिकः ॥**

**पंचदशी.**

( જે વસ્તુ જે પ્રકારે વર્તે છે, તે વસ્તુનું તેપણું (યથાર્થપણું) પ્રમાણવડે ભાસે છે; અને અન્યથાપણું ભ્રમે કરીને ભાસે છે, આ ન્યાય સર્વ લોકમાં પ્રસિદ્ધ છે ).

" માજી ઘરનાં છોકરાં ઘંટી ચાટે, અને ઉપાધ્યાયને આટો " એ ન્યાયે તમે તથા તમારાજ સંસ્કારથી ઉછરેલી શ્યામકુમારી વર્ત્યા છો. પરિણામ એ આવ્યું કે, તમારા દ્રવ્યથી કમાયેલા મનુષ્યો તમારી વિપત્તિ સમયે કામ નથી આવ્યા. તે સમયે તો તમે જેને દુશ્મન ગણતાં હતાં તેણે સ્હાય કરી છે "

ડોશી નીચું માથું ઘાલી સાંભળ્યા કરતી. એક વખત સંધ્યા સમયે અલક્ષ્યજ્યોતિની સમીપમાં શ્યામકુમારીને તાણ આવ્યું. ડોશી બોલી, " બાપજી, મારી શ્યામલીને એની શોકય વળગી છે. તે જંપવા નથી દેતી. " અલક્ષ્યજ્યોતિ એને તાણ વળ્યું ત્યાં સુધી કાંઈ ન બોલ્યા. પછી કહ્યું " માજી, તાણ એક જાતનો વ્યાધિ છે. એમાં ભૂતનો વળગાડ છે. એ તમારી ભાવના જુઠી છે. તાણના રોગનો ઉપાય એ છે કે, ખાવા પીવાનું સંભાળવું. અને નિયમિત કસરત કરવી. તેમ બહુ વિચારશીલ પ્રકૃતિ ન રાખવી. સારા ડાક્તરની દવા કરવી, બાકીના ઉપાય એ કેવળ ખોટો વ્યય છે. દોરા ચિઠ્ઠીથી એવા રોગ મટતાજ નથી. માજી, નિર્મળા ભૂત થઇ છે. એ વિચાર જેટલો નીચ છે, તેટલો ખોટો છે. જે થોડો સમય હું એની પાસે રહ્યો તે ઉપરથી ખાત્રીથી કહું છું કે એનો વિશુદ્ધ આત્મા અત્યારે ઇશ્વરના દરબારમાં છે. મરી ગયેલાં મનુષ્યો ભૂત થાય છે એ તદ્દન વ્હેમ છે. જે દેહને આપણી નજર આગળ ભસ્મસાત્ કરી નાંખીએ છીએ, તે દેહ આપણા સન્મુખ શી રીતે આવી શકે ! તે માત્ર આપણી માનસિક કલ્પનાને લીધેજ ઉત્પન્ન થાય છે. બાકી નિર્મળાનું ભૂત એ ગગનકુસુમ, શશશૃંગ, અથવા વંધ્યાપુત્ર જેવી અસંભવિત વાત છે. મૃત્યુ પામેલી એ તમારી પુત્રીની સપત્નીની તમારે પૂજા કરવી જોઇએ. એના આત્મા તરફ શ્યામકુમારીએ માનની નજરથી જોવું જોઇએ. માજી, સારા વિચારનું સારૂં પરિણામ આવે છે."

ગંગા ડોશીને આ વાત ન ગમી. પણ કાંઇ બોલી સકી નહીં. એક દિવસ અલક્ષ્યજ્યોતિને કાંઇક ઉર્મી થઈ આવી, તેણે ગંગાને તથા ગણેશદાસને કહ્યું કે, તમારી ઇચ્છા હોય તો હું તમને કાંઈ બતાવું. તે બંનેએ હા પાડી. ડોશીમાં પાછી હાલવા ચાલવાની શક્તિ આવી હતી. તેથી હાથમાં લાકડી લઈ એ પણ ગણેશદાસ તથા યોગી જોડે ચાલવા માંડી. રસ્તામાં એક બ્રાહ્મણ બધા લોકોને ગાળો દેતો હતો અને કહેતો કે બસ તમે લોકો મને પૈસો નથી આપતાં,

તેથી તમારૂં સત્યાનાશ જશે," વિગેરે. યોગી આ સાંભળવા ઉભો. થોડીવારે બોલ્યો—"કેમ રે ! તારી શી ઇચ્છા છે ?" પેલો બ્રાહ્મણ, આની કાંતિ જોઇ ગભરાઇ ગયો. " કાંઇ નહીં બાપજી, મારી આંગળી પાકી છે, તેથી પીડા થાય છે તેને લીધે મારાથી બોલાઇ જાય છે. " તે બોલ્યો.

" જો તારી આંગળીએ જ પીડા થતી હોય તો, દાકતર કુસુમકાંતને દવાખાને જા. " યોગી બોલ્યો.

" બાપજી, તમે તમારે રસ્તે જાઓને ! મારે તો કાંઇએ નથી જોઇતું. મારે તો મોત જોઇએ છીએ."

યોગીને દયા આવી; ગુંજનમાંથી એક રૂપીઓ પેલા બ્રાહ્મણ ઉપર ફેંકયો, ને કહ્યું:-" તારે માગવું હોય તો શીધી રીતે માગ્ય. જેને આપવાની ઇચ્છા હશે તે આપશે. તારી આંગળી પાકી છે, તેથી તું દાનપાત્ર છે. બાકી તન્દુરસ્ત શરીરે તારે એક પાઇ પણ માગવાનો હક નથી. " બ્રાહ્મણ આશીર્વાદ દેતો રસ્તે પડયો. " માજી, તમે ઇશ્વરનાં દર્શન કર્યા ? " યોગીએ પુછ્યું. "ના" જવાબ મળ્યો.

" જે સમયે એ વ્યાધિગ્રસ્ત બ્રાહ્મના હાથમાં રૂપીઓ આવ્યો તે વખતે થયેલા એના હૃદયના આનંદમાંથી ઇશ્વરનાં દર્શન થયાં સ્હમજ્યાં."

ડોરી તથા ગણેશદાસ પુરં સ્હમજ્યાં જણાયાં નહિ, અને કહ્યું " બાપજી તમે શું કહોછો તે અમારાથી કળાતું નથી " યોગીએ આગળ ચાલવા માંડયું. એક આંધળો બેઠો બેઠો ટેલ નાંખતો હતો. યોગીએ ગજવામાંથી ચાર આના કહાડયા. અને આંધળાના હાથમાં મુકયા—આંધળાએ આશીર્વાદ આપ્યો, અને બહુ પ્રસન્ન થયો. યોગી પાવલું હાથમાં મુકીને આઘો ઉભો હતો. તેણે ગણેશદાસને કહ્યું, " શેઠજી, આ આંધળાને જે આનંદ થયો, તે આનંદમાં પ્રભુનાં દર્શન થાય છે, હવે સ્હમજ્યા ! આપણે જેટલે દરજ્જે અનાથ, અપંગ, નિરાધાર મનુષ્યોનાં દુઃખ દુર કરવા યત્ન કરીએ, તેટલે દરજ્જે ઇશ્વરની પાસે જઇએ છીએ. માટે તે સ્થળ પ્રાપ્ત કરવાને દાન કરવાની જરૂર છે. " તેણે ગંગાને કહ્યું " માજી, દાન આપવું એ તમારી ભાવના સાચી છે. પણ કોને દાન આપવું, કયાં આપવું, એમાં વિવેક બુદ્ધિની ખામીને લીધે તમારો હેતુ ફલીભુત નથી થતો. તમે સત્પાત્રેદાન આપો તો કલ્યાણ થાય, એ મુખ્ય

નિયમ તમે જાણતાં ખરાં. પણ સત્પાત્ર એટલે ધોયેલાં લુગડાં પહેરેલા, કે ટીલા તાણેલા, કે ભસ્મ ધારણ કરેલા સશક્ત, મનુષ્યો નહીં. પણ મેં ઉપર કહ્યું તેમ અનાથ મનુષ્યો છે. શરીરે શક્તિમાન, વિદ્વાન તથા બુદ્ધિવાળા મનુષ્યોએ તો જાતે પ્રયાસથી દ્રવ્ય કમાવું જોઇએ. નહીં તો આળસ વધે છે. આળસથી તમામ જાતનાં વ્યસન અને દોષ ઉત્પન્ન થાય છે. માટે આળસને કદી પણ ઉત્તેજન ન આપવું. તમે એમ કહેશો કે આપણે શું કરીએ. આપણે તો ખરા ભાવથી આપીએ છીએ. પછી લેનાર માણસ દુરૂપયોગ કરે તો એને ઇશ્વર પુછશે. એ યોગ્ય સંકલ્પ નથી. જેટલો લેનાર દૂષિત છે, તેટલોજ આપનાર દૂષિત છે. સંન્યાસીને સુવર્ણ આપનાર પણ નર્કમાં જાય છે, એવું તમે વારંવાર કથામાં સાંભળ્યું છે. જેવી રીતે દાનનું છે તેવીજ રીતે ઇશ્વર ભક્તિનું છે. માજી, તમારી શ્રદ્ધા સર્વદા વંદનીય છે. જે શ્રદ્ધાને લીધે તમે વ્રત, નિયમ, દેવ દર્શન કરો છો, જે શ્રદ્ધાનું બળ ઘણુંજ દૃઢ છે. અને કંઇક સદીથી ટકી રહ્યું છે, તથા તોડાવાના યત્ન થયા છતાં નથી તુટી તે શ્રદ્ધા સદા વંદનીય છે. પણ એજ શ્રદ્ધાનો લાભ કેટલાક મનુષ્યો ખોટી રીતે લેછે. એથીજ એ શ્રદ્ધાનો દુરૂપયોગ થાય છે. માટે એની જોડે વિવેક બુદ્ધિ વાપરવી. માજી, તમે સ્હવારથી એક બે વાગ્યા સુધી નાહિને પુજનમાં વખત ગાળો છો, તે બધો સમય જો તમે એકાગ્રતાથી ઇશ્વર સ્તવન કરી શકતાં હો ઘણુંજ ઉત્તમ છે. પણ જ્યારે તમારૂં મનોબળ એટલું દૃઢ નથી ત્યારે એ સમય ટુંકાવી માત્ર પા કલાક શાંત અને એકાગ્ર ચિત્તે ઇશ્વર સ્તવન કરો, તે જેટલું હ્રદયને આશ્વાસન આપશે, તેટલું આશ્વાસન આ પાંચ કલાકનું પુજન આપી શકશે નહીં. મેં તો એમ પણ અનુભવ્યું છે કે આમ લાંબુ પૂજન કરનારા જ્યારે શૌચ આદિ કારણને લીધે તે નથી કરી શકતા ત્યારે નિરાંતથી તે સમયમાં આરામ લેછે. માટે મન કબુલ કરે એટલોજ સમય પુજા કરવી." આટલી વાત કહી તે ત્રણે જણાં આગળ ચાલ્યાં. રક્તપીતીઆ દરદીના રહેઠાણ આગળ તેઓ આવી પહોચ્યાં. યોગીને જોઇ બધા જાણે ઇશ્વર આવ્યા હોય તેમ પ્રસન્ન થયા. કારણ પોતાના આવ્યાની ટુંક મુદતમાં યોગીએ આવાં સ્થળ ખોળી કહાડયાં હતાં, ને મદદ પણ કરી હતી. તેણે કહ્યું " માજી, આ દરદી લોકોના મુખ ઉપર જે આનંદ દેખાય છે, તેમાંથી મને ઇશ્વરનાં દર્શન થાય છે " આટલું બોલી તે દરદીઓ પાસે ગયો.

તેમને અશ્વાસન આપ્યું. તેમના ખાવાનાનો બંદોબસ્ત કર્યો ને પાછો ફર્યો. તે વખતે તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં. અંચળાથી આંસુ લ્હોઇ નાંખી બોલ્યો, " માજી મને આવા અનાથ અપંગ લોકોની બહુ દયા આવે છે. માજી, જો મારામાં શક્તિ હોત તો એ લોકોની વ્યાધિ હું લઇ, એમને સુખી કરત " ગંગા યોગીનું દયાશીલ ચિત્ત જોઇ, ગળગળી થઇ ગઈ, ને બોલી " બાપજી મહારાજ, જે થોડા વખતમાં તમારા સમાગમથી મને લાભ થયો છે તે લાભ આટલાં વર્ષ જીવી તો પણ નહોતો થયો, મહારાજ, તમે ભગવાન જેવા છો. " યોગીની આંખમાંથી ખળ ખળ આંસુ નીકળી જતાં હતાં. તેણે ગંગા સહામા હાથ જોડયા, "માજી, હું એક પામર મનુષ્ય છું. ક્ષણે ક્ષણે ભુલ કરૂં છું. તેવો અધમ, પાપી મનુષ્ય હું ઇશ્વર પદ શી રીતે ધારણ કરી શકું ? માજી, હું એક દીન, રંક મનુષ્ય છું. મારામાં મનુષ્ય જાતને સ્વભાવિક સઘળા દોષ છે. માજી હું અગર કોઈ પણ મનુષ્ય ઇશ્વર કહીજ ન શકાય. એ સરજનહારની લીલા અકલિત છે. માજી,

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखनि पत्रमुर्वि ।
लिखतियदिगृहीत्वा शारदा सर्वकालं
तदपि तवगुणानामीश पारं न याति ॥

( સમુદ્ર રૂપી પાત્રમાં પર્વત જેટલી શાહી હોય, અને પૃથ્વી જેટલો કાગળ હોય, ને કલ્પવૃક્ષની કલમ કરી હોય, અને તેનાથી સરસ્વતી દેવી હંમેશાં લખ્યાં કરે, તો પણ હે પ્રભુ ! તારા ગુણનો પાર કદી ન આવે. )

એવા ગુણવાળા પ્રભુના પદને મનુષ્યો ધારણ કરે એ વાત તમને અસંભવિત નથી લાગતી ? કદાચ અજ્ઞાન મનુષ્યો પોતાથી વદ્વાન મનુષ્યોને શ્રદ્ધાથી ઇશ્વર કહે તેથી શું તેણે એમ માનવું કે પોતે ઇશ્વર થઇ ગયો ! માજી, ઇશ્વર તો તમારી દૃઢ શ્રદ્ધામાંજ વસે છે; પણ તે શ્રદ્ધાને લીધે તમે અમુક મનુષ્યને ઇશ્વર તુલ્ય ગણો તેમાં તે નથી વસતો.

યોગીના ઉત્તમ બોધથી ડોશી તથા ગણેશદાસને બહુ આનંદ મળ્યો. ડોશી ખુશીથી પોતાને ઘેર ગઈ. પણ એ મનઃશાંતિ ઝાઝો

વખત ટકવાની નહતી. કારણ ગંગા ઘેર આવી તે વખતે ખબર પડી કે શ્યામકુમારીને જોરમાં તાવ આવ્યો હતો. તેને ફાળ પડી. એણે રવીંદ્ર ગણેશદાસ તથા કુસુમકાંતને તેડવા માણસ દોડાવ્યું. બંગલેથી એ ત્રણે જણા આવ્યા. કુસુમકાંતે શ્યામકુમારીને તપાસીને ગણેશદાસને કહ્યું કે " આ તાવ બહુ જોરમાં છે. મને ધારતી છે કે પ્લેગનો બધુઓ નીકળશે." દવા આપી આશ્વાસન દઈ તે બંગલે ગયો. ને બધાંને વાહેર કર્યાં. તાવ જોરથી વધવા માંડયો. ને ગાંઠે દેખાવ દીધો. ચાર કલાક પછી યોગી તથા દાકતર એને જોવા પાછા આવ્યા. તે વખતે શ્યામકુમારી બેભાન અવસ્થામાં હતી. ડોશીને ધૈર્ય રાખવા યોગીએ કહ્યું " માજી, સંસારમાં મમત્વ ન રાખવો. પ્રભુની માયા છે. એણે જેમ ધાર્યું હશે તેમ થશે " પણ માનો જીવ રહ્યો નહીં એણે વલોપાત કરવા માંડયો. વિલાસિકા આવી પહોચી. મનોરમા છોકરાંને સંભાળવા રહી શ્યામકુમારી તાવમાં ભજન ગાતી હતી. પ્લેગે ઝપાટાબંધ જોર કર્યું ને તાવ આવ્યાના ચોવીસ કલાકમાં તે મૃત્યુ પામી !

ગણેશદાસ, ગંગા, રવીંદ્ર તથા વિલાસિકાને શ્યામકુમારીના મૃત્યુથી બહુ ખેદ થયો. અલક્ષ્યજ્યોતિના બોધામૃતથી એમને બહુ આશ્વાસન મળ્યું. શ્યામકુમારી સુખમાં ઉછરી હતી અને સુખમાંજ મરણ પામી. જન્મીને પિતાને ત્યાં એણે સુખ દીઠું, પરણીને ગણેશદાસ પાસે સુખ પામી. વિપત્તિનો કડવો અનુભવ રવીંદ્ર તથા ગંગાને લીધે એણે ન લીધો. પણ ગંગા ડોશીની શકિત નાશ પામી. " હાય, હાય, બાપ, મારે મોઇને હજી ક્યાં સુધી જીવવું છે ને હજી શાંએ ખાસડાં ખાવાં છે ! હવે તો મહારાજ, મારા રવીંદ્રને મુકીને ભગવાન મોત આપે તો બહુ સારૂ. " તે રોતાં રોતાં યોગીને કહેતી. તેને યોગી આશ્વાસન દેતાં કહેતો " માજી, કાળ સર્વભક્ષી છે. કોઇ વહેલું કે કોઇ મોડું મરવાનુંજ. આ દુનિયમાં કોઈ બેશી રહેવાનું નથી. માટે, માજી, સંસારમાંથી વાસના કહાડી નાંખી, પ્રભુમાં ચિત્ત પરોવી, શાંતિ પકડો. વળી, માજી, કલ્પાંત કરે, મરી ગયાની પાછળ રાતે ખાધે, કે કોઇ પણ રીતે તમે તેને પાછું દેખનાર નથી. શરીર અશકત થશે તો જાતે દુઃખી થશો " પણ આ બોધથી ડોશીને અસર થઇ નહીં. એતો કળકળાટ કર્યાજ કરતી ને રાતે એકજવાર બાજરીનો લોટ ફાકી પડી રહેતી.

શ્યામકુમારીના મૃત્યુ પછી વિજયાની સ્થિતિ બગડવા માંડી. એને જોરથી તાવ આવવા લાગ્યો. તેને લીધે અશક્તિ વધી ગઈ. પદ્મનાભ તથા કમલિની હજી વિલાસપુરમાંજ હતાં. વિદ્યાસાગર ક્ષણ પણ એની પથારી છોડતો નહીં. તેને અને પદ્મનાભને બહુ માયા થઈ. પદ્મનાભે એક દિવસ યોગીને પુછ્યું કે " તમારી ઇચ્છા હોય તો હું મારી પુત્રી સુવાસિનીનો વિવાહ વિદ્યાસાગર જોડે ગોઠવું, અને વિજયાની હયાતીમાંજ એ વાત જાહેર કરૂં." યોગીએ એની સંપૂર્ણ સંમતિ આપી. સુવાસિનીની ઉંમર તેર વર્ષની હતી. તે અયોધ્યામાં પોતાને મોસાળ હતી. શ્યામકુમારીના શોકને લીધે વીવાહની વાત બહાર ન પાડી, પણ અંદર ખાનેથી બધાંએ જાણ્યું. ક્ષીણ અવાજે વિજયાએ વિદ્યાસાગરને કહ્યું—" ભાઇ, હવે તો તું વહુવાળો થયો. હવે બ્હેનની ખબર રાખીશ કે ? " વિદ્યાસાગરે બ્હેનનો હાથ આંખે અડાડી કહ્યુ " બ્હેનડી, બાપુ, તને આરામ થઇ જાય પછી વાત છે ને ? " બ્હેનની આંખમાં આંસુ આવી ગયાં. માંદી માંદી વિજયાએ પોતાની નવી ભાભીને આપવાને લુગડાં તથા ઘરેણાંની યાદી ઉતરાવી ને કમલિનીને આવીને કહ્યું " બ્હેન, હું મારી ભાભીને જરૂર આટલાં લુગડાં શોક ઉતરશે કે મોકલીશ."

પણ ગણેશદાસનો શોક પુરો થવાનો નહતો. વિજયાને મંદવાડ વધવા માંડયો. એનું શરીર ઘણું અશક્ત પડી ગયું. કુસુમકાંતે બધાંને ચેતાવ્યાં હતાં કે હવે સાવધ રહેજો. કારણ વિજયાનું અવસાન પાસે છે. એ બોલે ચાલે તેના ઉપર રાચવાનું નથી. જેમ જેમ વિજયાનો મંદવાડ વધતો ગયો, તેમ તેમ યોગી શાંત માલુમ પડવા લાગ્યો. એક દિવસ તે પોતાના ભાઇને ઘણાજ સ્નેહથી ભેટયો–" ભાઈ, વિજયાના મૃત્યુ પછી મારી શી દશા થશે તેમને ખબર નથી પડતી. તમે સુવાસિની વિદ્યાસાગરને દીધી તે બહુ સારૂં કર્યું. વ્હાલાભાઇ, ઇશ્વર તારૂં કલ્યાણ કરશે. તું ઉત્તમ મિત્રનો નમુનો છે. આ સંસાર ક્ષણ ભંગુર છે. માટે, ભાઇલા, એવા પ્રસંગો નજરે પડે તો ધૈર્ય રાખવું. મનુષ્ય પોત પોતાની ફરજ બજાવી પ્રભુના ધામને રસ્તે પડે છે. " પદ્મનાભની આંખમાંથી ખળખળ આંસુ નીકળી પડતાં હતાં. યોગીએ કમલિની, તથા વિલાસિકાને પણ ઉત્તમ બોધ આપ્યો. ને ગણેશદાસ, રવીંદ્રને સસ્નેહ ભેટયો. કુસુમકાંતને ભેટતાં તેણે કહ્યું " " વ્હાલા, મિત્ર, તારૂં જીવન ઘણુંજ મધુર અને સુંદર છે. તું સર્વત્ર ખ્યાતિ પામીશ. તારો પરોપકાર જગ જાહેર થશે. વિજયાના

મૃત્યુ પછી મારો દેહ ટકશે કે કેમ તે મારાથી કહી શકાતું નથી. મારું મનોબળ એટલું ઓછું થઇ ગયું છે, કે હવે હું મારો પોતાનો માલીક નથી. " યોગીના સ્પર્શથી સર્વેને જાણે નવું જીવન આવ્યું હોય તેમ જણાયું. જે દિવસે યોગી આ પ્રમાણે વરત્યો તે દિવસ વિજયાને મંદવાડ પુરજોસમાં વધ્યો. આથી યોગી સહિત બધું કુટુંબ એની પથારી પાસે બેઠું હતું. વિજયામાં કોણ જાણે કયાંથી જોર આવ્યું હોય એમ જણાયું. તે બેઠી થઈ, ને યોગીનો હાથ પકડયો " વ્હાલા નાથ, હવે તમને કદી છોડવાની નથી. "

યોગી—વિજયા, પરમાત્મામાં ચિત્ત રાખ્ય. વિજયા, સંસારની વાંછના છોડી દે.

વિજયા—પણ કહો હવે તમે મને પરણુશો કે નહીં " ?

બધાં સ્તબ્ધ થઇ ગયાં હતાં. યોગીની મુખાકૃતિ ગંભીર શાંત તથા તેજોમય જણાતી. બધાં, શું થશે એ વિચારમાં ગભરાયલાં બેસી રહ્યાં હતાં. માત્ર કુસુમકાંત સજળ નેત્રે આમ તેમ આંટા ખાધા કરતો હતો. એના હાથમાં " સ્ટેથોસકોપ " તથા " થરમામીટર" હતાં. યોગીએ વિજયાના શરીર ઉપર હાથ ફેરવી, શાંત મુખાકૃતિ રાખી. અને મધુર વાણીથી કહ્યું "વિજયા, તું શાંતિ રાખ. જોકે પૃથ્વી ઉપર આપણા દેહનું લગ્ન તો નથી થયું. પણ **પ્રભુના દ્વારમાં આપણું આત્મલગ્ન થશે.** " આ વચનોથી વિજયા શાંત થઇ અને યોગીના ખોળામાં માથું મુકી સુતી. યોગી ધ્યાનસ્થ થઇ ગયો. એણે આંખ મીંચી દીધી હતી. કુસુમકાંતે એને ઢંઢોળ્યો. પણ એણે જવાબ ન દીધો. થોડીવારે વિજયાએ આંખ ઉઘાડી. ને બોલી " હાં, વ્હાલા, ત્યારે તમે મારી વિનતિ સ્વીકારી, ખરૂં ? "

મીચેલી આંખે યોગી બોલ્યો—" હા. "

વિજયાને શ્વાસ બ્હાર નીકળ્યો. તેનું માથું યોગીના ખોળામાંથી નીચે સરી ગયું.

કુસુમકાંત હળવેથી બોલ્યો–" વિજયાને શાંતિથી મરવા દેજો. ભોંય નાંખવા વિગેરેની ઉતાવળ કોઇએ કરવી નહીં" સજળ નેત્રે બધાં જોઇજ રહ્યાં હતાં. આખા ઘરમાં શાંતિ પ્રસરી રહી હતી. માત્ર ઘડીયાળનો ટકટક થતો અવાજ તે શાંતિનો ભંગ કરતો. વિજયાના હાથ પગ તણાવા માંડયા. તેણે પુનઃપ્રયાસ કર્યો, તે ઉઠી. 'વ્હાલા, ચાલો, આપણે માટે સુંદર વિમાન વાટય જુએ છે. શંકરના ગણ, તથા વિષ્ણુના પાર્ષદ તૈયાર છે. એમના હાથમાં અભિષેક વારિ છે. વ્હાલા હું તો જાઉં છું હો. જુઓ, આદિત્ય જ્યોતિ શેનો છે ? ઓં નમઃ શિવાય. "

તે આટલું બોલી ચતાપાટ યોગીના ખોળામાં પડી. યોગીએ આંખ ઉઘાડી ખોળામાંથી વિજયાને ભોંય સુવાડી. બધાં તરફ નજર કરી બોલ્યો. "કુસુમકાંત, સંભાળજો, ઓમ્ અલેક ! જય સચ્ચિદાનંદ !" આટલું બોલી યોગીએ ડોકી નાંખી દીધી. તે પૃથ્વીપર પડયો. ને એકદમ મૃત્યુ પામ્યો. વિજયા પણ તેજ ક્ષણે મૃત્યુ પામી. બન્ને સાથે ચતાપાટ પૃથ્વી ઉપર પડયાં !

કુસુમકાંત ગભરાઇ ગયો. બધાં તો સ્તબ્ધજ થઇ ગયાં. શું બોલવું કે શું કરવું તેની કોઇને ખબર ન પડી. થોડીવારે દાકતર ઉઠયો. એણે તથા રવીંદ્ર વિગેરેએ મળી વિજય તથા યોગીના દેહને કામળા ઉપર સુવાડયા. દાકતરના દેહને બહુ બહુ તપાસ્યો, માથા ઉપર ઘી મુકયું. ઘણા ઉપચાર કર્યા. પણ જીવ છે એની કાંઇપણ નિશાની ન જણાઇ. છેવટે નિરાશ થઇ કપાળ ઉપર હાથ મુકી દાકતરે રવીંદ્રને કહ્યું કે "ભાઈ, આપણા કમનસીબે યોગી હાર્ટડીઝીઝમાંથી ગુજરી ગયા છે. પણ વધારે ખાત્રી કરવા તું સીવીલ સરજનને ગાડી લઇ એકદમ બોલાવી લાવ." રવીંદ્ર તે પ્રમાણે તે દાકતરને બોલાવી લાવ્યો. તેણે યોગીનો દેહ લગભગ અડધો કલાક તપાસ્યો. પણ જીવ હોય એવું કંઇપણ ચિન્હ ન જણાયું. કુસુમકાંતને તેણે કહ્યું, "દાકતર સાહેબ, હું દીલગીરીથી જણાવું છું કે આ યોગી એકદમ હૃદયને ધક્કો લાગવાથી ગુજરી ગયો છે. એનું હાર્ટ તપાસતાં, એને હાર્ટ ડીઝીઝ હોય એમ મને લાગે છે. અને વિજયા પણ ગુજરી ગઇ છે. આ બનાવ ઘણો ખેદદાયક છે. તમે સમજુ છો, માટે બધાંને ધૈર્ય આપશો." તેણે કુસુમકાંત તથા રવીંદ્ર જોડે "શેકહેન્ડ" કર્યાને ઘણાજ ગંભીર ચહેરે પોતાના બંગલા ભણી ગાડી હંકાવી.

સીવીલ સરજનના ગયા પછી વિજયા તથા યોગીના મૃત્યુની વાત જાહેર કરી. બંગલામાં રડારોળ ચાલી રહી. આખા વિલાસપુરમાં આ મૃત્યુથી હાહાકાર થઈ રહયો. અને તમામ વર્ણના લોક અભડાવા કુસુમકાંતને બંગલે આવ્યા. ગણેશદાસ તથા ગંગાડોશી તો આ બનાવ સાંભળી બેભાન જેવાં થઈ ગયાં. પદ્મનાભ તથા કમલિની ગાંડાં જેવાં થઇ ગયાં. એ બધાંને રવીંદ્રના મિત્રોએ આશ્વાસન આપ્યું. પ્રિયજનોની રડારોળ, અને અશ્રુની ધારાની વચ્ચે બન્નેનાં શબને સાથે કહાડયાં. કુસુમકાંતે બન્ને શબને પુષ્પના શણગાર પહેરાવ્યા હતા. અને શવયાન પાસે ધુપ તથા ઘીના દિવા કર્યા હતા. ધીમે ધીમે શવને સ્મશાનમાં લાવ્યા. સુખડ અને નાળીએરની ચિ-

તાર્માં બન્નેના દેહને સાથેજ ન્હડાવ્યા. પદ્મનાભે થરથરતે હાથે, અને અશ્રુભીનાં નયને અગ્નિ સંસ્કાર કર્યો. ચાર કલાકમાં સઘળું ભસ્મસાત્ થઇ ગયું, માત્ર બળતા અંગારા અને મુઠીભર અસ્થિ શિવાય કાંઇજ ન રહ્યું ! સ્નાન કરી બધા પાછા ફર્યા. વિલાસપુર એનું એ હતું. ગાડીઓ એમની એમ દોડતી. વેચનારા એમના એમ બુમો પાડતા. શહેરની રચના એની એ હતી. માત્ર વિજયા અને અલક્ષ્યજ્યોતિ આ પૃથ્વીપરથી ચાલ્યાં ગયાં હતાં.

યોગીના મૃત્યુની ખબર વાને વેગે ઉડી. હિંદુસ્થાનમાં એવું એક સ્થળ નહતું જ્યાં એનો પરોપકાર જાણીતો ન હોય. હજારો ગરીબો રોયાં. અને દુઃખી આત્માએ એને આશીર્વાદ આપ્યા. પદ્મનાભ ઉપર દિલગીરીના તાર, તથા આશ્વાસનપત્રો આવવા માંડયા. “ એવો દાનેશ્વર આ જમાનામાં થયો નથી ને થવાનો પણ નથી.” એમ ગરીબો કહેવા માંડયા. એની કીર્તિ પ્રસરી. સજળ નેત્રે અનેક ગરીબ મનુષ્યો બોલ્યાં “ સો મરજો, પણ સોનો પાળનાર ન મરશો.” પણ એવા મહાત્માઓ આ પૃથ્વીપર ઝાઝો કાળ જીવતા નથી. એતો એમની સુગંધ ચોમેર મુકી, આ ફાની સંસાર છોડી ઇશ્વરના ધામમાં ચાલ્યા જાય છે.

પદ્મનાભ તથા કમલિની યોગીના મૃત્યુ પછી એક માસ કુસુમકાંત પાસે રહ્યાં. પછી અયોધ્યા ભણી વિદાય થયાં. ગણેશદાસ તથા ગંગા ડોશી તો પથારી વશ થઇ ગયાં. કુસુમકાંત તથા રવીંદ્ર પોતાની પત્નીઓ અને વિદ્યાસાગર સાથે થોડો વખત સ્થાન ફેર કરવા મુંબાઇ ગયાં.

* * * * *

ગણેશદાસ ને ગંગાડોશી વિજયાના મૃત્યુ પછી છ મહીનામાં ગુજરી ગયાં. રવીંદ્ર લેખક તરીકે ખુબ ખ્યાતિ પામ્યો. કારણ એણે જથાબંધ પુસ્તકો બ્હાર પાડયાં. તેમજ એની પબ્લીશીંગ ફર્મ પણ સારી સ્થિતિમાં આવી. વિલાસિકાને એક પુત્ર પ્રસવ્યો હતો, તેનું નામ લલિતકુમાર પાડયું હતું. રેવતીરમણની શાળા પણ બહુજ ખ્યાતિ પામી. શશીભૂષણે પોતાના છાપખાનામાં ઘણા સારા ફેરફાર કર્યા. અને ડેઇલી પેપર કહાડવા માંડયું. મોહનીચંદ્રે દેશી રજવાડામાં સર ન્યાયાધીશની જગ્યા લઇ લીધી. વેણીમાધવ યાંત્રિક શાસ્ત્રનો અભ્યાસ વધારવા ઇંગ્લાંડ ઉપડી ગયો. કુસુમકાંત તથા મનોરમાને સંતતિ ન હોવાથી વિદ્યાસાગરને દત્તક લીધો. ને એનું લગ્ન ધામધુમથી પદ્મનાભની પુત્રી સુવાસિની જોડે કર્યું. તેના લગ્નમાં છએ

મિત્રો આનંદ કરતા ગયા. હરિચૈતન્યની ગંમતો એની એ હતી. પોતાના પિતાની કમાઇના પૈસામાંથી આજીવિકા ચલાવી, આનંદ કરતો. સ્ત્રીસમાજ ઘણીજ સારી સ્થિતિમાં આવી ગઇ હતી. તેમાં વિલાસિકા તથા મનોરમા ઘણાજ હોંશથી ભાગ લેતાં.

જે સ્થળે વિજયા તથા અલક્ષ્યજ્યોતિને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો તે સ્થળને કુસુમકાંતે વેચાતું લીધું હતું. ને ત્યાં ન્હાનો બાગ બનાવી, વચમાં શિવાલય બંધાવ્યું હતું. અને શિવાલયની દિવાલે બન્નેનો સંક્ષિપ્ત હેવાલ લખ્યો હતો. શિવાલયની અંદરના ભાગમાં એક સુંદર મ્હોટો તખતો મુકયો હતો. જેમાં તેજોમય હાર અલક્ષ્યજ્યોતિ તથા વિજયાની કોટમાં જોડેલો ચિતર્યો હતો. નીચે **આત્મલગ્ન** લખ્યું હતું. શંકરના બાણ ઉપર અવિચ્છિન્ન જળની ધારા પડયા કરતી. વિલાસપુરના લોક આ સ્થાનને બહુ પવિત્ર માનતા. અને ઘણાંક નિયમધારી સ્ત્રી અને પુરૂષો તે સ્થળ જેનું નામ **વિજયેશ્વર** પાડવામાં આવ્યું હતું, તેનાં દર્શન કર્યા વગર જમતાં નહીં. તેમજ સતી માતા ( વિજયા ) ની બાધા આખડી ચાલતી. અને એના મરણ તિથિને દિવસે સતી માતાનાં નિવેદ્ય કરતા. કુસુમકાંત તથા રવીંદ્ર વિગેરે તેઓના મરણ દિવસને “ જયન્તી ” તરીકે ગણાતા. અને તે દિવસે વિલાસપુરના પ્રતિષ્ઠિત હિંદુ, મુસલમાન, ઇંગ્રેજ, પારસી, ગ્રહસ્થો મળતા. અને સ્વર્ગસ્થ દંપતીની પ્રસંશા કરતા.

એક સુંદર, ચંદ્રિકા વાળી રાત્રિમાં હાથમાં પુષ્પના હાર લઇ એક યુવાન દંપતી વિજયેશ્વરમાં ઉભાં હતાં. એ સમયે ત્યાં બીજું કોઇ નહતું. એ તરૂણ શંકરના બાણ આગળ ઘુંટણીએ પડયો હતો. ને હાર ચ્હડાવતાં એની આંખમાંથી ચોધાર અશ્રુ નીકળતાં હતાં. પેલી યુવતી એને શાંત કરતી હતી. “ વ્હાલા, આમ આક્રંદ શા માટે કરો છો ! એમ કર્યે કદી પણ તમે એમને દેખવાના છો ? ”

તે યુવક બોલ્યો—“ વ્હાલી, મને ક્ષણભર બ્હેન તથા યોગીરાજ વિસરતાં નથી. વ્હાલી, તું પણ તે યોગીરાજની પ્રસાદી છે, હો. ” તે યુવક શાંત થઇ ઉઠયો.

“હેં વ્હાલા, એ યોગી કેવા હતા ! મને તો સાંભરતા પણ નથી.

“પિતાજી અને માતાએ અહીંની માફકજ અયોધ્યામાં શિવાલય બંધાવ્યું છે. એનું નામ **જ્યોતીંદ્રાલય** છે. પિતા પણ તમારી માફકજ રોરો કરે છે. ” યુવતી બોલી.

" વ્હાલી. એ યોગી કેવા હતા, એનું વર્ણન કરૂં."

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिम्
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षिभूतम्
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

એવા યોગીંદ્ર સર્વદા વંદનીય છે." યુવાન બોલ્યો.

" અને વ્હાલા, એ સતી સિરોમણી વિજયા કેવાં હતાં ?"

" વ્હાલી, સાક્ષાત્ પવિત્રતાની મૂર્ત્તિ મારી પ્રિય બ્હેન હતી. એને જોતાંજ પતિતજન પાવન થઈ જાય. વિકાર નાશ પામી જાય."

" વ્હાલા, એ દિવ્ય દંપતી પ્રભુના દરબારમાં–પ્રેમધામમાં અનંત સુખ ભોગવતાં હશે. વ્હાલા, એ દંપતીને હું સપ્રેમ નમસ્કાર કરૂં છું."

આમ બોલી તે યુવતીએ પુષ્પનો હાર એ દિવ્ય દંપતીની છબીને ચ્હડાવ્યો. અને થોડીવાર પ્રાર્થના કરી, તે યુવાન દંપતી પાછાં ફર્યાં. આમ્રવૃક્ષ ઉપર કોકિલા ગાયન કરી રહી હતી. પડખે વહેતી નદીમાં ચંદ્રનાં કિરણો ઝળક ઝળક થઈ રહ્યાં હતાં. નદીમાં રમતાં માછલાંની રૂપેરી પાંખને ચળકાટ ચંદ્રિકાને વખતે વધારે સુશોભિત બનાવતો. દૂર વાગતા વાંસળીના સ્વર, તથા ગાયનના લલકારા સંભળાતા. સૃષ્ટિ સૌંદર્ય આગળ આ તરૂણ દંપતી પોતાનું દુઃખ ભુલી ગયાં. આ યુવાન હમેશાં એકવાર વિજયેશ્વરનાં દર્શન કરવા આવતો. પણ ચંદ્રિકામાં ફરવાના હેતુથી આજ એની સ્ત્રી સાથે આવી હતી.

વાંચનાર ! આ દંપતીને તેં ઓળખ્યાં હશે. તે આપણો વિદ્યાસાગર અને તેની નવવધુ સુવાસિની હતાં.



## તાવની રામબાણ દવા. રૂ. ૧૦૦)ના ઇનામવાળી.

કોઇ પણ જાતનો તાવ એટલે દાહવો, એકાંતરીઓ, ચોથીઓ ઉનો, ટાઢીઓ ને ચાલતા જમાનાના નવી નવી જાતના ઉડતા તાવો અમારી દવાથી ના ઉતરે તો લીધેલા પૈસા પાછા આપીશું. કોઇ સખસ એમ સાબીત કરી આપશે કે આ દવાથી ચોથીઓ તાવ ના ગયો તો તેને રૂ ૧૦૦) ઇનામ આપીશું. આ દવા તાવ હોય છે તે વખત લેવાથી તાવ ઉતરી જાય છે અને ઉતર્યા પછી લેવાથી તાવ આવતો નથી. અને શકિત આપે છે, ગોળી ૪૨ ની ડબી નંગ ૧ ની કિંમત રૂ. ૧-૦-૦

અમારી ઉપર તાવની દવા પ્લેગ ને માટે અકસીર નીવડી છે.

## પરમીઆની રામબાણ દવા.

આ દવા તમામ જાતના પરમીઆ મટાડે છે. ઇંદ્રીયમાં થતી બળતરા અને ચાલતુ પરૂ ( રસી. ) બંધ કરે છે. સોજો ઉતારે છે ટીપે ટીપે આવતો પેશાબ સાફ આવે છે. કળતર અને પેઢુનો દુખાવો મટાડે છે. નીચેની રગમાં જે દરદ થાય છે તેને તરત આરામ કરે છે. તેમજ ધાતુ વધારી શકિત આપે છે અને સાંધાના દુખાવા મટાડે છે.

ડબી ૧ તેમાં ગોળી ૧૬ અને શીશી એકની કીમત રૂ. ૨-૪-૦,

## શકિત સજીવન—વીર્યનો ઝરો.

કોઇ સખસ એમ સાબીત કરી આપશે કે આ દવામાં શકિત લાવવાનો અને વીર્ય વધારવાનો ગુણ નથી તો તેને રૂ.૧૦૦ ઇનામ આપીશું.

કમતાકાત થએલ ઇંદ્રીયને તાકાત આપી સતેજ કરવાનો શકિત સજીવનમાં ખાસ ગુણ છે. પેશાબમાં, બગલમાં, મોઢેથી અને ઇંદ્રીયથી જતી ધાતુ શકિત સજીવન બંધ કરે છે. નપુંસક થઇ ગએલા મરદને શકિત સજીવન પુરૂષાતન આપે છે; બરડાની ફાટ, કમરનો દુખાવો, પગની કળતર, સંધીવા, ક્ષય, જુનો મરડો, ખાંસી વાયુ. ( વાયાના રોગો ) જઠરામદ ( મંદઅગ્નિ ) અજીરણ. કબજીઆત, પીત, કમળી કમળો, પીતપાંડુ, જીર્ણજ્વર વીગેરે ઘણા દરદોને નાશ કરે છે. સ્ત્રી ગર્ભાશયના દરદો, થતો ગર્ભપાત અટકાવે છે. વંઝા ( વાંઝણી ) એ શકિત સજીવનનું સેવન કરવાથી સંતાનની ( છોકરાંની ) પ્રાપ્તી થાય છે. શકિત સજીવન ધાતુના તમામ દોષ મટાડી સ્ત્રી અને પુરૂષોને તેમજ બાળકને અને વૃદ્ધને પુષ્ટ, તેજસ્વી કાન્તીવાન, બળવાન બનાવે છે.

ગોળી ૪૨ ની ડબી ૧ ની કીમત રૂ. ૨-૮-૦.

જાતે લેનારને અમદાવાદમાં ત્રણ દરવાજે કેશવલાલ ફકીરચંદની દુકાનેથી અને રીચીરોડ ત્રીભોવનદાસ ગોરધનદાસ પાસેથી અને સસપરમાં મેતા મોરારજી જેશંકરને ઘેરથી મળશે.

**વૈદ સા. ગીરધરલાલ કહાનજી.**

**મુ. ધોળકા—જી. અમદાવાદ.**

રોગીને રોગથી મુકત કરનાર અને નિરોગીને લાંબુ
આયુષ્ય આપનાર.

# બે અકસીર દવાઓ.

## શકિતની ગોળીઓ "મદનમંજરી."

લોહીને સુધારે છે. વીર્યને વધારી ઘટ કરે છે, જ્ઞાનતંતુઓને સતેજ કરે છે, મુત્રાશય અને વીર્યાશય સંબંધી નવાં તેમજ જુનાં દરદો સારાં કરે છે, બંધકુષ્ટનો નાશ કરી દસ્ત સાફ લાવે છે, યાદ શકિતને તાજી કરે છે, પેશાબ અને સ્વપ્નામાં જતી ધાતુને બંધ કરે છે અને ટુંકામાં ધાતુ વિકારના તમામ રોગોનો નાશ કરી નષ્ટ થએલ પુરૂષત્વ પાછું બક્ષે છે. કીમત ગોળી ૪૦ ની ડબી ૧ નો રૂ. ૧—૦—૦

## શકિતને માટે લેપ નપુંસકત્વારીઘૃત.

આ ઘૃતના લેપથી અજ્ઞાનતાને લીધે કરેલ અનેક કુકર્મોથી થએલ ગુપ્ત ભાગની શિથિલતા, વક્રતા, નસોની કમજોરી ઇત્યાદિ તમામ નપુંસકત્વ દોષ દુર થઇ પરિપૂર્ણ શકિત પ્રાપ્ત થાય છે.

કીમત તોલા ૨ ની ડબી ૧ નો રૂ. ૧—૦—૦

દરેક દવાઓનું પોસ્ટ, પેકીંગ જુદું પડશે. મોટું કેટલોગ મફત.

**રાજવૈદ્ય નારાયણજી કેશવજી.**

આયુર્વેદોદય ઔષધાલય જામનગર ( કાઠીઆવાડ ) બ્રેંચ ઓફીસ નંબર ૧ મુંબઈ, કાળબાદેવીરોડ, નં. ૨૮૬.

નંબર ૨ કલકત્તા, હેરીસનરોડ, નં. ૧૭૭.

આ દવાઓ નીચે જણાવેલ ઠેકાણેથી પણ મળી શકશે.

ગુજરાતી પંચ ઓફિસ—અમદાવાદ.

